Jaina-Āgama-Series No. 1

# NANDISUTTAM

AND

# AṆUOGADDĀRĀIṀ

Editors

MUNI PUṆYAVIJAYA

Pt. DALSUKH MĀLVAṆIĀ

Pt. AMRITLĀL MOHANLĀL BHOJAK



SHRI MAHĀVĪRA JAINA VIDYĀLAYA

BOMBAY 26

## गंथसमप्पणं

णंदिकरो णय-णिक्खेवविविहभंगेहिं भूसिओ पवरो ।
भवभयवोच्छेयकरो अणुओगो रक्खिओ जेहिं ॥ १ ॥

भगवंताणं ताणं णंदी-अणुओगदारसुत्ताइं ।
अणुओगधारयाणं पुज्जाणं तह महेसीणं ॥ २ ॥

वरए पुण्णपवित्ते करजुयकमलम्मि विणयणइजुत्ता ।
मुणिपुण्णविजय-दलसुखभाई-अमया समप्पेमो ॥ ३ ॥ विसेसयं ॥

तुम्ह पसाया लद्धं वत्थुं तुम्हाण अप्पयंताणं ।
अम्हाण बालचरियं खमंतु पुज्जा खमासमणा ! ॥ ४ ॥

# ગ્રંથસમર્પણ

મંગલકારી, સંસારના ભયને દૂર કરનાર, નય, નિક્ષેપ આદિ અનુયોગદ્વારના પ્રકાશ દ્વારા અનુયોગની—આગમની વ્યાખ્યાના માર્ગની—અખંડ તેમ જ વિશુદ્ધ પરંપરાની જેઓએ રક્ષા કરી છે તે અનુયોગને રચનાર પૂજ્ય મહર્ષિ ભગવંતોના પુણ્યશાળી, પવિત્ર અને વરદ કરકમળમાં અમે—મુનિ પુણ્યવિજય, દલસુખ માલવણિયા અને અમૃતલાલ ભોજક—નંદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્ર ભેટ ધરીએ છીએ. આપના જ કૃપાપ્રસાદથી સંકલિત-સંશોધિત કરેલી વસ્તુ આપને જ સમર્પિત કરવાની અમારી ધૃષ્ટતાને આપ ક્ષમાશ્રમણ ભગવંતો ક્ષમા કરશો.

# પ્રકાશકીય નિવેદન

શ્રી મહાવીર જૈન વિદ્યાલયે બધા મૂળ જૈન પવિત્ર આગમસૂત્રોને પ્રકાશિત કરવા માટે ' જૈન આગમ ગ્રંથમાળા 'ની મોટી યોજના હાથ ધરેલ છે. એ યોજના પ્રમાણે નંદિસૂત્ર તથા અનુયોગદ્વાર-સૂત્રને સમાવતો પહેલો ગ્રંથ પ્રકાશિત કરતાં અમે ખૂબ આહ્લાદની લાગણી અનુભવીએ છીએ

સને ૧૯૬૦ની વાત છે અમારામાંના એક, શ્રીયુત ચંદુલાલ વર્ધમાન શાહને, પોતાના વ્યવસાય નિમિત્તે, વિલાયત જવાનું થતાં તેઓ તે વખતે લંડન યુનિવર્સિટીમાં બૌદ્ધ દર્શનના પ્રાધ્યાપક તરીકે કામ કરતા ડૉ પદ્મનાભજી જૈનીને ખાસ મળવા ગયા એમનો મુખ્ય હેતુ વિલાયતમાં જૈન સાહિત્યના અધ્યયન-અધ્યાપન તેમ જ સંશોધન પ્રકાશનને લગતી તેમ જ લંડન યુનિવર્સિટીમાં જૈન અધ્યયનપીઠ (chair) સ્થાપવાની શક્યતા તથા ઉપયોગિતાને લગતી કેટલીક વાતચીત શ્રી પદ્મનાભજી સાથે કરવાનો હતો. શ્રી જૈની અગાઉ એમના અમદાવાદના વસવાટ દરમ્યાન અમુક વખત માટે વિદ્યાલયમાં રહ્યા હતા; અને એમણે વિદ્યાલયના વિદ્યાર્થીઓને ધાર્મિક અભ્યાસ કરાવ્યો હતો આથી શ્રી ચંદુભાઈ તથા વિદ્યાલયના અન્ય સંચાલકો એમનાથી સુપરિચિત છે

આ મુલાકાત દરમ્યાન ડૉ જૈનીએ આવી અધ્યયનપીઠ (chair) ની સ્થાપના કરતાં પહેલાં જૈન વિદ્યા (Jainology) ના અધ્યયન-અધ્યાપન તેમ જ સંશોધન-સંપાદનમાં ઉપયોગી થઈ શકે એ પ્રકારના જૈનધર્મ અને દર્શનના ગ્રંથોની સુસંપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવાની જરૂર ઉપર ભાર આપતાં કહ્યું કે બૌદ્ધ ધર્મના તથા દર્શનના બધા ત્રિપિટકો તેમ જ અન્ય ગ્રંથોની જે રીતે સુસંશોધિત-સુસંપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવામાં આવી છે, એ રીતે જ જૈનધર્મ અને દર્શનના બધા આગમો તેમ જ અન્ય ગ્રંથોની સુસંપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવામાં આવે તો વિદેશમાં જૈન સાહિત્યના અધ્યયન-અધ્યાપનને તેમ જ સંશોધન-સંપાદનને વેગ મળી શકે અત્યારે પરદેશના વિદ્વાનોની જિજ્ઞાસા આ ક્ષેત્રમાં કામ કરવાની ઘણી છે; એટલે જૈન ગ્રંથોની—ખાસ કરીને આગમો તથા બધા આગમિક સાહિત્યની—આવી આવૃત્તિઓ પ્રગટ કરીને એનો લાભ લઈ લેવો જોઈએ. ડૉ જૈનીએ પોતાની આ વાતચીત દરમ્યાન જૈન આગમોના પ્રકાશન ઉપર વિશેષ ભાર મૂકતાં જણાવ્યું હતું કે અત્યાર સુધીમાં જે કંઈ જૈન આગમ સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું છે તેમાંનું બહુ જ ઓછું સંશોધનની આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિથી સંશોધિત-સંપાદિત કરવામાં આવ્યું છે; એટલે એમાં શબ્દસૂચી, અન્ય ઉપયોગી પરિશિષ્ટો, વિસ્તૃત પ્રસ્તાવના, વિષયસૂચી વગેરે નહીં હોવાને કારણે કૉલેજોમાં, યુનિવર્સિટીઓમાં તેમ જ પ્રાચ્ય વિદ્યાના ક્ષેત્રમાં અધ્યયન-અધ્યાપન તથા સંશોધનનું કામ કરતી શોધસંસ્થાઓમાં વિદ્વાનો એનો બહુ જ ઓછો ઉપયોગ કરી શકે છે

ડૉ જૈનીની આ વાત શ્રી ચંદુભાઈના મનમાં બરાબર વસી ગઈ એમણે વિચાર્યું, આ દિશામાં વધુ નહીં તો છેવટે પવિત્ર મૂળ જૈન આગમોને પ્રકાશિત કરવાનું કામ જો શ્રી મહાવીર જૈન વિદ્યાલય હાથ ધરે તોપણ વિદ્યાલય દ્વારા સાહિત્ય-પ્રકાશનનું એક ઉપયોગી અને જરૂરી કાર્ય થયું લેખાય. વિદ્યાલયના ઉદ્દેશમાં જૈન સાહિત્યના પ્રકાશનકાર્યનો પણ સમાવેશ કરવામાં આવેલ છે જ.

સ્વદેશ પાછા ફર્યા બાદ શ્રી ચંદુભાઈએ આ અંગે વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના પોતાના સાથીઓને પોતાના મનની આ વાત સમજાવી સૌને આ કાર્ય વિદ્યાલયે હાથ ધરવા જેવું લાગતાં

## અગિયાર અંગ

| | |
|---|---|
| (૨) ભાગ બીજો | (૩) આયારંગસુત્ત (આચારાંગસૂત્ર) |
| | (૪) સૂયગડંગસુત્ત (સૂત્રકૃતાંગસૂત્ર) |
| (૩) ભાગ ત્રીજો | (૫) ઠાણંગસુત્ત (સ્થાનાંગસૂત્ર) |
| | (૬) સમવાયંગસુત્ત (સમવાયાંગસૂત્ર) |
| (૪) ભાગ ચોથો (ત્રણ વિભાગમાં) | (૭) વિવાહપણ્ણત્તિસુત્ત (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિસૂત્ર) [અપરનામ–ભગવઇસુત્ત (ભગવતીસૂત્ર)] |
| (૫) ભાગ પાંચમો | (૮) નાયાધમ્મકહંગસુત્ત (જ્ઞાતાધર્મકથાંગસૂત્ર) |
| (૬) ભાગ છઠ્ઠો | (૯) ઉવાસગદસંગસુત્ત (ઉપાસકદશાંગસૂત્ર) |
| | (૧૦) અંતગડદસંગસુત્ત (અન્તકૃદ્દશાંગસૂત્ર) |
| | (૧૧) અણુત્તરોવવાઇયદસંગસુત્ત (અનુત્તરોપપાતિકદશાંગસૂત્ર) |
| | (૧૨) પણ્હાવાગરણદસંગસુત્ત (પ્રશ્નવ્યાકરણદશાંગસૂત્ર) |
| | (૧૩) વિવાગદસંગસુત્ત (વિપાકદશાંગસૂત્ર) |

## બાર ઉપાંગ

| | |
|---|---|
| (૭) ભાગ સાતમો | (૧૪) ઉવવાઇયસુત્ત (ઔપપાતિકસૂત્ર) |
| | (૧૫) રાયપસેણઇયસુત્ત (રાજપ્રશ્નીયસૂત્ર) |
| (૮) ભાગ આઠમો | (૧૬) જીવાભિગમસુત્ત (જીવાભિગમસૂત્ર) |
| (૯) ભાગ નવમો (બે વિભાગમાં) | (૧૭) પણ્ણવણાસુત્ત (પ્રજ્ઞાપનાસૂત્ર) |
| (૧૦) ભાગ દસમો | (૧૮) જંબુદ્દીવપણ્ણત્તિસુત્ત (જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર) |
| (૧૧) ભાગ અગિયારમો | (૧૯) ચંદપણ્ણત્તિસુત્ત (ચન્દ્રપ્રજ્ઞપ્તિસૂત્ર) |
| | (૨૦) સૂરિયપણ્ણત્તિસુત્ત (સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્ર) |

## પાંચ ઉપાંગ

| | |
|---|---|
| (૧૨) ભાગ બારમો | (૨૧) નિરયાવલિયાસુત્ત (નિરયાવલિકાસૂત્ર) |
| | (૨૨) કપ્પવડંસિયાસુત્ત (કલ્પાવતંસિકાસૂત્ર) |
| | (૨૩) પુપ્ફિયાસુત્ત (પુષ્પિકાસૂત્ર) |
| | (૨૪) પુપ્ફચૂલિયાસુત્ત (પુષ્પચૂલિકાસૂત્ર) |
| | (૨૫) વણ્હિદસાસુત્ત (વૃષ્ણિદશાસૂત્ર) |

## છ છેદ

| | |
|---|---|
| (૧૩) ભાગ તેરમો | (૨૬) દસાસુયક્ખંધસુત્ત (દશાશ્રુતસ્કંધસૂત્ર) |
| | (૨૭) કપ્પસુત્ત (બૃહત્કલ્પસૂત્ર) |
| | (૨૮) વવહારસુત્ત (વ્યવહારસૂત્ર) |
| | (૨૯) નિસીહસુત્ત (નિશીથસૂત્ર) |
| | (૩૦) જીયકપ્પસુત્ત (જીતકલ્પસૂત્ર) [સડ્ઢજીયકપ્પ (શ્રાદ્ધજીતકલ્પ) તથા જઇજીયકપ્પ (યતિજીતકલ્પ) સાથે] |
| (૧૪) ભાગ ચૌદમો | (૩૧) મહાનિસીહસુત્ત (મહાનિશીથસૂત્ર) |

કાર્યને પોતાનુ જ માની લીધુ છે, અને પોતાના અનેક રોકાણો અને જવાબદારીઓ વચ્ચે પણ, આ કાર્યને માટે તેઓ ઉમગપૂર્વક પૂરતો સમય આપી રહ્યા છે એ માટે અમે એમના અત્યત આભારી છીએ.

પ્રાકૃત ટેક્ષ્ટ સોસાયટી સાથે સકળાયેલ પડિત શ્રી અમૃતલાલ મોહનલાલ ભોજકની સેવાઓ વિદ્યાલયને આગમ પ્રકાશનના કામ માટે ઉછીની મળતાં છેલ્લા અઢી વર્ષથી આ કાર્યમા વિશેષ વેગ આવી શક્યો છે આ માટે અમે પ્રાકૃત ટેક્ષ્ટ સોસાયટીને તથા પડિત શ્રી અમૃતલાલભાઈને ધન્યવાદ આપીએ છીએ સપાદકીયનો તથા પ્રસ્તાવનાનો અગ્રેજી અનુવાદ કરી આપવા બદલ શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરના ઉપસચાલક (ડેપ્યુટી ડિરેક્ટર) ડૉ નગીનદાસ જે શાહને ધન્યવાદ ઘટે છે

વિદ્યાલયના નિષ્ઠાવાન અને કાર્યદક્ષ મહામાત્ર ભાઈશ્રી કાંતિલાલ ડાહ્યાભાઈ કોરાએ આ કાર્ય સર્વાંગસુદર થાય એ માટે પૂરતી કાળજી રાખી છે, એ માટે એમને અમે હાર્દિક ધન્યવાદ આપીએ છીએ અમદાવાદમા પડિત શ્રી શાસ્ત્રી હરિશકર અબારામ પડ્યાએ આ અગે જે કામગીરી બજાવી છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે

આગમ ગ્રથોના સપાદનની જેમ એનુ મુદ્રણ પણ આતરરાષ્ટ્રીય દૃષ્ટિએ આવકારપાત્ર બને એ માટે મુબઈના મૌજ પ્રિન્ટીગ બ્યુરો અને એના સચાલક–માલિક શ્રી વિષ્ણુ ભાગવતે સ્પેશિયલ બીબા (Types) ઢાળીને તેમ જ ગોઠવણી, મુદ્રણ વગેરે બાબતોમા વિશેષ રુચિ અને ચીવટ દાખવીને જે સહકાર આપ્યો છે તે માટે અમે એમના આભારી છીએ

આ કાર્ય જેમ પુષ્કળ સમય, શક્તિ અને ધીરજ માગી લે એવુ છે તેમ એ માટે આર્થિક સગવડ પણ ઘણી જોઈએ એવુ છે વિદ્યાલય પાસે સાહિત્ય-પ્રકાશનને માટે જે મૂડી છે તે બહુ જ મર્યાદિત છે, અને એના આધારે તો આવી મોટી અને આવી ખરચાળ યોજના હાથ ધરવાનુ અમે વિચારી પણ ન શકીએ પણ, સારા કામમા પૂરો આર્થિક સહકાર આપવાની શ્રીસઘની ઉદાર ભાવનાનો વિદ્યાલયના સચાલન દરમ્યાન અમે અનુભવ કરેલો છે, અને એના ભરોસે જ અમે આ યોજના શરૂ કરવાનુ સાહસ કરી શક્યા છીએ અમને વિશ્વાસ છે કે શ્રીસઘમાથી આવા ઉમદા અને ઉપયોગી કાર્યને માટે પૂરતા નાણા મળી જ રહેવાના છે અત્યાર સુધીમાં આ કાર્યમા નીચે મુજબ સસ્થાઓ તથા વ્યક્તિઓ તરફથી નીચે મુજબ રકમો આગમ પ્રકાશનના કાર્યમા સહાયરૂપે મળી છે; એ સર્વનો અમે અત કરણપૂર્વક આભાર માનીએ છીએ

રૂ૦ ૧૭,૫૦૦] શ્રી પ્રિન્સેસ સ્ટ્રીટ લોહારચાલ જૈન સઘ; રૂ૦ ૫૦૦૦] શ્રી મોતીશા રિલિજીઅસ અને ચેરીટેબલ ટ્રસ્ટ; રૂ૦ ૧૦૦૦] શ્રી ગોવાલીઆ ટૅક જૈન સઘ; રૂ૦ ૧૦૦૦] શ્રી સારાભાઈ કેવળદાસ; રૂ૦ ૧૬,૦૪૧·૦૩ પરચૂરણ રકમો

અમારી વર્તમાન આગમ પ્રકાશન સમિતિના નીચેના સભ્યોનો, તેઓએ આપેલ સહકાર બદલ, અમે આભાર માનીએ છીએ .

(૧) શ્રી પરમાનદભાઈ કુવરજી કાપડિયા
(૨) ડૉ જયતીલાલ સુરચદ બદામી
(૩) શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી
(૪) શ્રી સેવતીલાલ ચીમનલાલ શાહ

जैन-आगम-ग्रन्थमाला : ग्रन्थाङ्क १

सिरिदेववायगविरइयं

# नंदिसुत्तं

सिरिअज्जरक्खियथेरविरइयाइं

# अणुओगद्दाराइं

च

सम्पादकाः

पुण्यविजयो मुनिः

[ जिनागमरहस्यवेदिजैनाचार्यश्रीमद्विजयानन्दसूरिवर (प्रसिद्धनाम-आत्मारामजीमहाराज)-
शिष्यरत्न-प्राचीनजैनभाण्डागारोद्धारकप्रवर्तकश्रीमत्कान्तिविजयान्तेवासिनां श्रीजैन-
आत्मानन्दग्रन्थमालासम्पादकानां मुनिप्रवरश्रीचतुरविजयानां विनेय ]

पण्डित दलसुख मालवणिया

पण्डित अमृतलाल मोहनलाल भोजक

इत्येतौ च




श्री महावीर जैन विद्यालय

बम्बई २६

जैन - आगम - ग्रन्थमाला
प्रधान सपादक
मुनिराज श्री पुण्यविजयजी
पण्डित दलसुख मालवणिया

प्रथम सस्करण :
वीर स० २४९४ / विक्र० सं० २०२४ / ई. स. १९६८


मूल्य ४० रुपया

प्रकाशक :
चदुलाल वर्धमान शाह
मनुभाई गुलाबचन्द कापडिया
जयन्तीलाल रतनचन्द शाह
मानद मत्रीओ
श्री महावीर जैन विद्यालय
गोवालिया टॅंक रोड, वम्बई २६

मुद्रक :
वि पु भागवत
मौज प्रिंटिंग ब्यूरो
खटाववाडी, वम्बई ४

Jaina-Āgama-Series No. 1

# NANDISUTTAṀ

AND

# AṆUOGADDĀRĀIṀ

Editors

MUNI PUṆYAVIJAYA

Pt. DALSUKH MĀLVAṆIĀ

Pt. AMRITLĀL MOHANLĀL BHOJAK



SHRI MAHĀVĪRA JAINA VIDYĀLAYA

BOMBAY 26

Jaina-Agama-Series

*General Editors*

MUNIRAJ SHRI PUNYAVIJAYAJI

Pt DALSUKH MALVANIA

*First Published 1968*



Price Rs 40 00

Printed in India
By V P Bhagwat
Mouj Printing Bureau
Khatau Wadi, Bombay 4

Published By
Chandulal Vardhman Shah
Manubhai Gulabchand Kapadia
Jayantilal Ratanchand Shah
*Hon Secretaries*
Shri Mahavira Jaina Vidyalaya
Gowalia Tank Road, Bombay 26

## गंथसमप्पणं

णंदिकरो णय-णिक्खेवविविहभंगेहिं भूसिओ पवरो ।
भवभयवोच्छेयकरो अणुओगो रक्खिओ जेहिं ॥ १ ॥

भगवंताणं ताणं णंदी-अणुओगदारसुत्ताइं ।
अणुओगधारयाणं पुज्जाणं तह महेसीणं ॥ २ ॥

वरए पुण्णपवित्ते करजुयकमलम्मि विणयणइजुत्ता ।
मुणिपुण्णविजय-दलसुखभाई-अमया समप्पेमो ॥ ३ ॥ विसेसयं ॥

तुम्ह पसाया लद्धं वत्थुं तुम्हाण अप्पयंताणं ।
अम्हाण बालचरियं खमंतु पुज्जा खमासमणा ! ॥ ४ ॥

## ગ્રંથસમર્પણ

મંગલકારી, સંસારના ભયને દૂર કરનાર, નય, નિક્ષેપ આદિ અનુયોગદ્વારના પ્રકારો દ્વારા અનુયોગની – આગમની વ્યાખ્યાના માર્ગની – અખંડ તેમ જ વિશુદ્ધ પરંપરાની જેઓએ રક્ષા કરી છે તે અનુયોગને ધરનાર પૂજ્ય મહર્ષિ ભગવંતોના પુણ્યશાળી, પવિત્ર અને વરદ કરકમળમાં અમે—મુનિ પુણ્યવિજય, દલસુખ માલવણિયા અને અમૃતલાલ ભોજક—નંદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્ર ભેટ ધરીએ છીએ. આપના જ કૃપાપ્રસાદથી મેળવેલી-સંશોધિત કરેલી વસ્તુ આપને જ સમર્પિત કરવાની અમારી બાલક્રીડાને આપ ક્ષમાશ્રમણ ભગવંતો ક્ષમા કરશો.

# પ્રકાશકીય નિવેદન

શ્રી મહાવીર જૈન વિદ્યાલયે બધા મૂળ જૈન પવિત્ર આગમસૂત્રોને પ્રકાશિત કરવા માટે ‘જન આગમ ગ્રથમાળા’ની મોટી યોજના હાથ ધરેલ છે. એ યોજના પ્રમાણે નદિસૂત્ર તથા અનુયોગદ્વાર-સૂત્રને સમાવતો પહેલો ગ્રથ પ્રકાશિત કરતા અમે ખૂબ આહ્લાદની લાગણી અનુભવીએ છીએ

સને ૧૯૬૦ની વાત છે અમારામાંના એક, શ્રીયુત ચદુલાલ વર્ધમાન શાહને, પોતાના વ્યવસાય નિમિત્તે, વિલાયત જવાનુ થતાં તેઓ તે વખતે લડન યુનિવર્સિટીમા બૌદ્ધ દર્શનના પ્રાધ્યાપક તરીકે કામ કરતા ડૉ પદ્મનાભજી જૈનીને ખાસ મળવા ગયા એમનો મુખ્ય હેતુ વિલાયતમા જૈન સાહિત્યના અધ્યયન-અધ્યાપન તેમ જ સશોધન પ્રકાશનને લગતી તેમ જ લડન યુનિવર્સિટીમા જૈન અધ્યયનપીઠ (chair) સ્થાપવાની શક્યતા તથા ઉપયોગિતાને લગતી કેટલીક વાતચીત શ્રી પદ્મનાભજી સાથે કરવાનો હતો શ્રી જૈની અગાઉ એમના અમદાવાદના વસવાટ દરમ્યાન અમુક વખત માટે વિદ્યાલયમા રહ્યા હતા; અને એમણે વિદ્યાલયના વિદ્યાર્થીઓને ધાર્મિક અભ્યાસ કરાવ્યો હતો. આથી શ્રી ચદુભાઈ તથા વિદ્યાલયના અન્ય સચાલકો એમનાથી સુપરિચિત છે

આ મુલાકાત દરમ્યાન ડૉ જૈનીએ આવી અધ્યયનપીઠ (chair)ની સ્થાપના કરતા પહેલા જૈન વિદ્યા (Jainology)ના અધ્યયન-અધ્યાપન તેમ જ સશોધન-સપાદનમા ઉપયોગી થઈ શકે એ પ્રકારના જૈનધર્મ અને દર્શનના ગ્રથોની સુસપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવાની જરૂર ઉપર ભાર આપતા કહ્યુ કે બૌદ્ધ ધર્મના તથા દર્શનના બધા ત્રિપિટકો તેમ જ અન્ય ગ્રથોની જે રીતે સુસશોધિત-સુસપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવામા આવી છે, એ રીતે જ જૈનધર્મ અને દર્શનના બધા આગમો તેમ જ અન્ય ગ્રથોની સુસપાદિત (critical) આવૃત્તિઓ પ્રગટ કરવામા આવે તો વિદેશમા જૈન સાહિત્યના અધ્યયન-અધ્યાપનને તેમ જ સશોધન-સપાદનને વેગ મળી શકે અત્યારે પરદેશના વિદ્વાનોની જિજ્ઞાસા આ ક્ષેત્રમા કામ કરવાની ઘણી છે; એટલે જૈન ગ્રથોની—ખાસ કરીને આગમો તથા બધા આગમિક સાહિત્યની—આવી આવૃત્તિઓ પ્રગટ કરીને એનો લાભ લઈ લેવો જોઈએ ડૉ જૈનીએ પોતાની આ વાતચીત દરમ્યાન જૈન આગમોના પ્રકાશન ઉપર વિશેષ ભાર મકતા જણાવ્યુ હતુ કે અત્યાર સુધીમા જે કઈ જૈન આગમ સાહિત્ય પ્રગટ કરવામા આવ્યુ છે તેમાનુ બહુ જ ઓછુ સશોધનની આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિથી સશોધિત-સપાદિત કરવામા આવ્યુ છે; એટલે એમા શબ્દસૂચી, અન્ય ઉપયોગી પરિશિષ્ટો, વિસ્તૃત પ્રસ્તાવના, વિષયસૂચી વગેરે નહી હોવાને કારણે કૉલેજોમા, યુનિવર્સિટીઓમા તેમ જ પ્રાચ્ય વિદ્યાના ક્ષેત્રમા અધ્યયન-અધ્યાપન તથા સશોધનનુ કામ કરતી શોધસસ્થાઓમા વિદ્વાનો એનો બહુ જ ઓછો ઉપયોગ કરી શકે છે

ડૉ જૈનીની આ વાત શ્રી ચદુભાઈના મનમા બરાબર વસી ગઈ એમણે વિચાર્યું, આ દિશામા વધુ નહી તો છેવટે પવિત્ર મૂળ જૈન આગમોને પ્રકાશિત કરવાનુ કામ જો શ્રી મહાવીર જૈન વિદ્યાલય હાથ ધરે તોપણ વિદ્યાલય દ્વારા સાહિત્ય-પ્રકાશનનુ એક ઉપયોગી અને જરૂરી કાર્ય થયુ લેખાય વિદ્યાલયના ઉદ્દેશમાં જૈન સાહિત્યના પ્રકાશનકાર્યનો પણ સમાવેશ કરવામા આવેલ છે જ

સ્વદેશ પાછા ફર્યા બાદ શ્રી ચદુભાઈએ આ અગે વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના પોતાના સાથીઓને પોતાના મનની આ વાત સમજાવી સૌને આ કાર્ય વિદ્યાલયે હાથ ધરવા જેવુ લાગતા

એને નિશ્ચિત યોજનાનુ રૂપ આપવા માટે તેઓ અમદાવાદમા બિરાજતા આગમપ્રભાકર પૂજ્યપાદ મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજને મળ્યા. સદ્‌ભાગ્યે, એ જ અરસામા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા વારાણસીથી શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરના ડિરેક્ટર તરીકે અમદાવાદમા આવીને વસ્યા હતા, એટલે એમનો સહયોગ મળવાનો સુયોગ પણ થઇ આવ્યો હતો

પૂજ્યપાદ મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજે સમગ્ર જૈન સાહિત્યનુ, તેમાય વિશેષે કરીને જૈન આગમો તેમ જ સમગ્ર આગમિક સાહિત્યનુ, જીવનભર વ્યાપક તેમ જ મર્મસ્પર્શી અધ્યયન-સશોધન કરેલુ હોવાથી જૈન આગમોના તેઓ પારગામી અને અધિકૃત જ્ઞાતા છે પડિત શ્રી દલસુખભાઈ માલવણિયા ભારતીય દર્શનોના તેમ જ જૈન આગમોના ઊંડા અભ્યાસી છે. આ બન્ને વિદ્વાનો સમક્ષ બધા મળ જૈન આગમો વિદ્યાલય તરફથી પ્રકાશિત કરવાની ભાવના પ્રદર્શિત કરવામા આવતા એ વાતને તેઓએ સહર્ષ વધાવી લીધી, એટલુ જ નહી, આ આખી યોજનાનુ મુખ્ય સપાદકપદ સભાળવાની અમારી વિનતિનો પણ તેઓએ ઉમળકાપૂર્વક સ્વીકાર કર્યો, અને એ આખી યોજના તૈયાર કરી આપવાનુ માથે લીધુ

આ પછી વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ તા૦ ૧૮–૮–૧૯૬૦ના રોજ આ યોજના હાથ ધરવાનો ઠરાવ કર્યો, અને આ કામને માટે નીચે મુજબ સભ્યોની આગમ પ્રકાશન સમિતિની નિમણૂક કરી

(૧) શ્રી પ્રસન્નમુખ સુરચદ બદામી
(૨) શ્રી પરમાનદભાઈ કુંવરજી કાપડિયા
(૩) ડૉ જયતીલાલ સુરચદ બદામી
(૪) શ્રી ચદુલાલ વર્ધમાન શાહ (માનદ મત્રી)
(૫) શ્રી ચદુલાલ સારાભાઈ મોદી (માનદ મત્રી)

તે પછી આ યોજનાની શુભ શરૂઆત કરવાનુ મુહૂર્ત પૂજ્યપાદ મુનિમહારાજશ્રીને પુછાવવામાં આવ્યુ, અને તેઓની સૂચના મુજબ વિ૦ સ૦ ૨૦૧૭ના કારતક વદિ ૩, તા૦ ૬–૧૧–૧૯૬૦ ને રવિવારનો દિવસ આ માટે નક્કી કરવામા આવ્યો

આ દિવસે બપોરના ૧–૩૦ વાગતા, અમદાવાદમા, લુણસાવાડા મોટીપોળ સામેના ઉપાશ્રયમા, પૂજ્ય મુનિવર્ય શ્રીપુણ્યવિજયજી મહારાજના સાંનિધ્યમા જ્ઞાનસત્ર જેવો એક નાનો સરખો સમારંભ યોજીને આ કાર્યનુ મગળાચરણ કરવામા આવ્યુ.

આ પછી "શ્રી જૈન આગમ ગ્રંથમાલા" ની યોજનાની વિગતો નક્કી કરવામા આવી. આ યોજના મુજબ બધા–૪૫ મૂળ આગમો નીચે મુજબ ૧૭ ગ્રંથો (Volume) મા પ્રકાશિત થશે; અને દરેક ગ્રથમા તે તે આગમસૂત્રોના મૂળ પાઠો સશોધિત કરીને પાઠાતરો સાથે આપવા ઉપરાત, ગ્રથ, ગ્રથકાર અને આનુષગિક બાબતોની આધારભૂત અને વિપદ માહિતી આપતી પ્રસ્તાવના, શબ્દ-સૂચી તેમ જ વિવિધ વિષયને લગતા પરિશિષ્ટો આપવામા આવશે .

## આગમગ્રંથોની ભાગવાર વહેંચણી

**(૧) ભાગ પહેલો** (૧) નન્દિસુત્ત (નદિસૂત્ર)
(૨) અણુઓગદ્દારસુત્ત (અનુયોગદ્વારસૂત્ર)

## અગિયાર અંગ

| | |
|---|---|
| (૨) ભાગ બીજો | (૩) આયારંગસુત્ત (આચારાંગસૂત્ર) |
| | (૪) સૂયગડંગસુત્ત (સૂત્રકૃતાંગસૂત્ર) |
| (૩) ભાગ ત્રીજો | (૫) ઠાણંગસુત્ત (સ્થાનાંગસૂત્ર) |
| | (૬) સમવાયંગસુત્ત (સમવાયાંગસૂત્ર) |
| (૪) ભાગ ચોથો (ત્રણ વિભાગમાં) | (૭) વિવાહપણ્ણત્તિસુત્ત (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિસૂત્ર) [અપરનામ–ભગવઇસુત્ત (ભગવતીસૂત્ર)] |
| (૫) ભાગ પાંચમો | (૮) નાયાધમ્મકહંગસુત્ત (જ્ઞાતાધર્મકથાંગસૂત્ર) |
| (૬) ભાગ છઠ્ઠો | (૯) ઉવાસગદસંગસુત્ત (ઉપાસકદશાંગસૂત્ર) |
| | (૧૦) અંતગડદસંગસુત્ત (અન્તકૃદ્દશાંગસૂત્ર) |
| | (૧૧) અણુત્તરોવવાઇયદસંગસુત્ત (અનુત્તરોપપાતિકદશાંગસૂત્ર) |
| | (૧૨) પણ્હાવાગરણદસંગસુત્ત (પ્રશ્નવ્યાકરણદશાંગસૂત્ર) |
| | (૧૩) વિવાગદસંગસુત્ત (વિપાકદશાંગસૂત્ર) |

## બાર ઉપાંગ

| | |
|---|---|
| (૭) ભાગ સાતમો | (૧૪) ઉવવાઇયસુત્ત (ઔપપાતિકસૂત્ર) |
| | (૧૫) રાયપસેણઇયસુત્ત (રાજપ્રશ્નીયસૂત્ર) |
| (૮) ભાગ આઠમો | (૧૬) જીવાભિગમસુત્ત (જીવાભિગમસૂત્ર) |
| (૯) ભાગ નવમો (બે વિભાગમાં) | (૧૭) પણ્ણવણાસુત્ત (પ્રજ્ઞાપનાસૂત્ર) |
| (૧૦) ભાગ દસમો | (૧૮) જમ્બુદ્દીવપણ્ણત્તિસુત્ત (જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર) |
| (૧૧) ભાગ અગિયારમો | (૧૯) ચંદપણ્ણત્તિસુત્ત (ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર) |
| | (૨૦) સૂરિયપણ્ણત્તિસુત્ત (સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્ર) |

## પાંચ ઉપાંગ

| | |
|---|---|
| (૧૨) ભાગ બારમો | (૨૧) નિરયાવલિયાસુત્ત (નિરયાવલિકાસૂત્ર) |
| | (૨૨) કપ્પવડંસિયાસુત્ત (કલ્પાવતંસિકાસૂત્ર) |
| | (૨૩) પુપ્ફિયાસુત્ત (પુષ્પિકાસૂત્ર) |
| | (૨૪) પુપ્ફચૂલિયાસુત્ત (પુષ્પચૂલિકાસૂત્ર) |
| | (૨૫) વણ્હિદસાસુત્ત (વૃષ્ણિદશાસૂત્ર) |

## છ છેદ

| | |
|---|---|
| (૧૩) ભાગ તેરમો | (૨૬) દસાસુયક્ખંધસુત્ત (દશાશ્રુતસ્કંધસૂત્ર) |
| | (૨૭) કપ્પસુત્ત (બૃહત્કલ્પસૂત્ર) |
| | (૨૮) વવહારસુત્ત (વ્યવહારસૂત્ર) |
| | (૨૯) નિસીહસુત્ત (નિશીથસૂત્ર) |
| | (૩૦) જીયકપ્પસુત્ત (જીતકલ્પસૂત્ર) [સડ્ઢજીયકપ્પ (શ્રાદ્ધ-જીતકલ્પ) તથા જઇજીયકપ્પ (યતિજીતકલ્પ) સાથે] |
| (૧૪) ભાગ ચૌદમો | (૩૧) મહાનિસીહસુત્ત (મહાનિશીથસૂત્ર) |

## ચાર મૂળ

(૧૫) ભાગ પંદરમો
(૩૨) દસવેયાલિયસુત્ત (દશવૈકાલિકસૂત્ર)
(૩૩) ઉત્તરજ્ઝયણસુત્ત (ઉત્તરાધ્યયનસૂત્ર)
(૩૪) આવસ્સયસુત્ત (આવશ્યકસૂત્ર)

(૧૬) ભાગ સોળમો
(૩૫) પિંડણિજ્જુત્તિ (પિંડનિર્યુક્તિ) [ ઓહણિજ્જુત્તિ (ઓઘનિર્યુક્તિ) તથા સસત્તણિજ્જુત્તિ (સસક્તનિર્યુક્તિ) સાથે]

## દસ પ્રકીર્ણક

(૧૭) ભાગ સત્તરમો
(૩૬) ચઉસરણ (ચતુ શરણ)
(૩૭) આઉરપચ્ચક્ખાણ (આતુરપ્રત્યાખ્યાન)
(૩૮) ભત્તપરિણ્ણા (ભક્તપરિજ્ઞા)
(૩૯) સથારગ (સસ્તારક)
(૪૦) તદુલવેયાલિય (તંદુલવૈચારિક)
(૪૧) ચદાવેજ્ઝય (ચદ્રવેધ્યક)
(૪૨) દેવિદત્થય (દેવેન્દ્રસ્તવ)
(૪૩) ગણિવિજ્જા (ગણિવિદ્યા)
(૪૪) મહાપચ્ચક્ખાણ (મહાપ્રત્યાખ્યાન)
(૪૫) વીરત્થય (વીરસ્તવ)
[ઉપરાત નીચે મુજબ પ્રકીર્ણકો
(૧) અજીવકપ્પ (અજીવકલ્પ)
(૨) ગચ્છાચાર (ગચ્છાચાર)
(૩) મરણસમાહિ (મરણસમાધિ)
(૪) આરાહણાપડાગા (આરાધનાપતાકા)
(૫) દીવસાગરપણ્ણત્તિસગહણી (દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ-સગ્રહણી)
(૬) જોઇસકરંડગ (જ્યોતિષ્કરંડક)
(૭) સારાવલી (સારાવલી)
(૮) ઇસિભાસિયાઇ (ઋષિભાષિતાનિ) તથા સિદ્ધપ્રાભૃત આદિ આ પ્રકારનાં અન્ય પ્રકીર્ણકો પણ લેવામા આવશે.]

આ યોજના મુજબ નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રને સમાવતો આ પહેલો ગ્રથ પ્રકાશિત થઈ રહ્યો છે; અને નવમા ગ્રથ રૂપે (બે ભાગમાં) પ્રગટ થનાર પન્નવણાસૂત્ર મૂળ આખુ છપાઈ ગયુ છે; અને તેની પ્રસ્તાવના, શબ્દસૂચી તથા પરિશિષ્ટો છપાવા બાકી છે, તે થોડાક મહિનાઓમા છપાઈ જશે અને એ ગ્રથના બન્ને ભાગ પણ નજીકના ભવિષ્યમા અમે પ્રકાશિત કરી શકીશુ એવી ઉમેદ છે

આ આખી યોજના પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિ શ્રીપુણ્યવિજયજી મહારાજના હાર્દિક અને સક્રિય સહકારથી જ અમે હાથ ધરી શકયા છીએ. આ માટે અમે પૂજ્ય મહારાજશ્રીનો જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે. પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયાએ પણ આ

કાર્યને પોતાનુ જ માની લીધુ છે, અને પોતાના અનેક રોકાણો અને જવાબદારીઓ વચ્ચે પણ, આ કાર્યને માટે તેઓ ઉમગપૂર્વક પૂરતો સમય આપી રહ્યા છે એ માટે અમે એમના અત્યત આભારી છીએ

પ્રાકૃત ટેક્ષ્ટ સોસાયટી સાથે સકળાયેલ પડિત શ્રી અમૃતલાલ મોહનલાલ ભોજકની સેવાઓ વિદ્યાલયને આગમ પ્રકાશનના કામ માટે ઉછીની મળતાં છેલ્લા અઢી વર્ષથી આ કાર્યમા વિશેષ વેગ આવી શક્યો છે આ માટે અમે પ્રાકૃત ટેક્ષ્ટ સોસાયટીને તથા પડિત શ્રી અમૃતલાલભાઈને ધન્યવાદ આપીએ છીએ સપાદકીયનો તથા પ્રસ્તાવનાનો અગ્રેજી અનુવાદ કરી આપવા બદલ શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરના ઉપસચાલક (ડેપ્યુટી ડિરેક્ટર) ડૉ નગીનદાસ જે. શાહને ધન્યવાદ ઘટે છે

વિદ્યાલયના નિષ્ઠાવાન અને કાર્યદક્ષ મહામાત્ર ભાઈશ્રી કાતિલાલ ડાહ્યાભાઈ કોરાએ આ કાર્ય સર્વાંગસુદર થાય એ માટે પૂરતી કાળજી રાખી છે, એ માટે એમને અમે હાર્દિક ધન્યવાદ આપીએ છીએ અમદાવાદમા પડિત શ્રી શાસ્ત્રી હરિશકર અબારામ પડ્યાએ આ અગે જે કામગીરી બજાવી છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે

આગમ ગ્રથોના સપાદનની જેમ એનુ મુદ્રણ પણ આતરરાષ્ટ્રીય દૃષ્ટિએ આવકારપાત્ર બને એ માટે મુબઈના મૌજ પ્રિન્ટીગ બ્યુરો અને એના સચાલક–માલિક શ્રી વિષ્ણુ ભાગવતે સ્પેશિયલ બીબા (Types) ઢાળીને તેમ જ ગોઠવણી, મુદ્રણ વગેરે બાબતોમા વિશેષ રુચિ અને ચીવટ દાખવીને જે સહકાર આપ્યો છે તે માટે અમે એમના આભારી છીએ

આ કાર્ય જેમ પુષ્કળ સમય, શક્તિ અને ધીરજ માગી લે એવુ છે તેમ એ માટે આર્થિક સગવડ પણ ઘણી જોઈએ એવુ છે વિદ્યાલય પાસે સાહિત્ય-પ્રકાશનને માટે જે મૂડી છે તે બહુ જ મર્યાદિત છે, અને એના આધારે તો આવી મોટી અને આવી ખરચાળ યોજના હાથ ધરવાનુ અમે વિચારી પણ ન શકીએ. પણ, સારા કામમાં પૂરો આર્થિક સહકાર આપવાની શ્રીસઘની ઉદાર ભાવનાનો વિદ્યાલયના સચાલન દરમ્યાન અમે અનુભવ કરેલો છે, અને એના ભરોસે જ અમે આ યોજના શરૂ કરવાનુ સાહસ કરી શક્યા છીએ અમને વિશ્વાસ છે કે શ્રીસઘમાથી આવા ઉમદા અને ઉપયોગી કાર્યને માટે પૂરતા નાણા મળી જ રહેવાના છે અત્યાર સુધીમા આ કાર્યમા નીચે મુજબ સસ્થાઓ તથા વ્યક્તિઓ તરફથી નીચે મુજબ રકમો આગમ પ્રકાશનના કાર્યમા સહાયરૂપે મળી છે; એ સર્વનો અમે અત કરણપૂર્વક આભાર માનીએ છીએ

રૂ૦ ૧૭,૫૦૦] શ્રી પ્રિન્સેસ સ્ટ્રીટ લોહારચાલ જૈન સઘ; રૂ૦ ૫૦૦૦] શ્રી મોતીશા રિલિજીઅસ અને ચેરીટેબલ ટ્રસ્ટ; રૂ૦ ૧૦૦૦] શ્રી ગોવાલીઆ ટૅક જૈન સઘ; રૂ૦ ૧૦૦૦] શ્રી સારાભાઈ કેવળદાસ; રૂ૦ ૧૬,૦૪૧ ૦૩ પરચૂરણ રકમો

અમારી વર્તમાન આગમ પ્રકાશન સમિતિના નીચેના સભ્યોનો, તેઓએ આપેલ સહકાર બદલ, અમે આભાર માનીએ છીએ

(૧) શ્રી પરમાનદભાઈ કુવરજી કાપડિયા

(૨) ડૉ જયતીલાલ સુરચદ બદામી

(૩) શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી

(૪) શ્રી સેવતીલાલ ચીમનલાલ શાહ

(૫) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ
(૬) શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા } (માનદ મંત્રીઓ)
(૭) શ્રી જયંતીલાલ રતનચંદ શાહ
(૮) શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ (સહમંત્રી, આગમ પ્રકાશન વિભાગ)

## કપડવંજ શ્રીસંઘનો વિશેષ આભાર

વિ૦ સં૦ ૨૦૧૮નું ચાતુર્માસ પૂજ્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજીએ તેઓની જન્મભૂમિ કપડવંજમાં કર્યું હતું એ વખતે કપડવંજ શ્રીસંઘે વિ૦ સં૦ ૨૦૧૯ના જ્ઞાનપંચમીના રોજ આવતા મહારાજશ્રીના ૬૮મા જન્મદિનની ત્રણ દિવસની ઉજવણી કરવાનું નક્કી કર્યું અને કારતક સુદિ ૭, તા૦ ૪–૧૧–૬૨ના રોજ, પંડિત શ્રી સુખલાલજીના પ્રમુખપદે અને શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના અતિથિવિશેષપણા નીચે, ઊજવવામાં આવેલ મુખ્ય સમારંભ વખતે, કપડવંજના શ્રીસંઘે પૂજ્ય મહારાજશ્રી ઇચ્છે એ કાર્યમાં પંદર હજાર રૂપિયા ખર્ચવાની પોતાની ભાવનાની જાહેરાત કરી હતી. પૂજ્ય મહારાજશ્રીએ એ આખી રકમ "શ્રી જૈન આગમ ગ્રંથમાળા"ના નંદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રવાળા પ્રથમ ગ્રંથ માટે વિદ્યાલયને આપી દેવાનું શ્રીસંઘને સૂચન કર્યું હતું એ મુજબ એ રકમ કપડવંજ શ્રીસંઘ તરફથી વિદ્યાલયને મળી ગઈ છે આ માટે અમે કપડવંજ શ્રીસંઘનો ખૂબ ખૂબ આભાર માનીએ છીએ આ પ્રસંગે પૂજ્યપાદ મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજે વિદ્યાલય પ્રત્યે મમતાથી સભર જે લાગણી દર્શાવી છે એ અમૂલ્ય છે અને એ માટે અમે એમને ભાવપૂર્વક વંદન કરીએ છીએ.

## અંતમાં

આ ગ્રંથમાં આપવામાં આવેલ બે આગમસૂત્રો અંગે કે અન્ય આગમ ગ્રંથો અંગે કંઈ પણ કહેવું એ અમારા અધિકાર બહારની વાત છે એ અંગે ગ્રંથના વિસ્તૃત સંપાદકીય નિવેદનમાં તથા અભ્યાસ અને માહિતીપૂર્ણ સવિસ્તર પ્રસ્તાવનામાં વિગતે જણાવવામાં આવ્યું જ છે

અમારા માટે તો આ પહેલા ગ્રંથના પ્રકાશનથી આ મહત્ત્વની ગ્રંથમાળાના પ્રકાશનનો શુભ પ્રારંભ શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના શુભ હાથે (તા૦ ૨૬–૨–૧૯૬૮ના રોજ અમદાવાદમાં) થનાર છે એ પણ અપૂર્વ આનંદનો અવસર છે આ પ્રસંગે વિદ્યાલયના આદ્યપ્રેરક પરમ પૂજ્ય આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજને અમે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે તેઓ, વિદ્યાલયના વિકાસને માટે જેમ અદૃશ્યપણે સતત પ્રેરણા આપતા રહે છે તેમ, જૈન સંસ્કૃતિના ગૌરવમાં વધારો કરે એવી આ મહાન યોજનાને પૂરી કરવાની અમને અને શ્રીસંઘને બુદ્ધિ, શક્તિ અને પ્રેરણા આપતા રહે

આટલા પ્રાસંગિક નિવેદન સાથે "શ્રી જૈન આગમ ગ્રંથમાળા"નું આ પહેલું પુષ્પ શ્રીસંઘના, જૈન સંસ્કૃતિના અભ્યાસીઓના અને વિદ્વાનોના કરકમળમાં ભેટ ધરતાં અમે ધન્યતા અને કૃતકૃત્યતાની લાગણી અનુભવીએ છીએ

લિ૦ સેવકો

**ચંદુલાલ વર્ધમાન શાહ**
**મનુભાઈ ગુલાબચંદ કાપડિયા**
**જયંતીલાલ રતનચંદ શાહ**
માનદ મંત્રીઓ

શ્રી મહાવીર જૈન વિદ્યાલય
ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ ૨૬
વિ૦ સં૦ ૨૦૨૪, માઘ સુદિ ૧૫
તા૦ ૧૪–૨–૧૯૬૮

# ગ્રન્થાનુક્રમ

॥ जयन्तु वीतरागाः ॥

# સંપાદકીય

## પ્રતિપરિચય

### नन्दिसूत्र

નદિસૂત્રના સશોધનકાર્યમા કુલ આઠ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે આ આઠ પ્રતિઓમા ખં० સં० અને જે० સજ્ઞક ત્રણ પ્રતિઓ તાડપત્રીય પ્રતિઓ છે; લ० મો० ડે० અને શુ० આ ચાર પ્રતિઓ કાગળ ઉપર લખાયેલી છે અને મુ० સજ્ઞક આદર્શ મુદ્રિત છે પ્રસ્તુત પ્રતિઓનો પરિચય આ પ્રમાણે છે

**ખં० પ્રતિ**—ખભાત-**શ્રીશાન્તિનાથજી તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર**ની તાડપત્રીય પ્રતિ છે પ્રાચ્ય વિદ્યામદિર–વડોદરાથી પ્રકાશિત થયેલી આ ભંડારની સૂચીમા આ પ્રતિનો ક્રમાક ૩૮ છે આમા ૧ થી ૧૮ પત્ર સુધીમા નંદિસૂત્ર મૂલ છે, પત્ર ૧૮–૧૯મા લઘુનદિ–અનુજ્ઞાનદિ છે અને ફરી પત્ર ૧ થી ૨૪૭ સુધીમાં નંદિસૂત્રની મલયગિરીયા વૃત્તિ છે પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા તાડપત્રની પહોળાઈ ને અનુસરીને ત્રણથી પાચ પક્તિઓ છે અને પ્રત્યેક પક્તિમા ૧૦૧ થી ૧૧૯ અક્ષર લખેલા છે પ્રતિ શુદ્ધપ્રાય છે અને ત્રણ વિભાગમા લખેલી છે લિપિ સુદરતમ છે સ્થિતિ સારી છે પ્રતિની લબાઈ-પહોળાઈ ૩૧½ × ૨¼ ઇચ પ્રમાણ છે અતમા લેખકની પુષ્પિકા આ પ્રમાણે છે ·

सं० १२९२ वर्षे वैशाख शुदि १३ अद्येह **वीजापुरे** श्रावकपौषधशालाया श्रीदेवभद्रगणि-प्रभृतीना व्याख्यानतः ससारासारता विचिन्त्य सर्वज्ञोक्त शास्त्र प्रमाणमिति मनसि ज्ञात्वा सा० **धणपाल**सुत सा० **रत्नपाल** ठ० **सहजा**सुत ठ० **अरसीह** सा० **राहड**सुत सा० **लाहड**प्रभृति-समस्तश्रावकैः मोक्षफलप्रार्थकैः समस्तचतुर्विधसङ्घस्य पठनार्थं च समर्पणाय लिखापित ॥ छ ॥

આ પુષ્પિકાથી જાણી શકાય છે કે પ્રસ્તુત પ્રતિ વીજાપુરના જૈન શ્રીસઘે સવત્ ૧૨૯૨ મા લખાવેલી છે આ સિવાયની અન્યાન્ય ગ્રથોની કેટલીય તાડપત્રીય પ્રતિઓ વીજાપુરના શ્રીસઘે લખાવેલી છે, જે ખભાતના પ્રસ્તુત જ્ઞાનભડારમા વિદ્યમાન છે

**સં० પ્રતિ**—પાટણ–સઘવી પાડાના **લઘુપોશાલિક ગચ્છ તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર**-ની તાડપત્રીય પ્રતિ છે પત્રસખ્યા ૮૨ છે પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા તાડપત્રની પહોળાઈને અનુસરીને ત્રણ અથવા ચાર પક્તિઓ છે પ્રત્યેક પક્તિમા ૪૦થી ૪૩ અક્ષર લખેલા છે પ્રતિ બે વિભાગમા લખેલી છે આની લબાઈ-પહોળાઈ ૧૪×૧¾ ઇચ પ્રમાણ છે લિપિ સુવાચ્ય છે, અને સ્થિતિ સારી છે અતમા લેખકની પુષ્પિકા નથી લિપિ અને આકાર-પ્રકારથી અનુમાન કરી શકાય કે આ પ્રતિ વિક્રમના ૧૪મા શતકના ઉત્તરાર્ધમા લખાયેલી હોવી જોઈએ આમા નદિસૂત્ર પૂર્ણ થયા પછી લઘુનદિ–અનુજ્ઞાનદિસૂત્ર લખેલુ નથી.

**જે० પ્રતિ**—જેસલમેરના કિલામા રહેલા ખરતરગચ્છીય યુગપ્રધાન આચાર્ય **શ્રી જિન-ભદ્રસૂરિ તાડપત્રીય જ્ઞાનભંડાર**ની આ તાડપત્રીય પ્રતિ છે સૂચિમા આ પ્રતિનો ક્રમાક ૭૭ છે આમા પત્ર ૧ થી ૨૬ મા નદિસૂત્ર મૂલ છે અને તે પછી ફરી ૧ થી ૨૯૭મા આચાર્ય

શ્રી મલયગિરિકૃત નદિસૂત્રવૃત્તિ છે પ્રતિની લબાઈ-પહોળાઈ ૩૩૩/૪ × ૨૩/૪ ઇચ પ્રમાણ છે. તાડપત્રની પહોળાઈ ને અનુસાર પ્રતિપત્રમા ચાર અથવા પાચ પક્તિઓ છે. ત્રણ વિભાગમા લખાયેલી આ પ્રતિ શુદ્ધતમ છે અતમા આપેલી પુષ્પિકાના આધારે જાણી શકાય છે કે આ પ્રતિનુ સંશોધન ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનભદ્રસૂરિએ પોતે કર્યું છે. તેમણે મૂલપાઠના અનેક સ્થાનો ઉપર ઉપયોગી ટિપ્પણીઓ પણ કરી છે, જે પ્રસ્તુત મુદ્રણમાં અમોએ તે તે સ્થાને આપી છે લિપિ સુદરતમ અને સ્થિતિ સારી છે. અંતમા આ પ્રમાણે પુષ્પિકા છે—

स्वस्ति । सवत् १४८८ वर्षे श्री**सत्यपुरे** पौषवदि १० दिने श्रीपार्श्वदेवजन्मकल्याणके श्रीखरतरगच्छाधिपैः श्री**जिनराजसूरि**पट्टालङ्कारसारैः प्रभुश्री**मज्जिनभद्रसूरि**सूर्यावतारैः श्री**नन्दि**सिद्धात पुस्तक स्वहरतेन शोधित पठित च । तच्च श्रीश्रमणसघेन वाच्यमानं चिर नंदतु ॥

સામાન્ય રીતે શ્રી જિનભદ્રસૂરિના ઉપદેશથી સ્તભતીર્થ(ખભાત)નિવાસી ખરતરગચ્છીય શ્રાવક પરીક્ષિત(પરીખ) **ધરણાશાહે** અને શ્રીમાલજ્ઞાતીય(?) **બલિરાજ-ઉદયરાજે** લખાવેલી પ્રતિઓ ઠીક ઠીક પ્રમાણમા મળે છે પણ આ પ્રતિની પુષ્પિકામા પ્રતિ લખાવનારનો નામોલ્લેખ નથી અહી એ પણ સ્પષ્ટ થાય છે કે પોતાના વિહારગત ક્ષેત્રોમા પણ અન્યાન્ય મુખ્ય કાર્યોની સાથે સાથે શ્રી જિનભદ્રસૂરિનુ પુસ્તકલેખન-સશોધન-અધ્યાપનાદિને લગતુ કાર્ય પણ ચાલૂ હતુ.

**લ૦ પ્રતિ**—આ પ્રતિ અમદાવાદના **લવારની પોળના ઉપાશ્રયના જ્ઞાનભંડાર**ની છે. પત્રસખ્યા ૩૫ છે પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમાં નવ પક્તિઓ છે પ્રત્યેક પંક્તિમા ૩૧ થી ૪૨ અક્ષર છે પ્રતિની લિપિ સુદરતમ અને સ્થિતિ સારી છે, અને અક્ષર મોટા છે કાગળ ઉપર લખાયેલી આ પ્રતિના અતમા લેખકની પુષ્પિકા આ પ્રમાણે છે—

स० १४८५ फाल्गुन सुदि ७ शनौ श्रीभीमपल्लीय .... [ અક્ષર બગાડી નાખ્યા છે ] श्रीः ॥ छ ॥ शुभं भवतु ॥ छ ॥

આ પુષ્પિકામા જે અક્ષરો બગાડી નાખ્યા છે તેના સ્થાનમા બહાર આ પ્રમાણે પછીથી અક્ષરો લખ્યા છે—

साह श्री**वच्छा** सुत साह **सहिसकस्य** स्वपुण्यार्थं पुस्तकभंडारे कारापिता सुत**वर्द्धमान**पुस्तकपरिपालनार्थं ॥ छ ॥

**मो० પ્રતિ**—શ્રી હેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિર (પાટણ)માં રહેલા **મોદી જ્ઞાનભંડારની** કાગળ ઉપર લખાયેલી આ પ્રતિ છે પત્રસંખ્યા ૧૪ છે પ્રથમ પત્રમા સમવસરણનુ સુદર ચિત્ર છે. પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા ૧૫ પક્તિઓ છે પ્રત્યેક પક્તિમા ૫૭ થી ૫૯ અક્ષર છે. સ્થિતિ અને લિપિ સુદર છે આની લબાઈ-પહોળાઇ ૧૩૩/૪ × ૫૧/૪ ઇચ પ્રમાણ છે શ્રી હેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિરના ગ્રથક્રમમા આનો ક્રમાક ૧૦૦૨૬ છે અંતમા લેખકની પુષ્પિકા આ પ્રમાણે છે—

सवत् १५६९ वर्षे श्रावण शुदि ४ बुध नदीसूत्रं जा० भट्ट लि [ ० ॥ ]

**ડે૦ પ્રતિ**—આ પ્રતિ અમદાવાદના **ડેલાના ઉપાશ્રયના જ્ઞાનભંડાર**ની છે. આમા પ્રતિની ચારે બાજુના હાસિયામા મલયગિરીયા ટીકા પચપાઠરૂપે લખેલી છે કાગળ ઉપર લખાયેલી આ પ્રતિ અનુમાનથી વિક્રમના સત્તરમા શતકમાં લખાયેલી જણાય છે

**શુ૦ પ્રતિ**—શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિર (પાટણ)મા રહેલા **શુભવીર જૈન જ્ઞાનભંડાર**ની કાગળ ઉપર લખાયેલી આ પ્રતિ છે પત્રસખ્યા નવ છે. પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા ૧૯ પંક્તિઓ છે પ્રત્યેક પક્તિમા ૫૬ થી ૫૮ અક્ષર છે પ્રતિમાં અનેક સ્થળે ટિપ્પણીઓ લખેલી છે.

સ્થિતિ અને લિપિ સુદર છે લેખકની પુષ્પિકા નથી આ પ્રતિ અનુમાને વિક્રમના ૧૬ મા શતકમા લખાયેલી લાગે છે શ્રી હેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિરના ગ્રથક્રમમાં આનો ક્રમાંક ૪૦૮૨ છે આની લબાઈ-પહોળાઈ ૧૦$\frac{1}{8}$×૪$\frac{1}{8}$ ઇચ પ્રમાણ છે

**મુ૦ પ્રતિ**—આ પ્રતિ આગમોદ્ધારક શ્રી સાગરાનદસૂરિવરસપાદિત શ્રીમલયગિરિકૃત ટીકાયુક્ત છે, જે તેઓશ્રીએ આગમવાચનાના સમયે સંપાદિત કરેલી છે આ આવૃત્તિ વિ૦ સ૦ ૧૯૭૩ મા આગમોદય સમિતિ (સુરત) દ્વારા પ્રકાશિત થઈ છે

## નંદિસૂત્રની પ્રતિઓની વિશેષતા

સ૦ મો૦ ડે૦, આ ત્રણ પ્રતિઓ લખાયા પછી કોઈ પણ વિદ્વાને તેમાં સંશોધન કર્યું નથી

ખં૦ જે૦ લ૦ શુ૦, આ ચાર સશોધિત પ્રતિઓ છે આમા પણ જે૦ પ્રતિનુ સશોધન ખરતરગચ્છીય ગીતાર્થ આચાર્ય શ્રી જિનભદ્રસૂરિએ કર્યું છે, જેમા તેમણે નદિસૂત્રના પ્રક્ષિપ્ત પાઠાદિના વિષયમા તે તે સ્થાન ઉપર ટિપ્પણીઓ કરી છે, જે અમે અમારા આ પ્રકાશનમા આપી છે જુઓ પૃ૦ ૫ ટિ૦ ૧, પૃ૦ ૬ ટિ૦ ૧૧, પૃ૦ ૭ ટિ૦ ૧૦, પૃ૦ ૮ ટિ૦ ૯, પૃ૦ ૯ ટિ૦ ૩ ઇત્યાદિ

શુ૦ પ્રતિ અધિકાશે ખં૦ પ્રતિ સાથે મળતી–જુલતી હોવા છતા જુદા કુલની જણાય છે આમા સ્થવિરાવલિની પ્રક્ષિપ્ત મનાતી ગાથાઓ નથી જુઓ પૃ૦ ૬ ટિ૦ ૧૧ અને પૃ૦ ૭ ટિ૦ ૧૦. સાતમા પરિષત્સૂત્રમા જે ત્રણ ગાથાઓ પ્રક્ષિપ્ત છે તે પણ આ પ્રતિમાં નથી જુઓ પૃ૦ ૯ ટિ૦ ૩ આ જ પ્રમાણે મન પર્યવજ્ઞાનના દ્રવ્યક્ષેત્રાદિવિષયક સૂત્રપાઠમા જે સૂત્રપાઠ ચૂર્ણિકાર અને હરિભદ્રસૂરિને અભિપ્રેત છે તે આ પ્રતિમા મળ્યો છે, જુઓ પૃ૦ ૧૬ ટિ૦ ૩ આ પ્રતિની આવી જે જે વિશેષતાઓ છે તેનો પાદટિપ્પણીઓમા ઉલ્લેખ કર્યો છે અહી પરીક્ષણ એવ અભ્યાસની દૃષ્ટિથી પાઠભેદોનુ નિરીક્ષણ કરનાર વિદ્વાનોને પ્રાર્થના છે કે—આ મુદ્રણમા પૃ૦ ૭ ટિ૦ ૧૦, પૃ૦ ૮ ટિ૦ ૯ તથા ટિ૦ ૧૧, અને પૃ૦ ૨૦ ટિ૦ ૧૧ આદિ સ્થાનોમા જે પુ૦ પ્રતિનો નિર્દેશ કર્યો છે તે પુ૦ પ્રતિ કઈ? અને કયા ભડારની હતી?—આ હકીકત સ્મૃતિમા રહી નથી છતા એટલુ તો ચોક્કસ છે કે શુ૦ પ્રતિ કેટલેક અશે પુ૦ પ્રતિની સાથે મળતી–જુલતી પ્રતિ છે. અર્થાત્ જેમ **गोविंदाणं पि णमो० तत्तो य भूयदिन्नं०** આ બે ગાથાઓ પુ૦ પ્રતિમા નથી તેમ શુ૦ પ્રતિમા પણ મળતી નથી જુઓ પૃ૦ ૭ ટિ૦ ૧૦. યદ્યપિ પ્રસ્તુત મુદ્રણમા આ સ્થાનમા પુ૦ પ્રતિની સાથે શુ૦ પ્રતિનો ઉલ્લેખ કરવો રહી ગયો છે, પણ ભડારમા જઈને શુ૦ પ્રતિ પુન જોઈને નિશ્ચિત કર્યું છે કે—**गोविंदाणं पि णमो०** તથા **तत्तो य भूयदिन्नं०** આ બે ગાથાઓ શુ૦ પ્રતિમાં પણ નથી આ સુધારો શુદ્ધિપત્રમા જણાવ્યો છે એવી જ રીતે **वंदामि अज्जधम्मं०** તથા **वंदामि अज्जरक्खियं०** આ બે ગાથાઓ શુ૦ પ્રતિમા નથી, જુઓ પૃ૦ ૬ ટિ૦ ૧૧ ચૂર્ણિ અને ટીકાઓમા આ ચાર ગાથાઓનો ઉલ્લેખ કે વ્યાખ્યાન નથી નદિસૂત્રની આવી બીજી પણ પ્રતિ જોવામા આવી છે, જેમા આ ચાર ગાથાઓ નથી આમ છતા નદિસૂત્રની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓમા અને બીજી કેટલીય પંદરમી–સોળમી શતાબ્દિમા લખાયેલી કાગળની પ્રતિઓમા આ ગાથાઓ અવશ્ય મળે છે અહી પ્રશ્ન એ જ થાય છે કે ચૂર્ણિકાર અને ટીકાકારોએ આ ગાથાઓને સ્પર્શ પણ કેમ ન કર્યો?

જે૦ અને મો૦ પ્રતિની વિશેષતા આ છે—આમા પ્રાય લુપ્ત વ્યજનના સ્થાનમા અસ્પષ્ટ य શ્રુતિના પ્રયોગના બદલે કેવળ अ અને आ ની શ્રુતિવાળો પ્રયોગ જ છે, જે પૂજ્ય શ્રી સાગરાનદ-સૂરિમહારાજના મુદ્રણમા દેખાય છે જેમા અસ્પષ્ટ य શ્રુતિનો પ્રયોગ ઓછો છે તેવી પરંપરાની

આ બે પ્રતિઓ છે. તથા આદિ ण પ્રયોગના બદલે न નો પ્રયોગ મુખ્ય છે, જેમ કે—नाण, नाह, नमसिय, नियम, नदिघोस, निग्गय, नाल, निम्मल, निरिक्खय આદિ

डे० शु० પ્રતિઓ न પ્રયોગના વિષયમા जे० मो० પ્રતિઓના જેવી જ છે, પણ આ બે પ્રતિઓમા અસ્પષ્ટ य શ્રુતિનો પ્રયોગ જ મળે છે

ख० स० પ્રતિઓમાં ण પ્રયોગની પ્રધાનતા છે, ફક્ત स० પ્રતિમા फुरन्त महन्त खमन्ता આદિ પરસવર્ણનો પ્રયોગ છે; ख० અને सं० પ્રતિમા આટલો તફાવત છે. આવી જ રીતે ख० અને स० પ્રતિનો તફાવત એ છે કે ख० પ્રતિમાં चडुलियग्वा, पदीवम्वा જેવા પ્રયોગ છે, જુઓ પૃ૦ ૧૧ ટિ૦ ૧૦

ઉપર આઠ પ્રતિઓનો પરિચય આપ્યો છે તે આજે ઉપલબ્ધ પ્રતિઓમા પ્રાચીન છે આ પ્રતિઓ પૈકીની ख० પ્રતિનો અમે પ્રસ્તુત મુદ્રણમા મૌલિક પ્રતિ તરીકે ઉપયોગ કર્યો છે. આટલી પ્રતિઓ એકત્રિત કરવા છતા ચૂર્ણિકાર એવ વૃત્તિકારને અભિમત એવા અનેક પાઠ છે, જે આટલી પ્રતિઓમા પણ મળ્યા નથી આનુ સૂચન પાદટિપ્પણીઓમા કર્યું છે

નદિસૂત્રના સશોધનમાં મૂલપાઠ, પાઠભેદ અને પાઠોની ન્યૂનાધિકતાના નિર્ણય માટે ચૂર્ણિ, હરિભદ્રવૃત્તિ, મલયગિરિવૃત્તિ, શ્રીચન્દ્રીય ટિપ્પણ, આ ચારેયનો સમગ્રભાવથી ઉપયોગ કર્યો છે, એટલુ જ નહી આ ઉપરાત જ્યાં જ્યા નદિસૂત્રસબધિત ઉદ્ધરણ, વ્યાખ્યાન આદિ મળે છે એવા દ્વાદશારનયચક્ર, સમવાયાગસૂત્ર એવં ભગવતીસૂત્રની અભયદેવીયા વૃત્તિ આદિ અનેક શાસ્ત્રોનો ઉપયોગ પણ કર્યો છે, જેનો આ સપાદનની પાદટિપ્પણીઓ જોવાથી ખ્યાલ આવશે

*

## अनुयोगद्वारसूत्र

આપણા ગ્રથભંડારોમા સચવાયેલી સમગ્ર અનુયોગદ્વારસૂત્રની પ્રતિઓમાં મળતા મૂલપાઠના, વાચનાની અપેક્ષાએ, वृहद्वाचना અને सक्षिप्त वाचना એમ બે વિભાગ કરી શકાય આ બે પ્રકારના વાચનાભેદોથી મૂલવાચનાનુ મૌલિક પાર્થક્ય જરાય થતુ નથી, અર્થાત્ આ બેય વાચનાઓ અનુયોગદ્વારસૂત્રના વક્તવ્યને સાદ્યન્ત એકસરખું જ જાળવે છે મુખ્યતયા બે સ્થાનમા લાબા પાઠસદર્ભને ટૂકાવવાથી સો-દોઢસો શ્લોક જેટલો પાઠ જે વાચનામા ઓછો મળે છે તેને સક્ષિપ્ત વાચના કહી શકાય. આ ટૂંકાવેલા પાઠને વિસ્તારથી વાચવા-સમજવાની ભલામણ સક્ષિપ્ત વાચનામા કરેલી જ છે, જુઓ પૃ૦ ૧૪૦ ટિ૦ ૧ તથા પૃ૦ ૧૫૩ ટિ૦ ૩ સક્ષિપ્ત વાચનામા બીજા પણ કેટલાક સ્થાનોમા जाव શબ્દ લખીને મૂલવાચનાના સૂત્રપાઠને અલ્પાધિક પ્રમાણમા ટૂંકાવેલો છે, જે તે તે સ્થાનની પાદટિપ્પણીઓ જોતાં સમજાશે. ટૂકમા જણાવવાનુ એટલુ જ કે બૃહદ્વાચનાના વક્તવ્યને અબાધિત રાખીને સક્ષિપ્ત વાચના શ્લોકપ્રમાણની ગણતરીએ નાની થયેલી છે. પ્રસ્તુત પ્રકાશનમાં પ્રસિદ્ધ થયેલા અનુયોગદ્વારસૂત્રના સશોધનમા કુલ દશ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે તેમની સજ્ઞા આ પ્રમાણે છે—ख०, जे०, स०, वा०, शु०, डे०, सघ०, ने०, वी० અને मु०. આ દશ આદર્શ પૈકીના खं०, जे०, स०, वा०, शु० અને मु० સજ્ઞક આદર્શો બૃહદ્વાચનાના છે, જ્યારે શેપ डे०, सघ०, ने० અને वी० સજ્ઞક આદર્શો સક્ષિપ્ત વાચનાના છે આ દશ આદર્શોનો પરિચય આ પ્રમાણે છે—

**खं० પ્રતિ**—ખભાતના **શ્રી શાંતિનાથ તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર**ની ક્રમાંક ૩૯(૧)-વાળી તાડપત્રીય પ્રતિ છે પત્ર સખ્યા ૧ થી ૫૫ છે પ્રત્યેક પત્રમા પત્રની પહોળાઈ અનુસાર ૫ અથવા ૬ પક્તિઓ છે; કોઈક પત્રમા ચાર પક્તિઓ પણ છે. પ્રત્યેક પક્તિમા ઓછામા ઓછા ૧૦૮

અને વધુમા વધુ ૧૨૧ અક્ષરો લખેલા છે હાલત સારી અને લિપિ સુન્દર છે ૫૫મા પત્રમા અનુયોગદ્વાસૂત્ર પૂર્ણ થયા પછી ગ્રથ લખાવનારની પુષ્પિકા આ પ્રમાણે છે —

स० १३०१ वर्षे आषाढ शु० १० शुक्रे **धवलक्कक**नगरनिवासिना **प्राग्वाट**वशोद्भवेन व्य० **पासदेव**सुतेन **गंधिक**श्रेष्ठि**धीणाके**न वृहद्भ्राता **सिद्धा**श्रेऽयोर्थे सवृत्तिकमनुयोगद्वारसूत्र लेखयाचक्रे ॥

उदकानलचौरेभ्यः मूषकेभ्यस्तथैव च ।
रक्षणीय प्रयत्नेन यस्मात्कष्टेन लिख्यते ॥ छ ॥

शुभं भवतु चतुर्विवश्रीश्रमणसङ्घस्य ॥ छ ॥

૫૫મા પત્રમા અનુયોગદ્વારસૂત્ર પૂર્ણ થયા પછી ૫૬ થી ૨૩૭ પત્ર સુધીમા મલધારગચ્છીય હેમચન્દ્રાચાર્યકૃત અનુયોગદ્વારસૂત્રવૃત્તિ લખેલી છે ૨૩૭મા પત્રમા વૃત્તિ પૂર્ણ થયા પછી ગ્રથ લખાવનારની પુષ્પિકા આ પ્રમાણે છે—

सवत् १३०१ वर्षे आषाढ शुदि १० शुक्रे **धवलक्कक**नगरनिवासिना प्राग्वाटवशोद्भवेन व्य० **पासदेव**सुत **गंधिक** श्रे० **धीणाकेन** वृहद्भ्राता **सिद्धा**श्रेयोऽर्थ ससूत्रा मलधारिश्रीहेमचद्रसूरि-विरचिताऽनुयोगद्वारवृत्तिर्लेखयाचक्रे ॥ छ ॥ मगल महाश्रीः । शुभं भवतु चतुर्विधश्रीश्रमणसङ्घस्य ॥ छ ॥

ઉપર લખેલી અનુયોગદ્વાર મૂલ અને વૃત્તિની પુષ્પિકા ઉપરથી જાણી શકાય છે કે ધોળકા નગરના રહેવાસી પોરવાડવશીય વ્યવહારી પાસદેવના પુત્ર ગાધી ધીણાક નામના શ્રેષ્ઠીએ સિદ્ધા નામના પોતાના મોટાભાઈના કલ્યાણ માટે અનુયોગદ્વાર મૂલ અને તેની મલધારીયા વૃત્તિ સ૦ ૧૩૦૧ના અષાઢ સુદ ૧૦ને શુક્રવારે લખાવી

આ પુષ્પિકા ઉપરથી જાણી શકાય છે કે અનુયોગદ્વાર મૂલસૂત્ર અને વૃત્તિ સપૂર્ણ લખાયા પછી બન્નેના અતમા પુષ્પિકા લખાઈ છે એકથી વધારે ગ્રથો એક જ પોથીમા લખાયા હોય ત્યારે કોઈવાર જે ગ્રથ જે દિવસે પૂર્ણ થતો તે ગ્રથના અંતમા લેખકો તે જ મિતિ લખતા, આથી આવી પોથીઓમા મિતિ અલગ અલગ હોય છે; તો કેટલીક પ્રતિઓમા એકથી વધારે ગ્રથો લખાયા હોય છતા પ્રત્યેક ગ્રથની પ્રશસ્તિ-પુષ્પિકામા સવત, મહિનો અને તિથિ એક જ લખાએલા પણ હોય છે પ્રસ્તુત ख० સજ્ઞક પ્રતિ આવા પ્રકારના પુષ્પિકાલેખનના ઉદાહરણરૂપ કહેવાય

**जे० પ્રતિ**—જેસલમેરદુર્ગસ્થ **શ્રી જિનભદ્રસૂરિ જૈન જ્ઞાનભંડાર**ની તાડપત્રીય પ્રતિ છે પ્રતિની હાલત સારી અને લિપિ સુન્દર છે, અને લબાઈ-પહોળાઈ ૩૦$\frac{1}{2}$×૨ ઇચ પ્રમાણ છે પત્ર ૧ થી ૬૬ સુધીમા અનુયોગદ્વારસૂત્ર પૂર્ણ થાય છે અને પત્ર ૬૭થી ૧૬૩ સુધીમા આચાર્ય શ્રીહરિભદ્રસૂરિકૃત અનુયોગદ્વારસૂત્રની વૃત્તિ લખેલી છે અનુયોગદ્વાર મૂલના અતમા કે હરિભદ્રીય વૃત્તિના અતમા લેખકની પ્રશસ્તિ-પુષ્પિકા આદિ કઈ પણ લખેલુ નથી, છતા પ્રતિ અને લિપિના આકાર-પ્રકારના આધારે અનુમાનથી તેનો લેખનસમય વિક્રમની ૧૫મી શતાબ્દી હોય તેમ લાગે છે જ્ઞાનભડારમા આ પ્રતિનો ક્રમાક ૭૯ છે

**सं० પ્રતિ—**શ્રી હેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિર (પાટણ)મા રહેલા **શ્રીસંઘ ભંડાર**ની તાડપત્ર ઉપર લખાયેલી પ્રતિ છે પ્રતિની લિપિ સુવાચ્ય અને સ્થિતિ સારી છે, અને લબાઈ-પહોળાઈ ૩૪×૨ ઇચ પ્રમાણ છે પત્ર સખ્યા ૧ થી ૪૩ છે. પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા તાડપત્રની પહોળાઈને અનુસરીને ઓછામાં ઓછી ચાર અને વધુમા વધુ ૭ પક્તિઓ છે પ્રત્યેક પક્તિમ ઓછામા ઓછા ૧૧૩ અને વધુમા વધુ ૧૩૨ અક્ષરો છે. અત્ય ૪૩મા પત્રની બીજી પૃષ્ઠિમા

એક હંસયુગલનું, એક મયૂરયુગલનું અને એક સ્વસ્તિકયુક્ત સુંદર શોભનનું એમ ત્રણ રેખાચિત્રો બનાવેલાં છે. અંતમાં આ પ્રમાણે સંવત્ આદિનો ઉલ્લેખ છે—

॥ छ ॥ समत्ताणि अणुयोगद्दा(द्दा)राणि ॥ छ ॥ छ ॥ छ ॥
याव्द् गिरिनदीद्वीपा यावच्चन्द्रदिवाकरौ ।
यावच्च जैनधर्मोऽय तावन्नदतु पुस्तक ॥ छ ॥ छ ॥
मौलिलालितपद. क्षमाधरैर्यावदेव जिनधर्मभूपतिः ।
पाति साधुमितर विडम्बते तावदस्तु भुवि पुस्तको ध्रुव ॥ छ ॥

स० १४५६ वर्षे माघ सुदि १० बुधे त्रुटितः[ ] पूरिता (ता) ॥ छ ॥ **श्रीस्तम्भतीर्थे वृद्धपौषधशालाया तपागच्छीय** भट्टारि(र)क **श्रीजि(ज)यतिलकसूरि** तत्प्(त्प)ट्टे **श्रीरत्नसागरसूरि** तदुपदेसे(शे)न पुस्तक ल(लि)खापित ॥ छ ॥ श्रीः ॥ छ ॥

૧. અનુયોગદ્વારસૂત્ર મૂલ, ૨ શ્રીજિનદાસગણિમહત્તરકૃત અનુયોગદ્વારસૂત્રચૂર્ણિ અને ૩. મલધારગચ્છીય આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિકૃત અનુયોગદ્વારસૂત્રવૃત્તિ એમ ત્રણ ગ્રંથવાળી એક પ્રતિ વિક્રમના ૧૪મા શતકમાં લખાયેલી; તેમાંથી અનુયોગદ્વારસૂત્રનો સમગ્ર મૂલપાઠ નષ્ટ થયેલો અને અનુયોગદ્વારચૂર્ણિ તથા મલધારીયા ટીકાના અનેક પત્રો નષ્ટ થયેલા. આ ત્રુટિત પ્રતિમાંના અનુયોગદ્વારસૂત્રના સમગ્ર પાઠને, ઉપર જણાવ્યા પ્રમાણે, સં૦ ૧૪૫૬માં શ્રી રત્નસાગરસૂરિજીના ઉપદેશથી લખાવીને પૂર્ણ કરવામાં આવેલો, અર્થાત્ સંપૂર્ણ અનુયોગદ્વારસૂત્ર લખાવ્યું છે. બીજા નંબરની અનુયોગદ્વાર ચૂર્ણિના ખંડિત પત્રોને ઉપર જણાવેલા શ્રી રત્નસાગરસૂરિના ગુરુ શ્રી જયતિલકસૂરિએ સં૦ ૧૪૫૬માં લખાવીને તે પૂર્ણ કરાવેલી છે; જ્યારે ત્રીજી અનુયોગદ્વારની મલધારીયા વૃત્તિના અંતનો અનુસંધિત વિભાગ આજે ઉપલબ્ધ નથી.

**વા૦ પ્રતિ**—શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર–પાટણમાં રહેલા **શ્રી વાડીપાર્શ્વનાથ જૈન જ્ઞાનભંડાર**ની કાગળ ઉપર લખાયેલી પ્રતિ છે. પત્ર સંખ્યા ૩૨ છે. પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમાં ૧૭ પંક્તિઓ છે. પ્રત્યેક પંક્તિમાં ૫૮ થી ૬૦ અક્ષરો છે. લિપિ સુંદર છે અને સ્થિતિ જીર્ણ છે. પ્રતિની લંબાઈ-પહોળાઈ ૧૨$\frac{3}{4}$ × ૫ ઇંચ પ્રમાણ છે. શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરની ગ્રંથસૂચીમાં આનો ક્રમાંક ૬૭૩૬ છે. અંતમાં લેખકની પુષ્પિકા આ પ્રમાણે છે—

अनुयोगद्वारसूत्र सगाहा १६०४ श्लोक २००० ॥ छ ॥ शुभं भवतु ॥ सवत् १५३८ वर्षे मागसिर वदि १३ भौमे पुस्तकं लिखित ॥ छ ॥

**शु० પ્રતિ**—શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર–પાટણમાં રહેલા **શુભવીર જૈન જ્ઞાનભંડાર**ની કાગળ ઉપર લખાયેલી પ્રતિ છે. પત્ર સંખ્યા ૨૯ છે. પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમાં ૧૫ પંક્તિઓ છે. પ્રત્યેક પંક્તિમાં ૫૯ થી ૬૧ અક્ષરો છે. લિપિ સુંદર અને સ્થિતિ સારી છે. પ્રતિની લંબાઈ-પહોળાઈ ૧૧$\frac{3}{4}$ × ૪$\frac{3}{4}$ ઇંચ પ્રમાણ છે. શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરની ગ્રંથસૂચીમાં આનો ક્રમાંક ૪૨૭૭ છે. અંતમાં આ પ્રમાણે પુષ્પિકા છે—

स० १५६१ वर्षे श्रीमद**णहिल्लपाटक**पट्टणे श्रीबृहत्खरतरगच्छे **श्रीजिनसागरसूरि**पट्टे **श्रीजिनहर्षसूरि**शिष्य **श्रीकमलसंयमो**पाध्यायानामुपदेशेन सो० **भोजू** भार्या श्रा० **कुतिगदे**-पुत्ररत्न सो० **जगमालेन** भार्या श्रा० **अमरी** पुत्र सो० **श्रीपाल** सो० **वीरपाल** सो० **समधर** सो० **अर्जुन** प्रमुखपरिवारयुतेन श्रीअनुयोगद्वारसूत्रं लेखयाचक्रे ॥ शुभं भवतु ॥

**ડે૦ પ્રતિ**—અમદાવાદના **ડેલાના ઉપાશ્રયના જ્ઞાનભંડાર**ની કાગળ ઉપર લખાયેલી પ્રતિ છે પત્રસંખ્યા ૩૩ છે પ્રત્યેક પત્રની પ્રત્યેક પૃષ્ઠિમા ૧૩ પંક્તિઓ છે પ્રત્યેક પંક્તિમાં ઓછામા ઓછા ૫૦ અને વધુમા વધુ ૫૮ અક્ષરો છે દોરી પરોવીને બાધવા માટે તાડપત્રીય પ્રતિના પ્રત્યેક પત્રમાં જેમ છિદ્ર હોય છે તેમ પ્રસ્તુત પ્રતિના પ્રત્યેક પત્રના મધ્યમા છિદ્ર છે આ છિદ્રની ચારે બાજુ સુશોભિત રીતે કોરો ભાગ રાખ્યો છે, જેથી દોરીનો ઘસારો લખાણને બગાડે નહિ આવી રીતે પત્રોની પ્રત્યેક પૃષ્ઠિના મધ્યભાગમા રાખવામાં આવેલા કોરા ભાગથી એક રિક્તાક્ષર સુશોભન બન્યુ છે પ્રતિના પ્રત્યેક પત્રમા જતુઓએ નાના-મોટા અનેક છિદ્રો કરેલા છે, છતા પ્રત્યેક પત્રને સારી રીતે સહેલાઇથી ફેરવી શકાય છે, અર્થાત્ પ્રતિની સ્થિતિ સારી છે લિપિ સુદર તથા સુવાચ્ય છે પ્રતિની લબાઈ-પહોળાઈ ૧૧$\frac{3}{4}$ × ૩$\frac{3}{4}$ ઇચ પ્રમાણ છે. અતમા લેખકની પ્રશસ્તિ આદિ કઈ નથી, છતાં આ પ્રતિ અનુમાનથી વિક્રમના પદરમા શતકમા લખાયેલી હોય તેમ લાગે છે

**સંઘ૦, ને૦ અને વી૦ સંજ્ઞક પ્રતિઓ**—અનુમાનથી વિક્રમના ૧૭ મા શતકમા કાગળ ઉપર લખાયેલી આ ત્રણ પ્રતિઓ અનુક્રમે શ્રીહેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિર(પાટણ)સ્થિત **શ્રીસંઘ જ્ઞાનભંડાર**, સૂરિસમ્રાટ્ **શ્રી વિજયનેમિસૂરીશ્વર જૈન જ્ઞાનભંડાર** અને **શ્રી મહિમાભક્તિ જૈન જ્ઞાનભંડાર** (બીકાનેર)ના સગ્રહની છે

**મુ૦ પ્રતિ**—વિ૦ સં૦ ૧૯૭૨ મા આચાર્ય શ્રી સાગરાનદસૂરિવર દ્વારા સશોધિત થઈને શ્રેષ્ઠી શ્રી દેવચદ લાલભાઈ પુસ્તકોદ્ધારફડ દ્વારા પ્રકાશિત થયેલી મલધારગચ્છીય આચાર્ય શ્રીહેમચદ્રસૂરિવિરચિત વૃત્તિ સહિત અનુયોગદ્વારસૂત્રની મુદ્રિત આવૃત્તિ

અનુયોગદ્વારસૂત્રના સશોધન માટે એકત્ર કરેલી પ્રતિઓનો અમે અહી જે પરિચય આપ્યો છે તેમા, આગળ જણાવ્યુ તેમ, ને૦ સઘ૦ ડે૦ અને વી૦ પ્રતિઓ સક્ષિપ્ત વાચનાની છે, જ્યારે શેષ खं० जे० स० वा० शु० અને मु० પ્રતિઓ બૃહદ્વાચનાની છે કેવળ वी० પ્રતિ કોઈ વાર સક્ષિપ્ત વાચનાને તો કોઈ વાર બૃહદ્વાચનાને અનુસરે છે, જ્યારે એક સ્થળે स० અને वा० સજ્ઞક પ્રતિઓ સિવાયની બૃહદ્વાચનાની બધી જ પ્રતિઓ સક્ષિપ્ત વાચનાના સક્ષિપ્ત પાઠ પ્રમાણે જ સૂત્રપાઠ આપે છે (જુઓ પૃ૦ ૭૭ ટિ૦ ૫) પાટણ–શ્રીસઘના જ્ઞાનભડારની स० નામની પ્રતિ કોઈ જુદા જ કુલની અને જરા વિચિત્ર છતા મહત્ત્વના પાઠોવાળી બૃહદ્વાચનાની પ્રતિ છે, કારણ કે મલધારી શ્રી હેમચદ્રસૂરિ મહારાજે પોતાની વૃત્તિમા આપેલા પાઠભેદો આ પ્રતિએ ઠીક ઠીક પ્રમાણમા અમને પૂરા પાડ્યા છે શ્રી મલધારી મહારાજે પસંદ કરેલા સૂત્રપાઠોને સમગ્રભાવે આપતી અનુયોગદ્વારસૂત્રની કોઈ પ્રતિ આજે પ્રાપ્ત નથી આ સ્થિતિમા તેમની ટીકા અને ટીકામાનાં પ્રતીકોને અનુસરીને જ આપણે સૂત્રવાચના તૈયાર કરવાની રહે છે અને અમે એ રીતે અનુયોગદ્વારસૂત્રની વાચના તૈયાર કરી છે આમ કરવામા પૂજ્ય શ્રી સાગરાનદસૂરિમહારાજે અને બીજા વિદ્વાનોએ તૈયાર કરેલી સૂત્રવાચનાથી અમારી અનુયોગદ્વારસૂત્રની વાચના જુદા પ્રકારની બની ગઈ છે પરતુ ચૂર્ણિકાર–ટીકાકારોને માન્ય પાઠોવાળી અમારી જ વાચના છે. મલધારી શ્રી હેમચદ્રસૂરિની બૃહદ્વૃત્તિ રચાયા પછી અનુયોગદ્વારસૂત્રની પ્રાચીન ગણાય તેવી પ્રતિઓમા મલધારી મહારાજે इत्यादि શબ્દથી આપેલા અધૂરા પાઠભેદો પણ પેસી ગયેલા જોવામા આવે છે. અમે આવા વિકૃત પાઠોને નીચે પાદટિપ્પણીમા પૂરા કરીને આપ્યા છે. આ રીતે અમારી સૂત્રવાચના મલધારી શ્રી હેમચદ્રસૂરિસમ્મત પાઠવાળી છે અને તે બૃહદ્વાચના છે

આજે આપણા સામે અનુયોગદ્વારસૂત્રની જે મુદ્રિત આવૃત્તિઓ છે તે બધી બૃહદ્વાચનાની છે. આ બધી આવૃત્તિઓમાના કેટલાક સૂત્રપાઠો કોઈ પણ વ્યાખ્યાકાર સાથે બધબેસતા નથી,

જ્યારે ભિન્ન ભિન્ન કુલની સૂત્રપ્રતિઓમાંથી તે તે સૂત્રપાઠને શોધી કાઢી ને તે સૂત્રપાઠોનો મેળ મેળવવા અમે પ્રયત્ન કર્યો છે શ્રી મલધારી મહારાજે જે અધૂરા વાચનાન્તરો કે પાઠાન્તરો આપ્યા છે તે પણ અમે જુદા જુદા કુલની પ્રતિઓમાંથી મેળવીને, કોઈક જ સ્થાનને બાદ કરીને, લગભગ બધા જ પૂરા કર્યા છે આ પ્રમાણે સંશોધન માટે એકત્ર કરેલી અનુયોગદ્વારસૂત્રની પ્રતિઓમાંથી અનેક સૂત્રપાઠોનું પૃથક્કરણ કરીને અમે અમારી પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રની બૃહદ્વાચના તૈયાર કરી છે, અને આ બૃહદ્વાચનાને જ મૌલિક તરીકે માન્ય કરી છે. કારણ કે ચૂર્ણિકાર શ્રી જિનદાસ-ગણિ મહત્તર તેમ જ બન્નેય ટીકાકારો આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ તેમ જ મલધારી આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિ, આ ત્રણેય વ્યાખ્યાકારો બૃહદ્વાચનાને અનુસરીને જ વ્યાખ્યા કરે છે. આમ છતાં શ્રી મલધારીજીએ આપેલા કેટલાક પાઠભેદો સંક્ષિપ્ત વાચનાની પ્રતિઓમાંથી જ ઉપલબ્ધ થતા હોઈ ને અમે સંક્ષિપ્ત વાચનાનું મૂલ્યાંકન ઓછું કરીએ છીએ તેમ તો નથી જ અને આ કારણસર સંક્ષિપ્ત વાચનામાંના સંક્ષિપ્ત પાઠભેદોની નોંધ અમે અમારા સંપાદનમાં સ્થાનસ્થાનમાં પાદટિપ્પણી-ઓ દ્વારા આપી છે

પ્રસ્તુત ગ્રંથગત અનુયોગદ્વારસૂત્રના સંપાદનમાં પાઠભેદ અને વાચનાભેદની દૃષ્ટિએ બધી જ પ્રતિઓનો એકધારો ઉપયોગ કરવા છતાં સં૰ પ્રતિ પ્રાયઃ વિશિષ્ટ રીતે શુદ્ધ તેમજ પ્રામાણિક ટિપ્પણી-ઓવાળી હોઈ ને તેનો અમે મૌલિક પ્રતિ તરીકે આદર કર્યો છે. સં૰ પ્રતિને અમે ઉપર વિચિત્ર જણાવી છે તેનું કારણ તેમાંના કેટલાક સૂત્રપાઠો ચૂર્ણિપાઠ જેવા છે તે છે ચ૰ પ્રતિ ઘણી અશુદ્ધ હોવા છતાં તેણે અમને કેટલાય સ્થાનોમાં પાઠનિર્ણય કરવામાં સહાય કરી છે કેટલીક વાર એક જ કુલની પ્રતિઓમાંની કોઈ એકાદ પ્રતિએ પણ અમને મલધારી મહારાજે નોંધેલા પાઠભેદ આપ્યા છે એ વસ્તુ અમે આપેલી પાદટિપ્પણીઓથી વિદ્વાનો જોઈ-જાણી શકશે

અનુયોગદ્વારના સંપાદનમાં કેટલાક પાઠો અમે હસ્તપ્રતિઓને વશ રહીને જેમના તેમ રાખ્યા છે, તેમ છતાં તેવા સ્થળો અમને ખૂંચતાં જ રહ્યા છે દા૰ ત૰ સૂત્ર ૨૫૨ થી ૨૫૯ સુધીના સૂત્રોમાં ષડ્નામવિષયક ભાવોને લગતા દ્વિકસંયોગી ભાગાનો નિર્દેશ કરતા સૂત્રોમાં उदइए उदयनिप्फन्ने આદિ, ત્રિકસંયોગી ભાગાનો નિર્દેશ કરતા સૂત્રોમાં उदइए उवसमिए खयनिप्फन्ने આદિ, ચતુઃસંયોગી ભાગામાં उदइए उवसमिए खइए खओवसमनिप्फन्ने આદિ, તેમ જ પંચસંયોગી ભાંગામાં उदइए उवसमिए खइए खओवसमिए पारिणामियनिप्फन्ने આદિ પદો સમસ્ત હોઈ અંતિમ પદની જેમ આદિના પદોમાં ए ન હોતા બધે જ य હોવો જોઈએ અર્થાત્ उदइय-उदयनिप्फन्ने, उदइय-उवसमिय--खयनिप्फन्ने, उदइय-उवसमिय-खइय-खओवसमनिप्फन्ने, उदइय-उवसमिय खइय-खओवसमिय पारिणा-मियनिप्फन्ने આ પ્રમાણે સૂત્રપાઠ હોવો જોઈએ અને તો જ निप्फन्ने પદનો સંબંધ દરેક પૂર્વપદ સાથે બંધબેસી શકે પરંતુ પ્રાચીન યુગથી લિપિના વિકારથી દરેક ભાગામાં य નો ए થઈ ગયો છે એમ અમને લાગે છે આવા વિકારો અન્ય સ્થળોમાં પણ થવા પામ્યા છે, છતાં તે બધાનો અહીં નિર્દેશ ન કરતા આટલાથી જ અમે વિરમીએ છીએ

અનુયોગદ્વારની પ્રાચીન પ્રતિઓમાં કેટલેક ઠેકાણે वतण कढ गदी करेध ઇત્યાદિ त-द-ध આદિ વ્યંજનપ્રધાન પ્રયોગવાળા સૂત્રપદો જોવામાં આવે છે, તેમ છતાં આજના પ્રાકૃતજ્ઞ વિદ્વાનો એમ માને છે કે આ પ્રયોગો વિકૃત થઈ ગયા છે અથવા લિપિવિકારમાંથી જન્મ્યા છે, પરંતુ આ માન્યતા અમારી દૃષ્ટિએ ભ્રામક છે આજે ભાષ્ય, ચૂર્ણિ આદિ પ્રાકૃત ગ્રંથોની સેંકડો પ્રાચીન પ્રતિઓમાં એકધારી રીતે આવા પ્રયોગો હજારોની સંખ્યામાં મળતા હોય ત્યારે આવી વિકૃતપણાની કલ્પના કરી લેવી એ અમારી નજરે વધારે પડતું છે અમારી સૂત્રવાચનામાંથી, 'બહુ તાતે બળિયું' એ ન્યાયે, આવા પ્રયોગો અમે ગૌણ કરી દીધા છે, છતાં પ્રાચીન પરંપરા સર્વથા ભુલાઈ ન જાય

તે માટે કેટલીક વાર ઉપરવટ થઈને પણ આવા પ્રયોગો અમે રાખ્યા છે અને ભાષ્ય, ચૂર્ણિ આદિ સાથેના સૂત્રપ્રકાશનોમા અમે આવા પ્રયોગોને ગૌણ કરવાનુ પસદ નહિ કરીએ આ જ રીતે પદના આદિ સ્વરમા त વ્યજનનો ઉમેરો કે જે અર્વાચીન વૈયાકરણોને સમ્મત નથી તેવા तोधिनाण–स० अवधिज्ञान, तूका–स० यूका આદિ જેવા પ્રયોગો વિશેષાવશ્યકભાષ્ય, કલ્પબૃહદ્ભાષ્ય, અગવિજ્જા આદિમા મોટી સખ્યામા પ્રાપ્ત થાય છે શ્રી દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિની પ્રાકૃત કુવલયમાલાકથા આદિમા પણ આવા પ્રયોગો આવે છે, એટલે વિદ્વાનોએ આવા પ્રયોગોના વિષયમા પુન વિચાર કરવો પ્રાપ્ત થાય છે આવા પ્રયોગોથી ભાષાપારપર્યની વિસ્મૃતિને લીધે શાસ્ત્ર દુર્ગમ જરૂર થાય છે, છતા ભાષાશાસ્ત્રીઓને માટે આ રીત—એટલે કે પ્રાચીન પ્રયોગોનુ પરિવર્તન કરવુ—અણગમાકારક બનવાનો સભવ જરૂર છે પ્રાચીન યુગમા આચાર્ય શ્રી અભયદેવસૂરિ, આચાર્ય શ્રી મલયગિરિ આદિએ દુર્ગમતાને કારણે પરિવર્તનો જરૂર કર્યાં છે, પરતુ આજના ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આવુ પરિવર્તન યોગ્ય છે કે નહિ ?—એ વસ્તુ અમે ભાષાશાસ્ત્રીઓ ઉપર છોડીએ છીએ

## પરિશિષ્ટોનો પરિચય

અહી જણાવેલા સાધનોના આધારે તથા અમે નિશ્ચિત કરેલી પદ્ધતિથી નદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રના મૂલપાઠનુ મુદ્રણ કર્યા પછી જુદા જુદા ક્રમથી પ્રત્યેક ગ્રથના પરિશિષ્ટો આપ્યા છે આ પરિશિષ્ટોનો પરિચય આ પ્રમાણે છે—

### નંદિસૂત્ર

**પહેલું પરિશિષ્ટ**—આ પરિશિષ્ટમા મૂલપાઠમા અને ટિપ્પણીઓમા આવેલી ગાથાઓના આદ્ય ભાગને અકારાદિવર્ણક્રમથી આપવામા આવ્યો છે

**બીજું પરિશિષ્ટ**—આમા મૂલવાચનાના અને ટિપ્પણીઓમા આવેલા પ્રત્યેક શબ્દને તેના ટીકા-વ્યાખ્યાનુસારી સસ્કૃત પર્યાય સાથે અકારાદિવર્ણક્રમથી આપવામા આવેલ છે આ પ્રકારનો પ્રયત્ન અમે સર્વપ્રથમ કર્યો છે દેશ્ય, અવ્યય અને ક્રિયાવિશેષણ—આ ત્રણ પ્રકારના શબ્દોની પાછળ અમે ( दे० ), ( अ० ) અને ( क्रि. वि. ) આવુ કોષ્ઠકમા જણાવીને સ્પષ્ટતા કરવા પ્રયત્ન કર્યો છે આમ છતા કાર્યના તથાપ્રકારના વેગને કારણે બધાય દેશ્ય આદિ શબ્દોની પાછળ ઓળખ આપવાની સ્પષ્ટતા કરી શક્યા નથી તેની નોંધ લેવા અભ્યાસીઓને ભલામણ કરીએ છીએ આ પરિશિષ્ટના મૂલશબ્દો સાથે તેના સસ્કૃતમા આપેલા પર્યાયો જોવાથી અભ્યાસી વિદ્વાનોને સમાન જોડણીવાળા શબ્દોના અર્થાન્તરો, વિભક્તિલોપ, વિભક્તિવ્યત્યય અને લિગવ્યત્યયના ઉદાહરણો વ વ અનેકવિધ ઉપયોગી માહિતી મળી રહેશે

અહી અને સમગ્ર જૈનાગમસાહિત્યમા આવતા સૂત્રોના ઉપક્રમમાં આવતો से किं त વાક્યપ્રયોગ અને નિગમનમા આવતો सेत અથવા सेत्त આવો વૈકલ્પિક વાક્યપ્રયોગ ઉપલબ્ધ થાય છે અહી વ્યાખ્યાકારો से किं त આ ઉપક્રમવાક્યની ‘अथ क एष, अथ कौ एतौ, अथ क एते, अथ का एषा, अथ के एते, अथ का एताः, अथ किमेतत्, अथ के एते, अथ कान्येतानि, अथ कोऽसौ, अथ केयम्, अथ कासौ, अथ किं तत्’ ઇત્યાદિ વિવિધ પ્રકારે વ્યાખ્યા કરે છે, તથા सेत અથવા सेत्त આ નિગમનવાક્યની ‘स एषः, तौ एतौ, त एते, सा एषा, ते एते, ता एताः, तदेतत्, ते एते, तान्येतानि’ આ પ્રમાણે વ્યાખ્યા કરે છે આથી આ શબ્દો સર્વનામરૂપે છે કે અવ્યયરૂપે ?—આ વસ્તુ વિચારણીય બની જાય છે આ બાબતમા सदृशं त्रिषु लिङ्गेषु सर्वासु च विभक्तिषु। वचनेषु च सर्वेषु यन्न व्येति तदव्ययम्॥

આ અવ્યયલક્ષણના આધારે से किं त આદિ શબ્દો અવ્યયરૂપે સમજવા જોઈએ એમ અમે સ્વીકાર્યું છે. વ્યાખ્યાકારોએ પ્રાકૃત त શબ્દને तत्, एतत्, अदस् અને इदम् અર્થમાં જણાવ્યો છે નિગમનવાક્યોમાં से+एत=सेत આવો સ્વરસન્ધિજન્ય પ્રયોગ માનવો જોઈએ અમારા પ્રસ્તુત સંપાદનમાં અમે પરંપરાગત રૂઢિની અસરને લીધે અનવધાનથી से त અથવા से त्तं આવા ભિન્ન પદો આપ્યા છે તેને સુધારીને सेत्तं અથવા सेत्तं વાચવા ભલામણ કરીએ છીએ सेत्त પ્રયોગને सेतનો આર્ષપ્રયોગ જાણવો જોઈએ

સામાસિક વાક્યમા આવતા ज्जवणा ट्ठवणा ट्ठिती प्पमाण स्सर स्सरा આદિ શબ્દોને તેમના મૂલસ્વરૂપે જ તે તે સ્થાને લીધા છે; ઉપરાત, અન્વેષકોની અનુકૂળતા માટે, આવા શબ્દોના અનુક્રમે ज्ञवणा ठवणा ठिती पमाण सर सरा આદિ સુપરિચિત શબ્દો તેના પૂર્વે આ પ્રકારનુ ફૂલડીનુ ચિહ્ન મૂકીને જણાવ્યા છે. આ ફૂલડીના ચિહ્નથી અંકિત શબ્દનો આદ્ય અક્ષર સંયુક્તાક્ષર છે તેમ સમજવુ આ નિર્ણય અમે કેટલોક ભાગ છપાયા પછી લીધેલો હોઈને અનુયોગદ્વારસૂત્રના બીજા પરિશિષ્ટમા આવતા ज्झवणा (પૃ૦ ૩૫૯) શબ્દથી અંત સુધી આવી સ્પષ્ટતા કરી શક્યા છીએ શેષ ચિહ્નોની સમજ અમે નંદિસૂત્રના બીજા પરિશિષ્ટના પ્રારંભમાં જણાવેલી છે, જુઓ પૃ૦ ૨૧૧.

**ત્રીજું પરિશિષ્ટ**—આમા ગ્રથ, ગ્રથકાર, નૃપ, નગ, નગર આદિનાં વિશેષનામોને તેમના પરિચય સાથે અકારાદિવર્ણક્રમથી આપવામાં આવ્યા છે

**ચોથું પરિશિષ્ટ**—વ્યાખ્યાકારોએ વ્યાખ્યામા જે જે સૂત્રપાઠોનો વાચનાંતરના પાઠરૂપે નિર્દેશ કર્યો છે તે તે સૂત્રપાઠોને અમે તે તે સ્થાને પાદટિપ્પણીઓમા નોંધ્યા છે વાચકોની અનુકૂળતા માટે આવા સ્થાનોની નોંધ અમે આ પરિશિષ્ટમા આપી છે

## લઘુનંદિ-અનુજ્ઞાનંદિનાં પરિશિષ્ટો

લઘુનદિના એકથી ત્રણ પરિશિષ્ટોનો પરિચય અનુક્રમે નદિસૂત્રના એકથી ત્રણ પરિશિષ્ટોમા જણાવેલી હકીકતો પ્રમાણે જાણી લેવો

## યોગનંદિનાં પરિશિષ્ટો

યોગનંદિના બે પરિશિષ્ટોનો પરિચય નંદિસૂત્રના બીજા અને ત્રીજા પરિશિષ્ટમા જણાવેલી હકીકતો પ્રમાણે જાણી લેવો

## અનુયોગદ્વારસૂત્રનાં પરિશિષ્ટો

અનુયોગદ્વારસૂત્રનાં એકથી ચાર પરિશિષ્ટોનો પરિચય નદિસૂત્રના પરિશિષ્ટોના ક્રમે જાણી લેવા ભલામણ કરીએ છીએ

# અમારી આગમસંશોધનપદ્ધતિ

જિનાગમોના સશોધન અને સપાદન વિષેની અમારી પદ્ધતિ ક્યા પ્રકારની છે?—એ જાણવાની દરેક વિદ્વાન અપેક્ષા રાખે જ અમે અમારા સંશોધન-સંપાદનમાં નીચેના ૭ મુદ્દા મુખ્યતયા સ્વીકાર્યા છે :—

૧. લિખિત પ્રતિઓનો ઉપયોગ
૨ ચૂર્ણિ, ટીકા, અવચૂરી, ટિપ્પનક આદિનો ઉપયોગ
૩ આગમિક ઉદ્ધરણોનો ઉપયોગ
૪ અન્ય આગમોમાં આવતા સૂત્રપાઠો સાથે તુલના
૫ સશોધકોએ કરેલી અશુદ્ધિઓનો વિવેક
૬ લેખકોએ કરેલી અશુદ્ધિઓનો વિવેક

## ૧. લિખિત પ્રતિઓનો ઉપયોગ

અમારા સશોધનમા અમે તે તે આગમની મળી શકે તેટલી પ્રાચીન તાડપત્રીય પ્રતિઓનો ઉપયોગ કરવા સાથે પદરમી-સોળમી આદિ સદીઓમા લખાયેલી કાગળની પ્રતિઓનો પણ ઉપયોગ કર્યો છે તાડપત્રીય પ્રાચીન પ્રતિઓ ઘણી ઓછી સખ્યામાં મળતી હોઈ જે જે તાડપત્રીય પ્રતિ અમે મેળવી શક્યા તે બધીઓનો ઉપયોગ અમે અમારા સશોધન માટે કર્યો છે; પરતુ કાગળ ઉપર લખાયેલી દરેકેદરેક મળ આગમની પ્રતિઓ સૈંકડોની સખ્યામા મળતી હોવાથી તેમાથી જુદા જુદા કુલની કે વર્ગની, શુદ્ધિ કે પાઠભેદાદિની દૃષ્ટિએ યોગ્ય લાગી તે, પ્રતિઓને પસદ કરીને અમે તેનો ઉપયોગ કર્યો છે

આ રીતે અમારા સશોધન માટે એકત્ર કરેલી પ્રતિઓનો ઉપયોગ અમે સમગ્રભાવે અથવા સપૂર્ણપણે કર્યો છે; એટલે કે સ્વીકારેલી બધી પ્રતિઓનો ઉપયોગ જ્યા સૂત્રપાઠના વિષયમા શકા ઊભી થાય તે પૂરતો જ માત્ર કર્યો છે–એમ નથી; પરતુ સશોધનકાર્યે માટે અમે પસદ કરેલી દરેકેદરેક પ્રતિને મુદ્રિત આગમપ્રતિ સાથે અથવા તેની પ્રેસકૉપી સાથે આદિથી અંત સુધી અક્ષરશ સરખાવી છે–મેળવી છે આ રીતે મેળવતા તે તે પ્રતિના સાચા કે ખોટા જે પાઠો કે પાઠભેદો મળી આવે તે બધાય નોંધી લીધા છે આ રીતે પાઠભેદ લેવાઈ ગયા પછી તે તે સૂત્રના પાઠો અને પાઠભેદોનો અર્થદૃષ્ટિએ વિચાર કરી તેનુ સશોધન અને પાઠભેદોનુ પૃથક્કરણ કર્યું છે આ પ્રમાણે મૂળસૂત્રને તૈયાર કરતા જ્યા યોગ્ય કે સમાનાર્થક પાઠભેદો મળ્યા હોય તે પૈકી ઘણી પ્રતિઓમા મળતા યોગ્ય પાઠને અમે મોટે ભાગે મહત્ત્વ આપીને મૂલવાચનામા સ્વીકાર્યા છે અને શેષ પાઠભેદોની પાદટિપ્પણીમાં નોંધ લીધી છે આમ છતા ક્યારેક એક કે ઓછી પ્રતિઓમા મળતો સૂત્રપાઠ શુદ્ધ કે વધારે યોગ્ય લાગે તો તે પાઠને મૂલવાચનામા સ્વીકારતા અમે જરા પણ અચકાયા નથી આ વાત તો જ્યા સૂત્રપાઠ ઉપર ચૂર્ણિકાર કે ટીકાકાર આદિ તે તે સૂત્રપાઠને સુગમ સમજી વ્યાખ્યા ન કરતા હોય તે વિષે થઈ; પણ જ્યા ચૂર્ણિકાર મહારાજ આદિ એકસરખી રીતે એક જ જાતના સૂત્રપાઠની વ્યાખ્યા કરતા હોય ત્યા જે સૂત્રપાઠની વ્યાખ્યા હોય તે પાઠ એક પ્રતિમા મળ્યો કે ઘણી પ્રતિઓમા મળ્યો–એનો વિચાર કર્યા સિવાય જ અમે તે પાઠને મૂલવાચનાના પાઠરૂપે જ આદર આપ્યો છે અને બાકીના પાઠભેદોને પાદટિપ્પણીઓમા નોંધ્યા છે જ્યારે ચૂર્ણિકાર કે વૃત્તિકારો જુદા જુદા પાઠભેદોને સ્વીકારીને વ્યાખ્યા કરતા હોય ત્યારે બૃહદ્વૃત્તિકારે સ્વીકારેલા પાઠભેદને જ મૂલસૂત્રપાઠ તરીકે મોટે ભાગે અમે અમારા સપાદનમા સ્થાન આપ્યુ છે આનુ કારણ એ છે કે ચૂર્ણિકાર અને લઘુવૃત્તિકાર આચાર્યો ઘણા સૂત્રોને સુગમ માની વ્યાખ્યા જ કરતા નથી, જ્યારે બૃહદ્વૃત્તિકાર આચાર્ય અતિસરલ સૂત્રપાઠને બાદ કરી આખા શાસ્ત્રનુ વિવરણ કરે છે. આથી સૂત્રપાઠના નિર્ણય માટે બૃહદ્વૃત્તિ જ ઘણી વાર સહાયક બને છે આ કારણને લઈ અમે અમારી સૂત્રવાચનાઓ તે તે સૂત્રની બૃહદ્વૃત્તિના આધારે જ તૈયાર કરવાનો માર્ગ પસદ કર્યો છે ક્યારેક ક્યારેક બૃહદ્વૃત્તિકારસમ્મત સૂત્રપાઠ અમારા પાસેની કોઈ પણ પ્રતિમા ન મળે ત્યારે આમા અપવાદ

થવા પામ્યો છે; તેમ છતા ઘણેખરે સ્થળે અમે બૃહદ્‌વૃત્તિકારની વ્યાખ્યા કે પ્રતીકને અનુસરીને મૂલમા સૂત્રપાઠો સ્વીકાર્યા છે અને ત્યા પાદટિપ્પણીઓમાં 'આ સૂત્રપાઠ સૂત્રપ્રતિઓમા મળ્યો નથી' એવી સૂચના પણ કરી છે આ જ રીતે ચૂર્ણિકારાદિએ માન્ય કરેલા સૂત્રપાઠોના વિષયમા પણ અમે આ જ પદ્ધતિ સ્વીકારી છે અર્થાત્ ચૂર્ણિકારાદિએ માન્ય કરેલા સૂત્રપાઠો કે પાઠાન્તરો અમને કોઈ પણ પ્રતિમાથી ન મળ્યા હોય ત્યાં તેનો ઉલ્લેખ કરવાનુ અમે ભૂલ્યા નથી તેમ જ જે પાઠભેદો મળ્યા હોય ત્યા 'આ પાઠ ચૂર્ણિકારસમ્મત છે અથવા લઘુવૃત્તિકારસમ્મત છે' તેવી સૂચના અમે દરેક સ્થળે કરી છે આ હકીકત અમારા પ્રસ્તુત સપાદનમાની પાદટિપ્પણીઓનુ અવલોકન કરવાથી વિદ્વાનો સમજી શકશે

## ૨. ચૂર્ણિ, ટીકા, અવચૂરિ, ટિપ્પનક આદિનો ઉપયોગ

અમારા પ્રસ્તુત જૈન આગમોના સપાદન અને સશોધનમા શુદ્ધ સૂત્રપાઠોના નિર્ણય માટે અમે તે તે આગમને લગતા ચૂર્ણિ, ટીકા, અવચૂરિ, ટિપ્પનક, સ્તબકો–ટબાઓ ( લોકભાષામા પ્રાપ્ત અનુવાદો કે ભાષાંતરો ) અને બાલાવબોધોનો પ્રાય સમગ્રભાવે ઉપયોગ કર્યો છે આ ઉપયોગ કરતા પહેલાં અમે તે તે આગમના ઉપર જણાવેલા દરેકેદરેક વ્યાખ્યાગ્રથોનુ સશોધન પ્રાચીન પ્રાચીનતમ ઉપલબ્ધ અનેક લિખિત પ્રતિઓ સાથે સરખાવીને કરી લીધુ છે, જેથી અમે સૂત્રપાઠોનો જે નિર્ણય કરીએ તે પ્રામાણિક ઠરે આગમોદ્ધારક પૂજ્યપાદ શ્રી સાગરાનંદસૂરિમહારાજે જૈન આગમો ઉપરના ચૂર્ણિ, ટીકા, ટિપ્પનક આદિ જે વ્યાખ્યાગ્રથોને સશોધન કરવાપૂર્વક પ્રકાશિત કર્યા છે તે એક દોડતી આવૃત્તિ હોઈ તેમા અશુદ્ધિઓ રહે તે અક્ષમ્ય નથી તેમજ આ હકીકતથી તેઓ પોતે પણ અજાત ન હતા આ જ કારણને લઈ ને તેઓશ્રીએ આચારાગસૂત્રચૂર્ણિના અતમા આ પ્રમાણેનો ઉલ્લેખ કર્યો છે—

प्रत्नानामप्यादर्शानामशुद्धतमत्वात् कृतेऽपि यथामति शोधने न सन्तोषः, पर प्रवचनभक्तिरसिकता प्रसारणेऽस्याः प्रयोजिकेति विद्वद्भिः शोधनीयैषा चूर्णिः, क्षाम्यतु चापराधं श्रुतदेवीति ।

પૂજ્યશ્રીનો આ ઉલ્લેખ તદ્દન પ્રામાણિક અને સત્ય છે અમે પણ આચારાગચૂર્ણિની સખ્યાબધ પ્રતિઓ—જેમા ખંભાત અને જેસલમેરના જ્ઞાનભડારોની તાડપત્રીય પ્રતિઓનો સમાવેશ થાય છે—જોઈ અને તપાસી, તો જણાયુ કે આવી એક જ કુલની અશુદ્ધતમ પ્રતિઓને આધારે સશોધન કરવુ એ કઠિન કામ છે પરતુ અમારા સદ્‌ભાગ્યે માનો કે જિનાગમાભ્યાસી જૈન મુનિવરોના સદ્‌ભાગ્યે માનો, પાટણ શ્રીસઘના જ્ઞાનભડારમાથી આચારાગચૂર્ણિની જુદા કુલની એક ખડિત તાડપત્રીય પ્રતિ મળી આવી ત્યારે અમારામા આચારાગચૂર્ણિના સશોધન માટે હિમ્મત આવી આ જ પ્રમાણે ઉત્તરાધ્યયનસૂત્રચૂર્ણિની જુદા કુલની એક અપૂર્ણ પ્રતિ પણ ઉપર્યુક્ત જ્ઞાનભડારે જ અમને આપી છે, જેના આધારે તેનુ સશોધન પણ અમારા માટે લગભગ સરળ બન્યુ છે

અમારા આ કથનનો આશય એ છે કે—જૈન આગમોના સશોધન માટે પ્રયત્ન કરનારે જ નહિ, પણ કોઈ પણ શાસ્ત્રના સશોધન કરનારે તે તે આગમ કે શાસ્ત્રના જે જે વ્યાખ્યાગ્રથોનો ઉપયોગ કરવો હોય તે તે વ્યાખ્યાગ્રથોનુ પ્રાચીન પ્રાચીનતમ પ્રતિઓના આધારે સશોધન કર્યા વિના તેનો ઉપયોગ કદીયે કરવો ન જોઈએ પૂજ્ય શ્રી સાગરાનદસૂરિમહારાજની આવૃત્તિઓ જૂની ઢબના સપાદનરૂપ હોઈ, તેમા તેઓશ્રીએ ખૂટતા કે વધતા સૂત્રપાઠોની જે પૂર્તિ કરી છે કે કાઢી નાખ્યા છે કે સુધાર્યા છે કે પરિવર્તિત કર્યા છે તેવા પાઠો અમને અમારા પાસેની અને તે સિવાયની અમારી જોયેલી કોઈ પણ પ્રતિમાથી મળ્યા નથી આવે સ્થળે જો પૂજ્યશ્રીએ ગોળ કે કાટખૂણ

કોષ્ઠકની નિશાની રાખી હોત તો તે સશોધક વિદ્વાનો માટે સવિશેષ અનુકૂળ થઈ પડત. પરતુ તેઓશ્રીએ પોતાની પુરાણી ટબને કારણે તેમ કર્યું નથી આ અનુભવ અમને પૂજ્યશ્રીસપાદિત અનુયોગદ્વારસૂત્ર અને ચૂર્ણિ, પ્રજ્ઞાપનોપાગસૂત્ર અને તેની મલયગિરીયા વૃત્તિ આદિ ઘણા ગ્રથોમાં થયો છે

વ્યાખ્યાગ્રથો અશુદ્ધ હોય ત્યારે સૂત્રપાઠોને શુદ્ધ કરવાનુ કામ ઘણુ વિષમ બને છે એટલે તે તે આગમને તૈયાર કરતા પહેલા તેના ઉપરના વ્યાખ્યાગ્રથોનુ સશોધન એકાન્ત અનિવાર્ય જ માનવુ જોઈએ નદિસૂત્ર, અનુયોગદ્વારસૂત્ર અને પ્રજ્ઞાપનાસૂત્રના સપાદનમાં અમે આ પદ્ધતિ જ અપનાવી છે અને ઉત્તરોત્તર પ્રકાશિત થનારા જૈન આગમગ્રથો માટે અમારી આ જ પદ્ધતિ ચાલુ રહેશે—એવો અમારો આતરિક વિશ્વાસ છે

## ૩. આગમિક ઉદ્ધરણોનો ઉપયોગ

પ્રાચીન જૈન વ્યાખ્યાકારોએ તેમના વ્યાખ્યાગ્રથોમા પ્રસગે પ્રસગે જૈન આગમો અને તેના ઉપરના વ્યાખ્યાગ્રથોના ઉદ્ધરણો અથવા અવતરણો આપ્યા છે આવા અવતરણો અમને જ્યાથી પણ મળી આવ્યાં અથવા અમારા ધ્યાનમાં આવ્યાં, તે બધાનો ઉપયોગ અમે અમારા પ્રસ્તુત સપાદનમા કર્યો છે, અન્ય સપાદનોમા કરીશુ—કરવો જ જોઈએ ચૂર્ણિકાર કે શ્રી હરિભદ્રસૂરિ આદિ જેવા વ્યાખ્યાકારોએ માન્ય કરેલા સૂત્રપાઠો અત્યારની આપણા સામેની સૂત્રપ્રતિઓમાં ભલે ન મળે, પરતુ આ અવતરણોમાથી આપણને પ્રાચીન સૂત્રપાઠોની ન્યૂનાધિકતા, સમવિષમતા, વ્યાખ્યાભેદ, મતાન્તર આદિ જરૂર મળી આવે છે આ હકીકતને સમજવા માટે અમે અમારા દ્વારા સપાદિત પ્રસ્તુત નદિ-અનુયોગદ્વારસૂત્રમાથી કેટલાંક સ્થળો આપીએ છીએ—પૃ૦ ૧૬ ટિ૦ ૬, ૭, ૧૧, પૃ૦ ૧૭ ટિ૦ ૧ થી ૫, પૃ૦ ૧૯ ટિ૦ ૧૧, પૃ૦ ૨૪ ટિ૦ ૧૩, ૧૬, પૃ૦ ૨૫ ટિ૦ ૧૧-૧૨, પૃ૦ ૨૯ ટિ૦ ૮, પૃ૦ ૩૧ ટિ૦ ૧-૨ અને ૪, પૃ૦ ૩૨ ટિ૦ ૭, પૃ૦ ૩૩ ટિ૦ ૪, પૃ૦ ૩૪ ટિ૦ ૬ અને ૧૪, પૃ૦ ૩૬ ટિ૦ ૨ અને ૧૧, પૃ૦ ૩૭ ટિ૦ ૫, ૬, ૯ આદિ, પૃ૦ ૩૯ ટિ૦ ૪, પૃ૦ ૪૦ ટિ૦ ૧, પૃ૦ ૪૩ ટિ૦ ૧૦ તથા ૧૨, પૃ૦ ૧૫૯ ટિ૦ ૪, અને પૃ૦ ૧૬૦ ટિ૦ ૧

ઉપર જે સ્થળોનો નિર્દેશ કર્યો છે તેમા નદિસૂત્ર, અનુયોગદ્વારસૂત્ર, સમવાયાગસૂત્ર, ભગવતીસૂત્ર, પ્રજ્ઞાપનાસૂત્ર, વિશેષાવશ્યકમહાભાષ્ય અને તેના ઉપરની ટીકાઓ, આવશ્યકસૂત્રની મલયગિરિટીકા, દ્વાદશારનયચક્ર અને તેની વૃત્તિ આદિમાં આવતા નદિ-અનુયોગદ્વારસૂત્રના ઉદ્ધરણો સાથે અહી તુલના કરી છે

## ૪. અન્ય આગમોમાં આવતા સૂત્રપાઠો સાથે તુલના

સામાન્ય રીતે જૈન સૂત્રકાર સ્થવિરો અને ચૂર્ણિકાર, ટીકાકાર આદિ વ્યાખ્યાકાર સ્થવિરોની એ એક વ્યાપક પદ્ધતિ છે કે તે તે વિષયના પ્રાચીન સૂત્રસદર્ભો કે વ્યાખ્યાસદર્ભો મળી જાય તો તેને તેઓ પોતાના સૂત્રગ્રથોમા કે વ્યાખ્યાગ્રથોમા-પ્રાય અક્ષરશ લઈ લે છે અને આમ કરવામા કોઈ પણ પ્રકારનો દોષ મનાયો નથી આ કારણને લઈ જૈન આગમોમા કે તેના ઉપરના વ્યાખ્યાગ્રથોમા તે તે સમાન વિષયને લગતા લગભગસમાન કે સર્વથાસમાન સેંકડો સૂત્ર-વ્યાખ્યાસદર્ભો મળી આવે છે; જ્યારે કેટલીક વાર અર્થદષ્ટિએ સમાન સૂત્ર-વ્યાખ્યાસદર્ભો મળી આવે છે આવા સદર્ભો તે તે પ્રસ્તુત સૂત્રગ્રથો અને વ્યાખ્યાગ્રથોની શુદ્ધ અને પ્રામાણિક વાચના તૈયાર કરવામા સહાયક બની શકે છે તેમજ કેટલીક વાર તે તે પદાર્થને લગતા મતાતરો તેમજ વ્યાખ્યાન્તરો પણ જાણવામાં આવે છે; એટલુ જ નહિ, પણ એક જ પ્રકારના સૂત્રના જુદા જુદા વ્યાખ્યાપ્રવાહો પણ પ્રાપ્ત થાય છે આ માટે એક ઉદાહરણ આપીએ છીએ

આચારાગસૂત્ર પ્રથમ શ્રુતસ્કધના ત્રીજા અધ્યયનના ચોથા ઉદ્દેશકમાં जे एगं नामे से बहुं नामे, जे बहु नामे से एगं नामे આવુ એક સૂત્ર છે. આ સૂત્રની વ્યાખ્યા આચારાગચૂર્ણિકાર અને વૃત્તિકાર શ્રી શીલાકાચાર્ય આપે છે તે કરતા જુદા જ સદર્ભમા શ્રીમલ્લવાદિકૃત દ્વાદશારનયચક્રની વૃત્તિના પ્રણેતા શ્રી સિહસૂરિગણિ વાદિ ક્ષમાશ્રમણ વ્યાખ્યા આપે છે—

'जे एगनामे से बहुनामे' दव्वनामणा रुक्खादीण, नामेति–ण भज्जति, जहा णदीपूरेण गुम्म-लताओ नामियाओ पुणो उन्नमंति। भावणामणा जो 'एग' अणताणुबधं कोहं णामेति सो बहु णामेति। 'बहु'त्ति सेसा सत्तवीस कम्मसा मोहणिज्जस्स। अहवा पदेसतो ठितितो वा बहुं। जो बहुं णामेति, तं जहा–अण दंस णपुंसग० उवसामगसेढी रतेयव्वा।

આચારાગચૂર્ણિ, પત્ર ૧૨૬.

'जे एग' मित्यादि। यो हि... .'एकम्' अनन्तानुबन्धिन क्रोध 'नामयति' क्षपयति स बहूनपि नामादीन् नामयति, अप्रत्याख्यानादीन् वा स्वभेदान् नामयति; मोहनीय वैक यो नामयति स शेषा अपि प्रकृतीर्नामयति। यो वा बहून् स्थितिशेषान् नामयति सोऽनन्तानुबन्धिनमेक नामयति मोहनीय वा।.. ..अतोऽपदिश्यते—यो बहुनामः स एव परमार्थतः एकनाम इति।

આચારાગવૃત્તિ, પત્ર ૧૫૬–૧, દ્વિતીયાવૃત્તિ

न चैताः स्वमनीषिका(क्या) उच्यन्ते, निबन्धनमप्यस्य दर्शनस्य आर्षमस्ति। यतोऽस्य दर्शनस्य विनिर्गम इति तद् दर्शयति—'जे एगणामे से बहुनामे' यद् एकस्य भावः तत् सर्वस्यापि, यत् सर्वस्य तद् एकस्यापि।'

દ્વાદશારનયચક્ર, પૃષ્ઠ ૩૭૫, શ્રી જૈન આત્માનંદ સભાપ્રકાશિત

ઉપર આચારાગચૂર્ણિ અને વૃત્તિ તથા દ્વાદશારનયચક્રવૃત્તિનો જે પાઠ આપ્યો છે તે ઉપરથી વ્યાખ્યાપ્રવાહ ઉપરાત સૂત્રપાઠના ઉપર પણ પ્રકાશ પડે છે આજની આચારાગસૂત્રની પ્રતિઓમા જ નહિ, પણ શ્રી શીલાંકાચાર્ય સામેની આચારાગસૂત્રની પ્રતિઓમાં પણ जे एगं नामे से बहुं नामे जे बहुं नामे से एगं नामे આવો સૂત્રપાઠ હતો અહીં શ્રી શીલાકાચાર્ય વૃત્તિમા પ્રતીક પણ जे एगमित्यादि આ પ્રમાણે આપે છે; જ્યારે ચૂર્ણિકાર અને દ્વાદશારનયચક્રવૃત્તિકાર जे एगनामे से बहुनामे, जे बहुनामे से एगनामे આ પ્રમાણે સૂત્રપાઠ આપે છે. ચૂર્ણકાર મહારાજનુ સૂત્રપ્રતીક તો સ્પષ્ટ જ છે, પણ જે વ્યાખ્યા થોડો ભ્રમ ઉત્પન્ન કરે છે તે તો સમાસ તોડીને વ્યાખ્યા કરવાને કારણે જ છે. દ્વાદશારનયચક્રવૃત્તિકાર તો સૂત્રપ્રતીકમા અને તેની વ્યાખ્યામા તદ્દન સ્પષ્ટ છે શ્રી શીલાકાચાર્ય પ્રતીક આપવામાં અને વ્યાખ્યામા जे एग नामे से बहुं नामे ઇત્યાદિ પાઠ પ્રમાણે જ વ્યાખ્યા કરે છે આમ છતા जे एगं સૂત્રની વ્યાખ્યાના ઉપસહારમા તેમણે अतोऽपदिश्यते—यो बहुनामः स एव परमार्थत एकनाम इति આ પ્રમાણે લખ્યુ છે, તેથી એમ તો સ્પષ્ટ જ થાય છે કે તેમના સામેની પ્રતિઓમા ભલે एक नामे ઇત્યાદિ સૂત્રપાઠ હો, તે છતાં તેમની સામે जे एगनामे से बहुनामे ઇત્યાદિ પાઠાનુસારી વ્યાખ્યાપ્રવાહ હતો જ. એટલે પ્રાચીન સમયમા આ સૂત્ર ચૂર્ણિકાર અને નયચક્રવૃત્તિકાર આપે છે તે રૂપમાં જ હશે અથવા હોવુ જોઈએ

સૂત્રપાઠની જેમ વ્યાખ્યાગ્રથોના વિષે પણ એક-બે ઉદાહરણો અહી આપવામા આવે છે—

૧. આવશ્યકચૂર્ણિમાં સામાયિકસૂત્ર એટલે કે करेमि भंते० સૂત્રનુ વ્યાખ્યાન કરતાં करेमि પદના વ્યાખ્યાન પ્રસગે 'કરણ' નુ વ્યાખ્યાન છે, એ જ રીતે ઉત્તરાધ્યયનસૂત્રના ચોથા અસખય-જ્ઝયણ–સં૦ અસસ્કૃતાધ્યયન–મા પણ ચૂર્ણિકારે 'કૃત' પદના વ્યાખ્યાન પ્રસગે 'કરણ'નુ વ્યાખ્યાન કર્યું છે, અને સૂત્રકૃતાગસૂત્રમાં પણ 'કૃત્' પદના વ્યાખ્યાન પ્રસગે ચૂર્ણિમાં 'કરણ' નુ વ્યાખ્યાન છે.

આ ત્રણે ચૂર્ણિઓ પૈકી તે તે ચૂર્ણિના સશોધન માટે માત્ર તે તે ચૂર્ણિની પ્રતિઓ જ એકત્ર કરીને સશોધન કરવામાં આવે તો ત્રણેય ચૂર્ણિઓના આવા પરસ્પરસવાદી પાઠો અશુદ્ધ જ રહે. પરંતુ આ ત્રણેય જુદી જુદી ચૂર્ણિઓની પ્રતિઓમાથી મળતા પાઠો પરસ્પર સરખાવવામા આવે તો જ ત્રણેય ચૂર્ણિઓના પાઠો શુદ્ધ થઈ શકે

૨ ઉત્તરાધ્યયનસૂત્રની ચૂર્ણિના પૃ૦ ૧૯૨ મા ચૂર્ણિકારે આપેલી એક ગાથા ચૂર્ણિપ્રતિઓમા વિકૃત થઈ ગઈ છે અને તે પૂજ્ય શ્રી સાગરાનદસૂરિજી મહારાજની આવૃત્તિમા આ પ્રમાણે છપાઈ છે

पुलाग (गुणगे) ज्जसमाकुलमणस्स मन्नत भुजगमण्णा वा ।
रोसवसविप्पमुक्क ण पिवति विस (अगंधणया) ॥ १ ॥
विसविवज्जियसीला ॥

ચૂર્ણિપ્રતિઓમા પણ આ ગાથા લગભગ આ જ રૂપે દેખાય છે, કોષ્ઠકમા આપેલા શબ્દો પૂજ્ય શ્રી સાગરાનદસૂરિજી મહારાજે ઉમેરેલા છે પરતુ આ જ ગાથા શ્રી અગસ્ત્યસિહસૂરિવિરચિત દશવૈકાલિકચૂર્ણિમાં શુદ્ધ સ્વરૂપે મળી આવે છે, જે આ પ્રમાણે છે

सुलसागन्मप्पभवा कुलमाणसमुन्नता भुजगमणाधा ।
रोसवसविप्पमुक्कं ण पिवति विस विसायवज्जियसीला ॥ १ ॥

ઉપર જણાવ્યા પ્રમાણે ઉપલક્ષણાત્મક ભિન્ન ભિન્ન વ્યાખ્યાપ્રવાહો જિનાગમોમા સ્થાને સ્થાને જોવામાં આવે છે આવા વ્યાખ્યાપ્રવાહો અમે અમારા પ્રસ્તુત સપાદનમાં અને બૃહત્કલ્પસૂત્ર સટીક, સૂત્રકૃતાગચૂર્ણિ, દશવૈકાલિકની અગસ્ત્યસિહીયા ચૂર્ણિ આદિમા તેમ જ આ સાથે પ્રસિદ્ધ થનાર પ્રજ્ઞાપનાસૂત્રમા આપ્યા છે અને ભાવિમા પ્રસિદ્ધ થનાર જૈન આગમોમા યથાશક્ય રીતે આપતા રહીશુ

## ૫. સંશોધકોએ કરેલી અશુદ્ધિઓનો વિવેક

અમારા પ્રસ્તુત જૈન આગમોના સપાદનમા પ્રાચીન તેમ જ અર્વાચીન સશોધકોએ તે ત આગમની પ્રાચીન-અર્વાચીન ભિન્ન ભિન્ન કુલની હસ્તપ્રતિઓ એકત્ર કર્યા સિવાય માત્ર એકાદ પ્રતિ મેળવીને તેમ જ તે તે આગમોના ભિન્ન ભિન્ન વ્યાખ્યાપ્રવાહોને ધ્યાનમા લીધા સિવાય સૂત્રપાઠોમાં જે જે પરિવર્તનો કર્યાં છે એ બધાયનો વિવેક કરીને અમે તે તે સૂત્રપાઠોને વ્યવસ્થિત કર્યા છે. અને એ રીતે સૂત્રપાઠો અને વાચનાઓને વ્યવસ્થિત કરી અનેકવિધ સૂત્રપાઠભેદોની નોંધ આપવા સાથે પ્રસ્તુત સૂત્રોની વાચના તૈયાર કરવા અમે પ્રયત્ન કર્યો છે ખરતરગચ્છીય યુગપ્રધાન આચાર્ય શ્રી જિનભદ્રસૂરિના જેસલમેર જૈન જ્ઞાનભડારમા જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના ટીકાકાર શ્રી પુણ્યસાગર ગણિએ ટીકા રચવા પૂર્વે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની સૂત્રવાચનાને વ્યવસ્થિત કરેલી સૂત્રપ્રતિ આજે વિદ્યમાન છે આ પ્રમાણે પ્રાચીન યુગમા શ્રી અભયદેવસૂરિ, મલધારી શ્રી હેમચન્દ્રસૂરિ, શ્રી મલયગિરિસૂરિ આદિ વ્યાખ્યાકારોએ પોતાને અભિમત સૂત્રવાચનાની હસ્તપ્રતિઓ જરૂર તૈયાર કરી જ હશે; પરતુ આજે તેવી વ્યવસ્થિત વાચનાવાળી કોઈ સૂત્રપ્રતિ આપણને ઉપલબ્ધ થતી નથી—આ સ્થિતિમા આપણે જ નવેસર તે તે સૂત્રવાચના તૈયાર કરવાની રહે છે અમારી આ વાચના અમે મુખ્યત્વે બૃહદ્વૃત્તિકારમાન્ય સૂત્રપાઠોને લક્ષીને તૈયાર કરી છે; તેમ છતા ક્વચિત્ એમ પણ બન્યુ છે કે પ્રાચીન ચૂર્ણિ-વૃત્તિકારમાન્ય પાઠ જ આજની બધીય પ્રતિઓમા મળતો હોય ત્યારે એ સૂત્રપાઠને અમે અમારી મૂલવાચનામા આપ્યો છે પરતુ આવે સ્થળે અમે તે માટેની નોંધ ટિપ્પણીમાં આપવાનુ કદીયે વીસર્યા નથી અમારી આ પદ્ધતિ અનુચિત લાગે તો ગીતાર્થો અને વિદ્વાનો ક્ષમા કરે.

## ૬. લેખકોએ કરેલી અશુદ્ધિઓનો વિવેક

પ્રાચીન લિપિમાં લખાયેલી પ્રતિઓ ઉપરથી નકલ કરનાર કે પ્રતિલિપિ કરનાર તે લિપિથી અજાણ એવા લહિયાઓ પાસે જ્યારે ગ્રંથો લખાવવામા આવતા ત્યારે એ લહિયાઓએ આપણા શાસ્ત્રોને બહુ જ અશુદ્ધ કર્યા છે આના ઉદાહરણ તરીકે જૈન આગમ ઉપરના પ્રાચીન ચૂર્ણિગ્રથો આદિ તેમ જ દ્વાદશારનયચક્ર, સન્મતિતર્કની ટીકા આદિ સેંકડો ગ્રંથો છે. આથી સશોધન-સપાદન કરનાર વિદ્વાનોમા પ્રાચીન લિપિ અને તેમાથી ઊભી થતી વિકૃતિનુ જ્ઞાન હોવુ એ અનિવાર્ય વસ્તુ છે; આમ હોય તો જ એ વિદ્વાન્ તે તે શાસ્ત્રની મૌલિકતાને પામી શકે અમાગ પ્રસ્તુત સશોધનમા અમે આ બાબતને પણ ધ્યાનમા રાખી છે આનુ એક જ ઉદાહરણ આપીએ છીએ—અનુયોગદ્વાર-સૂત્રના ૫૯મા સૂત્રમા (પૃ० ૬૮) આવતા तेलोक्कचहिय-महिय पूइएहिं આ અવતરણમાના चहिय શબ્દના સ્થાને પૂજ્ય શ્રી સાગરાનદસૂરિજી મહારાજે અને તેમનુ અનુકરણ કરનાર દરેકેદરેક વિદ્વાનોએ અનુયોદ્વારસૂત્રના સપાદનમા वहिय પાઠ જ રાખ્યો છે અને ટીકામા પણ वहिताः એમ પાઠ રાખ્યો છે રાય શ્રી ધનપતિબાબુની આવૃત્તિમા પણ આમ જ છે પરંતુ અમે પ્રાચીન પ્રતિઓમા चहिय પાઠ જોયો અને તે સાથે ખંભાતના શ્રી શાતિનાથ જૈન જ્ઞાનભડારની અનુયોગદ્વાર-સૂત્રની તાડપત્રીય પ્રતિમા કોઈ વિદ્વાને તેના માર્જિનમા કરેલી चेस्यिमापया 'चहिया' इत्यर्थः આ પ્રમાણેની ટિપ્પણી જોઈ ત્યારે અમને ખાતરી થઈ કે અહી वहिय નહિ, પણ चहिय પાઠ જોઈએ અને અમે આ સ્થળે એ જ પાઠને માન્ય રાખ્યો છે આજે પણ આપણે ભાષામા ચાહવુ, ચાહના આદિ બોલીએ પણ છીએ. પાઇયસદ્દમહણ્ણવોમા નોંધાયેલા, વાછા કરવાના અર્થમા चाह (ધાતુ) અને વાછિત અર્થમા चाहिय—આ બે શબ્દો પણ અમે નિર્ણીત કરેલા चहिय શબ્દને વિશેષ પુષ્ટિ આપે છે. કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચદ્રસૂરિજી चाह ધાતુ કે તજ્જન્ય શબ્દનો ક્યાય પણ ઉલ્લેખ કરતા નથી; આમ છતા પિંગલ અને ભવિસ્સયત્તકહામાથી નોંધાયેલા આ બે શબ્દોનો પ્રયોગ અતિપ્રાચીન સમયમા પણ થતો હતો તે હકીકત પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રના સૂચિત પાઠ ઉપરથી જાણી શકાય છે ઉપાસકદશાગસૂત્રમા પણ वहिय નહી કિંતુ चहिय પાઠ જ પ્રામાણિક છે એમ સમજવુ પ્રાચીન ભાષ્ય, મહાભાષ્ય, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ અને શ્રી જિનભદ્રક્ષમાશ્રમણ-હરિભદ્રસૂરિ આદિકૃત પ્રાચીન ગ્રથોના સશોધન-સપાદન માટે પ્રાચીન લિપિ અને તેમાથી લેખકોએ કરેલી વિકૃતિનુ જ્ઞાન અતિ આવશ્યક છે

સશોધન વિષયના જિજ્ઞાસુઓ અમે આગળ જણાવેલા "પ્રસ્તુતસપાદન સંબધિત કિંચિદ્ વક્તવ્ય" શીર્ષકવાળા સદર્ભમાથી વિશેષ હકીકતો જાણી શકશે

આ સિવાય અમે જૈનાગમોના સશોધનમા અનેક રીતિઓનો ઉપયોગ કર્યો છે. દરેક-દરેક સશોધકોએ ઉપર જણાવેલી અને તે સિવાય પોતાના ન્યાય્ય અનુભવમા આવે તે રીતિઓનો ઉપયોગ શાસ્ત્રસશોધન માટે કરવો જોઈએ

# પ્રસ્તુત સંપાદન સંબંધિત કિંચિદ્ વક્તવ્ય

## પાઠશુદ્ધિની આવશ્યકતા

પૂજ્યપાદ આગમોદ્ધારક શ્રી સાગરાનન્દસૂરિમહારાજશ્રીએ સપાદિત કરેલો કોઈ પણ આગમ-ગ્રંથ તેમનાથી ઉત્તરવર્તી સપાદકોને વિવિધ રીતે ઉપકારક અને પ્રેરક છે જ, એટલુ જ નહિ, જેમને આગમ સાહિત્યની સાથે કોઈ ને કોઈ સબધ છે તે સર્વ કોઈ પૂજ્યપાદ આગમોદ્ધારકજીના તે તે

વિષયમા ઋણી છે એ એક હકીકત છે પૂજ્યપાદ આગમોદ્ધારક મહારાજ સાહેબે સપાદિત કરેલા જે જે ગ્રથોનુ જે કોઈએ પણ પુનર્મુદ્રણ કર્યું છે તેઓ તે તે ગ્રથોના પુનર્વિચારણીય પાઠોના સબધમા પૂજ્યપાદ આગમોદ્ધારકજીની વાચનાથી ભિન્ન વાસ્તવિક પાઠો આપી શકયા હોય તેવુ જવલ્લે જ જણાય છે એટલે કે પૂજ્યપાદ આગમોદ્ધારકજીનુ પ્રકાશન એક ધ્રુવબિંદુ સમાન ગણાયુ છે આ વસ્તુમા તેઓશ્રીની આજીવન જ્ઞાનસાધના અને બહુશ્રુતતા જ મુખ્ય કારણ છે. તેઓશ્રીનુ શ્રુતસ્થાવિર્ય આપણ સૌને વદનીય છે તેમા બે મત નથી, છતાં ઉત્તરોત્તર થતી આવૃત્તિઓમા ન થવુ જોઈએ તે સ્થાનમા પણ અનુકરણ થયેલુ જોવામા આવે છે મોટા દ્રવ્યવ્યય અને શ્રમથી આપણે જે નવીન સશોધન અને પ્રકાશનો કરીએ તેમા સવિશેષ ચોક્કસાઈ રાખવી જોઈએ, એ ધ્યાનમા લાવવા માટે પ્રસ્તુત લખાણમાં જ્ઞાનતપસ્વી પૂજ્યપાદ આગમોદ્ધારકજીના પ્રકાશનોનો વિચાર કરવો આવશ્યક છે તેને સર્વ બહુશ્રુત પુરુષો ક્ષમ્ય ગણશે.

જૈન સાહિત્યના પ્રાચીનતમ અને માનનીય આગમ ગ્રથોના શુદ્ધ-શુદ્ધતમ પાઠો પ્રાપ્ત થાય તે માટે સપૂર્ણ પ્રયત્ન કરવાની તેના વારસદારોની આવશ્યકીય ફરજ છે આજે ચોક્કસાઈપૂર્વક તૈયાર થયેલ પ્રસ્તુત નદિસૂત્ર-અનુયોગદ્વારસૂત્રની આવૃત્તિનુ જ્યારે પણ પુન પ્રકાશન કરવામા આવે ત્યારે ભવિષ્યના વિદ્વાન્ સપાદકોને વિનમ્રભાવે પ્રાર્થના કરીએ છીએ કે–પ્રસ્તુત સપાદનમા ઉપયુક્ત પ્રતિઓ સિવાયની કોઈ મહત્ત્વની પ્રતિ કે પ્રતિઓ કયાયથી પ્રાપ્ત થાય તો તેની સાથે મેળવીને તેમ જ અહી ઉપયુક્ત પ્રતિઓના પાઠ-પાઠાતરો અને ટિપ્પણીઓને તે તે રીતે બરાબર સમજી–તપાસીને જ પુનર્મુદ્રણ કરે આમ કરવાથી પ્રસ્તુત સપાદનમા કોઈક સ્થળે જે ક્ષતિ રહી હશે તે દૂર થશે પવિત્ર આગમગ્રથોના વ્યજન, અર્થ અને વ્યજનાર્થ એટલે કે સૂત્ર, અર્થ, તદુભય શુદ્ધ રૂપે આપી શકીએ તેવા સાધનોનો સદ્ભાવ હોય ત્યારે શકય બધા જ પ્રયત્નો કરીને આગમગ્રથોની શુદ્ધતમ વાચના તૈયાર કરવાની આપણા સૌની ફરજ છે આ બાબતમા બેદરકાર ન રહેતા સજાગ રહેવા માટે આપણા શ્રુતસ્થવિરોએ આપણને આજ્ઞા[૧] કરેલી જ છે

અહી જિજ્ઞાસુઓ અને ઊંડા સશોધનમા રસવૃત્તિ ધરાવતા અભ્યાસીઓને સમજવા માટે પ્રસ્તુત નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રના મૂલપાઠની પ્રતિઓના પાઠો અને પાઠભેદો, કેટલાક પાઠોની અને પાઠભેદોની ચૂર્ણિ અને ટીકાઓના વ્યાખ્યાન સાથે સગતિ, આ પ્રકાશન પહેલાં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓના અસ્વીકાર્ય પાઠો વગેરે વગેરેની ચર્ચા કરી છે અનેકવિધ પાઠભેદો મળતા હોય ત્યા આપણે મૂલસૂત્રના શુદ્ધ શુદ્ધતમ પાઠનો નિર્ણય કરવા માટે કેવી અને કયા પ્રકારની ચોક્કસાઈ કરવી ?—તે જણાવવાનો એક વિશિષ્ટ હેતુ છે, જેથી મહાદ્રવ્યવ્યય અને શ્રમથી પ્રકાશિત થતા પુનર્મુદ્રણો માટે ભાગે પ્રથમના સસ્કરણોની જ આવૃત્તિ(નકલ)રૂપ ન બને આ હકીકત અમારા આગળના વિવેચનથી સ્પષ્ટ રીતે સમજી શકાશે.

પ્રસ્તુત ગ્રથમા પ્રસિદ્ધ થયેલ નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રની આપણા પ્રાચીન જ્ઞાનભડારોમા સખ્યાબધ પ્રતિઓ વિદ્યમાન છે તેમાંથી ઝીણવટપૂર્વક તપાસીને, તે તે સૂત્રની વૃત્તિ-ચૂર્ણિ આદિ સમત પાઠ-પાઠાન્તરોના નિર્ણયમા સહાયક થાય તેવી વિશિષ્ટ પ્રતિઓનો પ્રસ્તુત નદિ-અનુયોગદ્વારસૂત્રના સપાદન અને સશોધન માટે ઉપયોગ કરવામાં આવ્યો છે. આ પ્રતિઓનો ઉપયોગ અમે માત્ર શકા પડે તે સ્થળો જોવા પૂરતો જ કર્યો છે તેમ નથી; પરતુ આદિથી અત સુધી અક્ષરશ મેળવીને પાઠશુદ્ધિ તથા પાઠાન્તરોનો નિર્ણય કર્યો છે ચૂર્ણિ, ટીકા કે પ્રતિઓના

---

૧ काले विणए बहुमाणे उवहाणे तहा अनिण्हवणे । वजण अत्थ तदुभए अट्ठविहो नाणमायारो ॥

(दशवैकालिकनिर्युक्ति)

જે જે પાઠભેદ મૂળમા નથી લીધા તેને તે તે સ્થાનમા નીચે ટિપ્પણીમાં આપ્યા છે. આ પ્રમાણે તૈયાર થયેલાં આ સૂત્રો અને પાઠભેદો ઉપરથી જાણી શકાય છે કે ચૂર્ણિકાર અને ટીકાકારોને સમ્મત સૂત્રપાઠપરપરાને સમગ્રભાવે આપતી નદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રની આજે એક પણ પ્રતિ વિદ્યમાન નથી. એટલુ જ નહી, આજે કોઈ પણ આગમગ્રથના, તેના વ્યાખ્યાકારોની પરપરા સાથે સપૂર્ણ સગતિ ધરાવનાર આદર્શો અપ્રાપ્ય છે. સૂત્રાદર્શોની આ સ્થિતિ સૈકડો વર્ષોથી ચાલી આવે છે વિક્રમના દશમા શતકમા થયેલા શ્રી શીલાકાચાર્યને પણ તેમની પહેલા રચાયેલી ટીકા=ચૂર્ણિને સવાદી એક પણ પ્રતિ મળી [1]નહોતી. તેમ જ વિક્રમના બારમા શતકમા થયેલા નવાગીવૃત્તિકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિએ પણ પોતાની ટીકાઓમા તેમના સમયની મૂલસૂત્રોની પ્રતિઓના વૈષમ્યને જણાવતા ઉલ્લેખો[2] કરેલા છે આમ છતા આપણા જ્ઞાનલક્ષ્મીના ખજાના-રૂપ ગ્રથભડારોમાથી સૂત્રગ્રથોનાં કોઈ ને કોઈ અપેક્ષાએ મહત્ત્વ ધરાવતા વિવિધ પ્રત્યતરો આજે પણ આપણને મળે છે તે આપણો પુણ્યોદય છે. આવી મહત્ત્વની પ્રાચીન પ્રતિઓને કાળની અસર સ્પર્શે તે પહેલાં તેનો સમુચિત ઉપયોગ કરી લેવો આવશ્યક છે. કોઈ પણ સમયમાં રચાયેલા કોઈ પણ ગ્રથની પ્રામાણિક વાચનાના સપાદનકાર્ય માટે તેની પ્રાચીન–પ્રાચીનતમ પ્રતિઓ સાથે ગ્રથની નકલોને અક્ષરશ. મેળવી તેના ઉપલબ્ધ પાઠભેદોનો ખૂબ જ ધીરજપૂર્વક નિર્ણય કરવો અને જે જે પાઠોમા સહજ પણ સદેહ હોય તે તે પાઠો માટે તે તે વિષયનાં સ્થાનાન્તરો જોવા, તેમ જ તજ્જ્ઞ વિદ્વાનો સાથે પરામર્શ કરવો વગેરે વગેરે વિધિ જરૂરી છે; તેમાય જૈન સાહિત્યના પરમ આદરણીય આગમગ્રથો માટે આ વિધિનુ સવિશેષ મહત્ત્વ છે સહજભાવે અમે અહી એટલુ કહી શકીએ છીએ કે અમે અમારા પ્રસ્તુત સશોધનમા આ પદ્ધતિને સવિશેષભાવે સ્વીકારી છે

પ્રસ્તુત નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રની આવૃત્તિના પાઠ-પાઠાતરોના સબધમા અમે મુખ્યત્વે ત્રણ બાબતો જણાવીશુ · ૧ ચૂર્ણિ અને ટીકાને સમ્મત જે પાઠ સ્વીકૃત પ્રતિઓમાથી મળ્યા નથી તે સ્થાન, ૨ ચૂર્ણિ અને ટીકાને સમ્મત જે પાઠો પ્રતિઓમા સચવાઈ રહ્યા છે તે સ્થાન, અને ૩ પ્રસિદ્ધ થયેલી[3] આવૃત્તિઓની વાચનાના જે પાઠ અહી ઉપયુક્ત કોઈ પણ પ્રતિમાથી મળ્યા

---

૧ "इह च प्राय सूत्रादर्शेषु नानाविधानि सूत्राणि दृश्यन्ते, न च टीकासवादी एकोऽप्यादर्श समुपलब्ध, अत एकमादर्शमङ्गीकृत्यास्माभिर्विवरण क्रियत इति, एतदवगम्य सूत्रविसवाददर्शनाच्चित्तव्यामोहो न विधेय-इति ।" —સૂત્રકૃતાગસૂત્રટીકા, પત્ર ૩૩૬-૧

૨ वाचनानामनेकत्वात् पुस्तकानामशुद्धित. । सूत्राणामतिगाम्भीर्याद् मतभेदाच्च कुत्रचित् ॥ २ ॥ —સ્થાનાગસૂત્રવૃત્તિના પ્રારભમા

यस्य ग्रन्थवरस्य वाक्यजलधेर्लक्षं सहस्राणि च, चत्वारिंशदहो ! चतुर्भिरधिका मान पदानामभूत् ।
तस्योच्चैश्चुलुकाकृतिं विदधत कालादिदोषात् तथा, दुर्लेखात् खिल्तां गतस्य कुधिय कुर्वन्तु किं मादृशा ? ॥२॥
—સમવાયાગસૂત્રવૃત્તિના પ્રારભમા

अज्ञा वय शास्त्रमिद गभीर, प्रायोऽस्य कूटानि च पुस्तकानि ।
सूत्र व्यवस्थाप्यमतो विमृश्य, व्याख्यानकल्पादित एव नैव ॥ २ ॥ —પ્રશ્નવ્યાકરણસૂત્રવૃત્તિના પ્રારભમા

૩ આ આવૃત્તિઓ મુખ્યત્વે પૂજ્યપાદ આગમોદ્ધારક શ્રી સાગરાનદસૂરિજીએ સપાદિત કરેલી જાણવી, છતાય અન્ય વિદ્વાનોએ સપાદિત-પ્રકાશિત કરેલી આવૃત્તિઓના પાઠો પણ, કોઈક અપવાદ સિવાય, મોટાભાગે શ્રી આગમોદ્ધારકજીની આવૃત્તિને મળતા જ હોય છે નદિસૂત્રની સ્થવિરાવલીની પ્રક્ષિપ્ત ગાથાઓ શ્રી આગમોદ્ધારકજીએ નથી લીધી, જ્યારે બીજા પ્રકાશનોમા તે લીધી છે એટલે અન્યાન્ય આવૃત્તિઓમા આવો કોઈક સ્થળે ફરક હશે, પણ આગમોદ્ધારકજીની પછી છપાયેલી અન્ય આવૃત્તિઓની વાચના પ્રાય તેને મળતી-જુલતી જ છે

નથી અને કોઈક પ્રતિ કે પ્રતિઓમાંથી મળ્યા છે તો તેમને મૂલવાચનામા સ્વીકાર્યા નથી તેવા કેટલાક સ્થાન અને તેમાના થોડા મુખ્ય પાઠોની વિસ્તારથી ચર્ચા

## ચૂર્ણિ-ટીકાસમ્મત અપ્રાપ્ત પાઠો

પ્રસ્તુત બન્ને આગમ ગ્રંથોની ચૂર્ણિ અને ટીકાઓને સમ્મત પાઠ અને પાઠાંતરો ઉપયુક્ત કોઈ પ્રતિમા મળ્યા નથી એવાં સ્થાનોનુ પૃથક્કરણ કરીને નીચે ૧૬ પેરેગ્રાફમા જણાવીએ છીએ

૧ નંદિસૂત્રચૂર્ણિને સમ્મત અપ્રાપ્ત પાઠોના સ્થાન આ પ્રમાણે છે—ચોથા પૃષ્ઠની ચોથી, દશમી, તેરમી અને ચૌદમી ટિપ્પણી, પૃ૦ ૬ ટિ૦ ૬, સાતમા પૃષ્ઠની નવમી અને અગિયારમી ટિપ્પણી, પૃ૦ ૯ ટિ૦ ૧, પૃ૦ ૨૮ ટિ૦ ૧૩, પૃ૦ ૩૦ ટિ૦ ૧૮, તથા તેત્રીસમા પૃષ્ઠની બીજી, ત્રીજી અને સાતમી ટિપ્પણી, તેમ જ પૃ૦ ૩૪ ટિ૦ ૬

૨ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિરચિત નંદિસૂત્રની ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠનુ સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૪ ટિ૦ ૯

૩ આચાર્ય શ્રી મલયગિરિસૂરિરચિત નંદિસૂત્રની ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠોના સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૨૦ ટિ૦ ૭, પૃ૦ ૨૫ ટિ૦ ૪

૪ નંદિસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ સ્થાન–પૃ૦ ૨૩ ટિ૦ ૯

૫ નંદીસૂત્રની ચૂર્ણિ અને મલયગિરીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ સ્થાન–ચોથા પૃષ્ઠની નવમી ટિપ્પણી જેના ઉપર છે તે મૂલવાચનામા સ્વીકારેલો પાઠ

૬ નંદીસૂત્રની ચૂર્ણિમા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાંતરોના સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૩ ટિ૦ ૧, પૃ૦ ૬ ટિ૦ ૮, પૃ૦ ૮ ટિ૦ ૫, પૃ૦ ૧૧ ટિ૦ ૫ તથા પૃ૦ ૪૦ ટિ૦ ૭

૭ નંદિસૂત્રની હરિભદ્રીયા વૃત્તિ તથા મલયગિરીયા વૃત્તિમા નોંધાયેલાં અપ્રાપ્ત વાચનાન્તરોના સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૩ ટિ૦ ૬, પૃ૦ ૧૪ ટિ૦ ૩, પૃ૦ ૧૮ ટિ૦ ૯, પૃ૦ ૨૬ ટિ૦ ૩ તથા ૪૮મા પૃષ્ઠની ચોથી, છઠ્ઠી, આઠમી અને દશમી ટિપ્પણી[1]

૮ લઘુનંદિની ટીકામા નોંધાયેલા વાચનાંતરના અપ્રાપ્ત પાઠનુ સ્થાન—પૃ૦ ૪૯ ટિ૦ ૧

૯ અનુયોગદ્વારચૂર્ણિને સમ્મત અપ્રાપ્ત પાઠોના સ્થાન આ પ્રમાણે છે—૬૧મા પૃષ્ઠની બારમી, તેરમી અને અટારમી ટિપ્પણી, પૃ૦ ૬૨ ટિ૦ ૩, પૃ૦ ૬૩ ટિ૦ ૧૨, પૃ૦ ૬૪ ટિ૦ ૯, ૮૫મા પૃષ્ઠની ચોથી અને પાચમી ટિપ્પણી, પૃ૦ ૮૬ ટિ૦ ૧, ૧૨૩મા પૃષ્ઠની ચોથી અને બારમી ટિપ્પણી, પૃ૦ ૧૩૨ ટિ૦ ૧૪, પૃ૦ ૧૩૪ ટિ૦ ૧૯, પૃ૦ ૧૫૦ ટિ૦ ૭, પૃ૦ ૧૫૧ ટિ૦ ૮, પૃ૦ ૧૮૦ ટિ૦ ૪, ૧૯૨મા પૃષ્ઠની છઠ્ઠી અને નવમી ટિપ્પણી, પૃ૦ ૧૯૫ ટિ૦ ૨, પૃષ્ઠ ૨૦૨ની સાતમી અને નવમી ટિપ્પણી, તથા પૃ૦ ૨૦૪ ટિ૦ ૫

૧૦ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત અનુયોગદ્વારસૂત્રની ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠોના સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૬૧ ટિ૦ ૧૪, ૬૪મા પૃષ્ઠની બીજી અને નવમી ટિપ્પણી, પૃ૦ ૧૧૦ ટિ૦ ૯, પૃ૦ ૧૩૦ ટિ૦ ૨૦, પૃ૦ ૧૩૧ ટિ૦ ૧૨, પૃ૦ ૧૫૦ ટિ૦ ૧, પૃ૦ ૧૭૫ ટિ૦ ૫, તથા પૃ૦ ૨૦૪ ટિ૦ ૫

૧૧ મલધારી આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિરચિત અનુયોગદ્વારસૂત્રની ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠના સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૬૩ ટિ૦ ૧૨ તથા પૃ૦ ૧૮૦ ટિ૦ ૧૧ તેમ જ ૭૪મા પૃષ્ઠની ચોથી–

---

૧ આ સ્થાનમા મલયગિરીયા વૃત્તિનો સંકેત 'મપા૦' રહી ગયો છે, તેથી તેને શુદ્ધિપત્રકમા નોંધ્યો છે

૧૧૯મા પૃષ્ઠની વીસમી અને પચીસમી–૧૮૧ મા પૃષ્ઠની પહેલી, આ ચાર ટિપ્પણીઓ જેના ઉપર છે તે મૂલવાચનાના પાઠ

૧૨ અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને મલધારીયા ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠનુ સ્થાન–પૃ૦ ૯૧ ટિ૦ ૫

૧૩ અનુયોગદ્વારસૂત્રની હરિભદ્રીયા ટીકા અને મલધારીયા ટીકાને સમ્મત અપ્રાપ્ત પાઠનુ સ્થાન–પૃ૦ ૭૪ ટિ૦ ૫

૧૪ અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને બે ટીકાઓમા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાતરના પાઠનુ સ્થાન–પૃ૦ ૧૧૯ ટિ૦ ૧૬

૧૫. અનુયોગદ્વારસૂત્રની હરિભદ્રીયા ટીકા અને મલધારીયા ટીકામા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાન્તરના પાઠનુ સ્થાન–પૃ૦ ૬૯ ટિ૦ ૩

૧૬ અનુયોગદ્વારસૂત્રની મલધારીયા ટીકામા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાતરના પાઠનુ સ્થાન –પૃ૦ ૬૭ ટિ૦ ૫

ઉપર જણાવેલા ૧૬ પેરેગ્રાફમાના ૧ થી ૭ પેરેગ્રાફ ઉપરથી તારવી શકાય છે કે–નન્દિસૂત્રની ચૂર્ણિને સમ્મત અપ્રાપ્ત પાઠનાં ચૌદ સ્થાન છે, નંદિસૂત્રની હરિભદ્રીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ એક સ્થાન છે, નદિસૂત્રની મલયગિરીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠના બે સ્થાન છે, નદિસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ એક સ્થાન છે, નદિસૂત્રની ચૂર્ણિ અને મલયગિરીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ એક સ્થાન છે, નન્દિસૂત્રની ચૂર્ણિમા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાતરના પાઠના પાચ સ્થાન છે, અને નદિસૂત્રની હરિભદ્રીયા વૃત્તિ તથા મલયગિરીયા વૃત્તિમા નોંધાયેલા અપ્રાપ્ત વાચનાન્તરના પાઠનાં ૮ સ્થાન છે આ રીતે નદિસૂત્રમૂલના પ્રાચીન પ્રવાહના ૧૯ પાઠ અને પ્રાચીન પ્રવાહમા નોંધાયેલા વાચનાતરના તેર પાઠભેદ મળી કુલ ૩૨ પાઠ ઉપયુક્ત પ્રતિઓમા મળ્યા નથી

૮ મા પેરેગ્રાફ ઉપરથી જાણી શકાશે કે લઘુનંદિ–અનુજ્ઞાનદિમા નોંધાયેલ વાચનાતરનો એક પાઠભેદ અહી ઉપયુક્ત પ્રતિઓમાં મળ્યો નથી

૯ થી ૧૬ પેરેગ્રાફ ઉપરથી સ્પષ્ટ થાય છે કે–અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિને સમ્મત અપ્રાપ્ત પાઠના ૨૨ સ્થાન છે, અનુયોગદ્વારસૂત્રની હરિભદ્રીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠના ૯ સ્થાન છે, અનુયોગદ્વારસૂત્રની મલધારીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનાં ૭ સ્થાન છે, તથા અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને મલધારીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ ૧ સ્થાન છે, અનુયોગદ્વારસૂત્રની હરિભદ્રીયા વૃત્તિ અને મલધારીયા વૃત્તિને સમ્મત અપ્રાપ્ત પાઠનુ ૧ સ્થાન છે, અનુયોગદ્વારની ચૂર્ણિ અને બે ટીકાઓમા નોંધાયેલ વાચનાંતરના અપ્રાપ્ત પાઠનુ ૧ સ્થાન છે, અનુયોગદ્વારની હરિભદ્રીયા વૃત્તિ અને મલધારીયા વૃત્તિમાં નોંધાયેલ વાચનાતરના અપ્રાપ્ત પાઠભેદનુ ૧ સ્થાન છે, અને મલધારીયા વૃત્તિમા નોધાયેલ વાચનાતરના અપ્રાપ્ત પાઠભેદનુ ૧ સ્થાન છે આ રીતે અનુયોગદ્વારસૂત્રના પ્રાચીન પ્રવાહના ૪૦ પાઠ તથા પ્રાચીન પ્રવાહમા નોંધાયેલા વાચનાતરના ૩ પાઠભેદ મળી કુલ ૪૩ પાઠ ઉપયુક્ત પ્રતિઓમાથી મળ્યા નથી

### ઉપલબ્ધ મહત્ત્વના પાઠો

ઉપર જણાવેલી સ્થિતિ હોવા છતા આજે વિવિધ ભંડારોમા સચવાયેલી વિવિધ પરપરાની

પ્રતિઓ પ્રસ્તુત સંપાદનમાં ખૂબ જ મદદગાર થઈ છે આ હકીકત નીચેના ૭ પેરેગ્રાફ ઉપરથી સમજાશે—

૧ નંદિસૂત્રની ચૂર્ણિ અને બે ટીકાઓમાં જેનું વ્યાખ્યાન નથી તેવા પ્રક્ષિપ્ત પાઠ કેટલેક સ્થળે મોટાભાગની નંદિસૂત્રની પ્રતિઓમાં મૂલપાઠરૂપે દાખલ થઈ ગયા છે, તેમ છતાં અહીં ઉપયુક્ત પ્રતિઓ પૈકીની એકમાત્ર શુ૦ સંજ્ઞક પ્રતિમાં ત્રણ સ્થળે (જુઓ પૃ૦ ૬ ટિ૦ ૧૧, પૃ૦[1] ૭ ટિ૦ ૧૦ અને પૃ૦[2] ૮ ટિ૦ ૯ તથા આ ટિપ્પણી જેના ઉપર છે તે મૂલપાઠ ) અને ખં૦ સં૦ લ૦ તથા શુ૦—આ ચાર પ્રતિઓમાં એક સ્થળે (જુઓ પૃ૦ ૯ ટિ૦ ૩ અને આ ટિપ્પણી જેના ઉપર છે તે મૂલપાઠ) પ્રસ્તુત પ્રક્ષિપ્ત પાઠ છે જ નહિ શુ૦ પ્રતિમાં આ પ્રક્ષિપ્ત પાઠને ઉમેરાનું ચિહ્ન કરીને પાછળથી ઉમેરેલો છે

૨ નંદિસૂત્રની ચૂર્ણિને સમ્મત પાઠ અહીં ઉપયુક્ત પ્રતિઓ પૈકીની[3]એક એક પ્રતિમાથી બે સ્થળે એટલે કે એક પાઠ મો૦ પ્રતિમાથી અને એક પાઠ સં૦ પ્રતિમાથી (જુઓ પૃ૦ ૩૦ ટિ૦ ૪, અને પૃ૦ ૩૧ ટિ૦ ૩), મો૦ મુ૦ આ બે પ્રતિઓમાથી એક સ્થળે (જુઓ પૃ૦ ૩૦ ટિ૦ ૫), જે૦ ડે૦ શુ૦ આ ત્રણ પ્રતિઓમાથી એક સ્થળે (જુઓ પૃ૦ ૭ ટિ૦ ૫), અને ખં૦ સં૦ જે૦ મો૦ શુ૦ આ પાંચ પ્રતિઓમાથી ચાર સ્થળે (જુઓ પૃ૦ ૮ ટિ૦ ૪, ટિ૦ ૬, ટિ૦ ૭, ટિ૦ ૮) મળ્યા છે

૩ નંદિસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિને સમ્મત પાઠ એક સ્થળે ખં૦ પ્રતિમાથી મળ્યો છે (જુઓ પૃ૦ ૧૪ ટિ૦ ૨)

૪ અનુયોગદ્વારચૂર્ણિસમ્મત પાઠ ઉપયુક્ત પ્રતિઓ પૈકીની કોઈ એક પ્રતિમાથી આઠ સ્થળે (જુઓ પૃ૦ ૬૩ ટિ૦ ૧, પૃ૦ ૭૧ ટિ૦ ૭, પૃ૦ ૮૦ ટિ૦ ૬, પૃ૦ ૧૨૩ ટિ૦ ૨, પૃ૦ ૧૩૩ ટિ૦ ૧, પૃ૦ ૧૩૫ ટિ૦ ૧૨ ટિ૦ ૧૪ અને પૃ૦ ૧૪૬ ટિ૦ ૧૦); સં૦ જે૦ આ બે પ્રતિઓમા ત્રણ સ્થળે (જુઓ પૃ૦ ૧૪૭ ટિ૦ ૨ ટિ૦ ૪, અને પૃ૦ ૧૭૨ ટિ૦ ૫), અને કોઈ ને કોઈ બેથી વધુ પ્રતિઓમા પાંચ સ્થળે (જુઓ પૃ૦ ૧૨૩ ટિ૦ ૩, પૃ૦ ૧૫૦ ટિ૦ ૨, પૃ૦ ૧૬૪ ટિ૦ ૧, અને પૃ૦ ૧૭૦ ટિ૦ ૧ ટિ૦ ૧૧) મળે છે તેમ જ અનુયોગદ્વારચૂર્ણિમા નોંધાયેલ વાચનાંતરનો એક પાઠ જે૦ પ્રતિમાથી મળ્યો છે (જુઓ પૃ૦ ૬૦ ટિ૦ ૨)

૫. અનુયોગદ્વારની હરિભદ્રીયા વૃત્તિને સમ્મત પાઠ સં૦ પ્રતિમાથી બે સ્થળે (જુઓ પૃ૦ ૬૧ ટિ૦ ૧૩ અને પૃ૦ ૬૭ ટિ૦ ૨), કોઈ ને કોઈ બે પ્રતિઓમા ચાર સ્થળે (જુઓ પૃ૦ ૭૧ ટિ૦ ૧૨, પૃ૦ ૮૮ ટિ૦ ૩, અને પૃ૦ ૧૮૩ ટિ૦ ૧–૨), તથા કોઈ ને કોઈ બેથી વધુ પ્રતિઓમા બાર સ્થળે (જુઓ પૃ૦ ૭૧ ટિ૦ ૧૧, પૃ૦ ૧૧૯ ટિ૦ ૫ ટિ૦ ૨૪, પૃ૦ ૧૨૧ ટિ૦ ૧૨, પૃ૦ ૧૨૩ ટિ૦ ૨, પૃ૦ ૧૪૭ ટિ૦ ૧૮, પૃ૦ ૧૫૦ ટિ૦ ૬, પૃ૦ ૧૭૦ ટિ૦ ૧૧, પૃ૦ ૧૮૨ ટિ૦ ૧૩ ટિ૦ ૧૫, અને પૃ૦ ૧૮૩ ટિ૦ ૩ ટિ૦ ૫) મળે છે તેમ જ હરિભદ્રીયા વૃત્તિમા નોંધાયેલ વાચનાંતરનો પાઠ વા૦ પ્રતિમાથી એક સ્થળે (જુઓ પૃ૦ ૮૩ ટિ૦ ૮) મળે છે

૬ અનુયોગદ્વારસૂત્રની મલધારીયા વૃત્તિને સમ્મત જે પાઠ મૂલમા મૂક્યા છે તે પાઠ પૈકીના ત્રણ પાઠ સં૦ પ્રતિમાથી અને એક પાઠ જે૦ પ્રતિમાથી એમ ચાર સ્થળે (જુઓ પૃ૦ ૧૨૦ ટિ૦ ૫,

---

૧–૨ આ બે સ્થાનોમા અમારા અનવધાનથી શુ૦ સંજ્ઞક પ્રતિની સંજ્ઞા જણાવવી રહી ગઈ છે ફરીથી ભંડારમા જઈને આ બે સ્થાનો જોયા પછી જ અમે શુદ્ધિપત્રકમા આ સ્થાને શુ૦ પ્રતિની સંજ્ઞા ઉમેરી છે

૩ અહીં નંદિસૂત્ર–અનુયોગદ્વારસૂત્રના સંબંધમા જે એક પ્રતિમા, બે પ્રતિમા કે તેથી વધુ પ્રતિઓમાં મળતા પાઠોનો નિર્દેશ કર્યો છે તે અમોએ સંશોધનમા જેમનો ઉપયોગ કર્યો છે તે પ્રતિઓને લક્ષીને જ છે તેથી અહીં નિર્દિષ્ટ પ્રતિઓના કુળની અન્ય પ્રતિઓ ભંડારોમા હોવાનો સંપૂર્ણ અવકાશ છે

પૃ૦ ૧૩૭ ટિ૦ ૨, પૃ૦ ૧૩૯ ટિ૦ ૪, પૃ૦ ૧૪૪ ટિ૦ ૨—આ ચાર ટિપ્પણીઓ જેના ઉપર છે તે મૂલપાઠ), અને સવા૦ પ્રતિઓમાંથી એક સ્થળે મળે છે (જુઓ પૃ૦ ૧૩૯ ટિ૦ ૯ જેના ઉપર છે તે મૂલપાઠ)

૭ એક સ્થળે અનુયોગદ્વારની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિને સમ્મત પાઠ કોઈ પણ પ્રતિ આપતી નથી (જુઓ પૃ૦ ૯૬ ટિ૦ ૨), એટલુ જ નહિ, પ્રસ્તુત ચૂર્ણિ–હરિભદ્રીવૃત્તિસમ્મત પાઠવાળી કોઈ પણ પ્રતિ શ્રી મલધારીજીને પણ મળી નથી તેમ તેઓ આ સ્થળે જણાવે છે આમ છતા પ્રસ્તુત ચૂર્ણિ-હરિભદ્રી વૃત્તિસમ્મત પાઠની પરપરાનો ખડિત પાઠ અહી ઉપયુક્ત પ્રતિઓ પૈકીની એક વા૦ સજ્ઞક પ્રતિ આપે છે તાત્પર્ય એટલુ જ કે વિક્રમના બારમા શતકમા મલધાર-ગચ્છીય આચાર્ય શ્રી હેમચદ્રસૂરિજીને સૂચિત પાઠ આપતી એક પણ પ્રતિ મળી નહોતી, પણ આજે સૂચિત પાઠની પરપરાને ખડિત રૂપે પણ આપતી એક પ્રતિ આપણને મળી આવી છે

પ્રસ્તુત અનુયોગદ્વારના ૧૭મા સૂત્રમા ⊦ ⊣ આ બે ચિહ્નના મધ્યમા આપેલા પાઠને પ્રાધાન્ય આપીને શ્રી મલધારીજીએ ટીકા કરી છે અને તે સાથે 'સૂચિત પાઠ ક્વચિત વાચનાતરમા મળે છે' તેવો નિર્દેશ પણ ટીકામા કર્યો છે પણ આજે તો અહી ઉપયુક્ત એકેએક પ્રતિમા નિરપવાદરૂપે એ પાઠ મળે છે એટલે કે શ્રી મલધારીજીના સમયમા પ્રસ્તુત પાઠ મોટા ભાગની પ્રતિઓમા ન-હોતો એ પરપરાની એક પણ પ્રતિ અમોને મળી નથી

આજે મળતી હસ્તલિખિત પ્રતિઓને યથાવિધિ મેળવવાથી આપણને અનેક સ્થળે પ્રાચીન વાચનાઓના વિવિધ પ્રવાહોની અનેકવિધ દૃષ્ટિએ ઉપયોગી સામગ્રી મળવાનો ઠીક ઠીક અવકાશ છે તે, અને હસ્તલિખિત પ્રતિઓનુ વૈવિધ્ય જણાવવા માટે જ ઉપર જણાવેલી વિસ્તૃત હકીકત રજૂ કરી છે

## મુદ્રિત પ્રકાશનોની વાચનાના કેટલાક અસ્વીકાર્ય પાઠોની ચર્ચા

નદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રની પ્રસિદ્ધ[1] થયેલી આવૃત્તિઓની વાચનાના જે પાઠોને આ પ્રકાશનમા મૂલવાચનારૂપે સ્વીકાર્યા નથી તેવા કેટલાક સ્થાનો નીચે જણાવવામા આવે છે—

નંદિસૂત્ર—પૃ૦ ૩ ટિ૦ ૪, પૃ૦ <u>૮ ટિ૦ ૩</u>, પૃ૦ <u>૯ ટિ૦ ૩</u>, પૃ૦ <u>૧૦ ટિ૦ ૩</u>, પૃ૦ <u>૧૧ ટિ૦ ૩</u>, પૃ૦ ૧૪ ટિ૦ ૭, પૃ૦ <u>૧૬ ટિ૦ ૭</u>, પૃ૦ <u>૨૫ ટિ૦ ૧</u>, પૃ૦ ૨૯ ટિ૦ ૧૫ અને પૃ૦ <u>૩૧ ટિ૦ ૧</u> આ દશ સ્થાન પૈકી જેની નીચે અન્ડરલાઇન દોરી છે તે સાત સ્થાનોના પાઠાતરના તથા વધારાના સૂત્રપાઠો [2]ચૂર્ણિ અને બે [3]ટીકાઓના વ્યાખ્યાનને સગત થતા નથી—જોકે આ દસ ટિપ્પણીઓ જેના ઉપર છે તે સ્થાનમા સ્વીકારેલા મૂલપાઠો મહત્ત્વના હોવાથી મૂલમા સ્વીકારેલા છે તેમાય અડર-લાઇનવાળી સાત ટિપ્પણીઓ જેના ઉપર છે તે સ્થાનના મૂલસૂત્રપાઠો એકાન્ત પ્રામાણિક અને આદરણીય છે

નન્દિસૂત્રસ્થવિરાવલીમાની કેટલીક ગાથાઓ, કોઈક અપવાદ સિવાય, પ્રાયઃ નદિસૂત્રની બધી જ હસ્તલિખિત પ્રતિઓમા મળતી હોવા છતા ચૂર્ણિકાર અને વૃત્તિકારોએ વ્યાખ્યા નહિ

---

૧ અહી મુખ્યતયા પૂ પા આગમોદ્ધારકજી મહારાજજીએ સપાદિત કરેલી અને તેને આધારે ઉત્તરોત્તર પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓ સમજવી, શેષ આવૃત્તિઓમા કોઈક સ્થાન એવા પણ હશે જે અમારા પ્રકાશન સાથે મળતા પણ હોય

૨ શ્રી જિનદાસગણિમહત્તરરચિત નદિસૂત્રચૂર્ણિ

૩ શ્રી હરિભદ્રસૂરિરચિત તથા શ્રી મલયગિરિસૂરિરચિત નદિસૂત્રટીકા

કરવાથી તેમ જ નદિસૂત્રની પ્રાચીન પ્રતિમા તે તે ગાથા ઉપર ટિપ્પણી કરી પ્રક્ષિપ્ત માનવાથી તે તે ગાથાઓને મૂલમા લેવામા નથી આવી તેમ જ અહી ઉપયુક્ત પ્રતિઓ પૈકીની શુ૦ સજ્ઞક પ્રતિમા અને ક્યારેક ખ૦ સ૦ લ૦ અને શુ૦ પ્રતિઓમા (જુઓ પૃ૦ ૯ ટિ૦ ૩) તે પ્રક્ષિપ્ત ગાથાઓ મળી નથી અને તે મૂલમા હોવી પણ ન જોઈએ એટલે તે તે પ્રક્ષિપ્ત ગાથાઓને તે તે સ્થાને નીચે ટિપ્પણીમા મૂકી છે અહી એ જાણવુ ઉપયોગી થઈ પડશે કે આ ગાથાઓ પૂ પા આગમોદ્ધારકજીની આવૃત્તિ અને તેને અક્ષરશ અનુસરીને ઉત્તરોત્તર પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓ સિવાયની અન્ય આવૃત્તિઓમા મૂલપાઠરૂપે મૂકવામા આવી છે

अनुयोगद्वारसूत्र—પૃ૦ ૭૩ ટિ૦ ૩, પૃ૦ ૧૦૪ ટિ૦ ૧–૨, પૃ૦ ૧૧૦ ટિ૦ ૧૦, પૃ૦ ૧૧૭ ટિ૦ ૮, પૃ૦ ૧૧૯ ટિ૦ ૧૨, પૃ૦ ૧૨૨ ટિ૦ ૪, પૃ૦ ૧૩૨ ટિ૦ ૧, પૃ૦ ૧૩૪ ટિ૦ ૨, પૃ૦ ૧૪૬ ટિ૦ ૯ પૃ૦ ૧૬૨ ટિ૦ ૩, પૃ૦ ૧૭૪ ટિ૦ ૫, પૃ૦ ૧૭૮ ટિ૦ ૬, પૃ૦ ૧૮૦ ટિ૦ ૮, પૃ૦ ૧૮૩ ટિ૦ ૮ તથા ટિ૦ ૧૦ અને પૃ૦ ૨૦૫ ટિ૦ ૬ અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિનુ વ્યાખ્યાન અતિસક્ષેપમા છે તેથી અહી જણાવેલા સ્થાનોની વ્યાખ્યા તેમા નથી તથા જે ટિપ્પણીઓની નીચે અડરલાઈન નથી કરી તે સ્થાનોને મલધારીયા વૃત્તિમા 'સુગમ' 'કણ્ઠ્ય' કે 'નિગદસિદ્ધ' જણાવ્યા છે, અથવા સુગમ સમજીને તે તે સૂત્રપદની વ્યાખ્યા કરી નથી. જે ટિપ્પણીઓની નીચે અડરલાઈન છે તે ટિપ્પણીઓ જેના ઉપર છે તે મૂલપાઠ પ્રમાણે મલધારીયા વૃત્તિનુ વ્યાખ્યાન છે આ રીતે જ્યા મલધારીયા ટીકા છે ત્યા ટીકા અને પ્રાચીન સૂત્રપ્રતિઓના આધારે અને જ્યા ચૂર્ણિ કે ટીકાઓનો આધાર નથી ત્યા પ્રાચીન સૂત્રપ્રતિઓના આધારે સૂત્રપાઠની યોગ્યતા અને વિશેષ ઉપયોગિતાને લક્ષમા લઈ સૂત્રપાઠને મૂલમા મૂકવામા આવેલ છે

ઉપર જણાવેલા નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રની ટિપ્પણીઓના પાઠ તથા તે ટિપ્પણીઓ જેના ઉપર છે તે મૂલપાઠ પૈકી કેટલાક પાઠની વિગત વિસ્તારથી આપવી ઉચિત લાગે છે

## नंदिसूत्र

૧ આઠમા પૃષ્ઠની ત્રીજી ટિપ્પણીમા આપેલો પાઠ અહી ઉપયુક્ત કોઈ પણ પ્રતિમા મળ્યો નથી; આ લખાણ લખ્યા પહેલા શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરના વિવિધ ભડારોમા સચવાયેલી નદીસૂત્રની ૬–૭ હસ્તલિખિત પ્રતિઓમા આ સ્થળ જોયુ, તેમા પણ પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ નથી. અર્થાત્ મૂલમા સ્વીકારેલો પાઠ જ અમોએ જોયેલી નદિસૂત્રની પ્રતિઓમા મળે છે, અને તે જ પાઠ વ્યાખ્યાકારોને પણ સમ્મત છે અહી મૂલવાચનામા સ્વીકારેલા પાઠ પ્રમાણે જ વિ૦ સ૦ ૧૯૩૬ મા રાય ધનપતિસિહજી દ્વારા પ્રકાશિત મલયગિરીયા ટીકા અને અનુવાદ સહિત પ્રસિદ્ધ થયેલી નદીસૂત્રની આવૃત્તિમા તથા વિ૦ સ૦ ૧૯૭૬ મા શ્રી અમોલકઋષિજી દ્વારા સપાદિત અનુવાદ સહિત નદીસૂત્રની આવૃત્તિમા પાઠ છે આ બે આવૃત્તિઓ સિવાયની પ્રસિદ્ધ થયેલી નદિસૂત્રની અન્ય નવ[2] આવૃત્તિઓ અમે જોઈ છે, જે પૂજ્યપાદ આગમોદ્ધારકજીની આવૃત્તિની

---

૧ આ સ્થાનમા શુ૦ સજ્ઞા લખવી રહી ગઈ છે, જેનો સુધારો શુદ્ધિપત્રકમા આપ્યો છે

૨ ૧ વિ૦ સ૦ ૧૯૭૩ મા આગમોદયસમિતિ દ્વારા પ્રકાશિત

૨ વિ૦ સ૦ ૧૯૭૭ મા મુનિશ્રી જ્ઞાનસુદરજી દ્વારા સશોધિત અને શા માણેકલાલ અનુપચદ (સુરત) દ્વારા પ્રકાશિત

૩ વિ૦ સ૦ ૧૯૮૮ મા પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયદાનસૂરિજી દ્વારા સપાદિત

૪ ઈ૦ સ૦ ૧૯૩૫ (વિ૦ સ૦ ૧૯૯૧) મા યતિ શ્રી છોટેલાલજી દ્વારા પ્રકાશિત (ચાલુ પૃ ૨૪)

પછી પ્રસિદ્ધ થયેલી છે, તેમા વિ૦ સ૦ ૧૯૭૩મા પ્રસિદ્ધ થયેલી શ્રી આગમોદય સમિતિની આવૃત્તિના જેવો જ પાઠ છે. એટલે કે આ પ્રસ્તુત ટિપ્પણી મુજબ જ પાઠ છે; જોકે ઈ૦ સ૦ ૧૯૪૨ (વિ૦ સ૦ ૧૯૯૮)મા સ્થાનકવાસી મુનિરાજ શ્રીહસ્તિમલ્લજી મહારાજે નદિસૂત્રની આવૃત્તિનુ સપાદન હસ્તલિખિત પ્રતિઓ સાથે મેળવવાનો પ્રયાસ કરીને કર્યું છે, અને તેમા નિરપવાદ રૂપે મળતો આ સ્થળનો મૂલપાઠ તેમને હસ્તલિખિત પ્રતિમાં મળ્યો પણ છે, તે છતાં આ પાઠને ટિપ્પણીમા મૂકીને આગમોદય સમિતિના પ્રસ્તુત ટિપ્પણીવાળા પાઠની વશવર્તિતા હોય તેમ મલમા તે પાઠનુ જ અનુકરણ કર્યું છે. ટૂંકમા જણાવવાનુ એટલુ જ કે રાય ધનપતિસિહજીની તથા શ્રી અમોલકઋષિજીની નદિસૂત્રની આવૃત્તિમા આ સ્થાનમાં હસ્તલિખિત પ્રતિના પાઠની વાચના યથાવત્ સચવાઈ છે, જ્યારે અન્ય આવૃત્તિઓના સબધમા પૂજ્યપાદ આગમોદ્ધારકજીની આવૃત્તિની વશવર્તિતા હોય તેમ જ બન્યુ છે.

૨. પ્રાચીન સમયમા અભ્યાસ–વ્યાખ્યાનાદિ માટે હસ્તલિખિત ગ્રથોનો ઉપયોગ થતો, જેમા કેટલાક વ્યાખ્યાતાઓ વિસ્તારથી વિવેચન કરવા માટે હસ્તલિખિત પોથીના હાસિયામા કેટલીક વાર તે તે વિષયની કે અર્થની નોંધ કરતા, તો કેટલીક વાર શિષ્યવર્ગને અભ્યાસ કરાવનાર વિદ્વાન ગુરુ મહારાજ વિસ્તારથી સમજાવતા હોય ત્યારે તેની નોંધ અમુક વિશિષ્ટ અભ્યાસાર્થી સાધુઓ પોતાની અભ્યાસપોથીમા કરી લેતા. આવી નોંધોમા ગ્રથાતરના ગદ્ય કે પદ્ય અવતરણો પણ લખાતા આ નોંધો તે તે સ્થાનના અર્થને વિસ્તારથી સમજવા–સમજાવવા માટે ઉપયોગી હોવાથી આ પ્રકારની નોંધોવાળી પોથી ઉપરથી નકલ કરનાર કેટલાક વિજ્ઞ લેખકો તે નોંધોને પોતાની નકલમા નોંધરૂપે જ લખી લેતા, જ્યારે કેટલાક લેખકોએ આવી નોંધોને પોતાની નકલમા મૂલપાઠરૂપે જ ઉતારી લીધાના ઉદાહરણો કેટલીયે પ્રાચીન પોથીઓમા મળી આવે છે અસ્તુ. પ્રસ્તુત નદિસૂત્રની પ્રાય બધી જ પ્રતિઓમા સઘસ્તુતિ તથા સ્થવિરાવલીમા પ્રક્ષિપ્ત થયેલી ગાથાઓ મૂલપાઠરૂપે જ લખાયેલી મળે છે, સિવાય કે એક પ્રતિમા સ્થવિરાવલીની પ્રક્ષિપ્ત ગાથાઓ મળી નથી અને ચાર પ્રતિઓમાં સાતમા પર્વતસૂત્રની પ્રક્ષિપ્ત ગાથાઓ મળી નથી. પ્રાચીન પૂજનીય–વંદનીય સ્થવિરોને વદનનો અધિકાર ચાલતો હોઈ તેવા સ્થાનમા જે સ્થવિર મહાપુરુષોનો નિર્દેશ અહી નથી થયો તેવા પ્રાચીન સ્થવિરોને વદના દર્શાવતી કેટલીક ગાથાઓ પ્રાચીન ભાવુક વિદ્વાનોએ વિક્રમના બારમા શતક પછી કે કદાચ તે પહેલા પણ ટિપ્પણીરૂપે લખેલી હશે, જે કાલક્રમે પ્રાય બધી જ પ્રતિઓમા મૂલપાઠરૂપે દાખલ થઈ ગઈ છે નદિસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા ટીકામા પ્રસ્તુત પ્રક્ષિપ્ત ગાથાઓની વ્યાખ્યા નથી, તે તો ઠીક, પણ વિક્રમના બારમા શતકમા રચાયેલી આચાર્ય શ્રી મલયગિરિસૂરિકૃત ટીકામા પણ આ પ્રક્ષિપ્ત ગાથાઓની વ્યાખ્યા નથી. આ હકીકતને પ્રક્ષિપ્ત ગાથાઓની અમૌલિકતા માટે મહત્ત્વનો આધાર કહી શકાય તેથી

૫ ઈ૦ સ૦ ૧૯૪૨ (વિ૦ સ૦ ૧૯૯૮)મા મુનિ શ્રી હસ્તિમલ્લજી દ્વારા સશોધિત અને રાયબહાદુર શ્રી મોતીલાલજી મુથા દ્વારા પ્રકાશિત

૬ આગમમદિર (પાલીતાણા)મા ઉત્કીર્ણ મૂલપાઠની વિ૦ સ૦ ૧૯૯૯મા મુદ્રિત આવૃત્તિ (આગમરત્નમજૂષાગત)

૭ વિ૦ સ૦ ૨૦૧૦મા પ મુનિ શ્રી કન્હૈયાલાલજી મહારાજ(કમલ)સપાદિત મૂલસુત્તાણિ મા પ્રસિદ્ધ થયેલ નદિસુત્ત

૮ વિ સ ૨૦૧૧મા મુનિ શ્રી પુષ્પભિક્ષુજી દ્વારા સપાદિત 'સુત્તાગમે' ના બીજા ભાગમા પ્રસિદ્ધ થયેલ નદિસુત્ત

૯ વિ સ ૨૦૧૪મા સ્વોપજ્ઞ ટીકા અને અનુવાદ સહિત મુનિ શ્રી ઘાસીલાલજી દ્વારા સપાદિત
આમ ઉપર જણાવેલી રાયધનપતિસિંહજીની અને શ્રી અમોલકઋષિજીની આવૃત્તિ મળીને નદિસૂત્રની કુલ ૧૧ આવૃત્તિઓમાં અમે પ્રસ્તુત સ્થાનો જોયા છે.

અમે આવી પ્રક્ષિપ્ત ગાથાઓને પ્રસ્તુત નંદિસૂત્રના મૂલપાઠમા સ્વીકારી નથી, પણ તે તે સ્થાને નીચે ટિપ્પણીમા આપી છે (જુઓ પૃ૦ ૫ ટિ૦ ૧, પૃ૦ ૬ ટિ૦ ૧૧, પૃ૦ ૭ ટિ૦ ૧૦, પૃ૦ ૮ ટિ૦ ૯ તથા પૃ૦ ૯ ટિ૦ ૩)

નંદિસૂત્રમાં એક સ્થાન (પ્રસ્તુત નંદિસૂત્ર સૂત્રાંક ૭) એવુ છે કે જે ચૂર્ણિકારના પહેલાથી મૂલપાઠરૂપે જ લખાતુ આવ્યુ છે સ્થવિરાવલી સુધીના મગલપાઠના અતમા (મૃ૦ ૬ ગા૦ ૪૩) "नाणस्स परूवण वोच्छं—હુ જ્ઞાનની પ્રરૂપણા કહુ છુ" પાઠ છે, ત્યાર પછી જ્ઞાનને લગતા વક્તવ્યનો પ્રારભ આઠમા સૂત્રથી થાય છે એટલે છઠ્ઠા સૂત્રના અન્ત્ય પાઠનુ અનુસધાન આઠમા સૂત્રના આદિપાઠની સાથે જ થાય છે આ છઠ્ઠા અને આઠમા સૂત્રની વચમા અધિકારી-અનધિકારીનુ નિરૂપણ કરતુ સાતમુ સૂત્ર મૂલપાઠમા કેમ આવ્યુ? આ સબધમા અમારો નમ્ર મત આ પ્રમાણે છે—શાસ્ત્રની ગભીર વાતોનુ વ્યાખ્યાન કરનારે સામેની વ્યક્તિને જોઈ-જાણીને જ વ્યાખ્યાન કરવુ જોઈએ આ માટે જેમ દરેક આગમશાસ્ત્રના વ્યાખ્યાનના પ્રારભમા કરવામા આવે છે તેમ નંદિસૂત્રકારે પણ અધિકારી-અનધિકારીનો વિચાર કરીને યોગ્ય શિષ્ય સમક્ષ જ નંદિસૂત્રનુ વ્યાખ્યાન કરવુ, એ વિધિ બતાવવા માટે જ સાતમુ સૂત્ર મૂકેલુ છે એટલે આ સૂત્ર અહી ઔચિત્યભર્યુ જ છે, જેની વ્યાખ્યા ચૂર્ણિકાર અને બે ટીકાકારોએ કરી પણ છે

અહી એક વસ્તુ જાણવા જેવી છે કે પ્રસ્તુત નદીસૂત્રના સાતમા સૂત્રરૂપે આવેલા ટૂકા પાઠનો વિસ્તાર કરવા માટે અન્ય પ્રક્ષિપ્ત ગાથાઓ ख० स० ल० અને शु० સજ્ઞક પ્રતિઓ સિવાયની શેષ ચાર સૂત્રપ્રતિઓમા મળે છે, જેની કોઈ પણ વ્યાખ્યાકારે પોતાના વ્યાખ્યાગ્રથમા વ્યાખ્યા કરી નથી જુઓ પૃ૦ ૯ ટિ૦ ૩ તેમ જ અહી ઉપયુક્ત પ્રતિઓ પૈકીની ઉક્ત ચાર પ્રતિઓમા આ પાઠ નથી એટલે અન્ય પ્રતિઓમા મૂલપાઠરૂપે લખાયેલ હોવા છતાય પ્રસ્તુત ટિપ્પણીના પાઠને અહી મૂલવાચનામા સ્વીકાર્યો નથી આજ દિન સુધી પ્રસિદ્ધ થયેલી નંદિસૂત્રની આવૃત્તિઓ પૈકીની જુદી જુદી અગિયાર આવૃત્તિઓ અમે જોઈ છે (આનો ઉલ્લેખ પહેલા કર્યો છે), તેમા મુનિ શ્રી ઘાસીલાલજી દ્વારા સપાદિત આવૃત્તિ સિવાયની બધી જ આવૃત્તિઓમા પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ મૂલરૂપે જ મુદ્રિત થયો છે મુનિ શ્રી ઘાસીલાલજીની આવૃત્તિમા પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ મૂલપાઠરૂપે નથી સ્વીકાર્યો, એટલુ જ નહિ, તેમા તો પ્રસ્તુત નંદિસૂત્રના સાતમા સૂત્રના પાઠને પણ (જેની ચર્ચા ઉપર કરી છે) મૂલમા છાપ્યો જ નથી અર્થાત્ મૂલવાચનાની પ્રામાણિક વાચના આપવા માટે તેમણે પ્રયત્ન કર્યો છે તેવુ નથી

શ્રી ઘાસીલાલજી મહારાજે રચેલા વ્યાખ્યાગ્રથો ઉપરથી પણ અભ્યાસી વર્ગ સમજી શકે તેમ છે કે તેમણે પ્રસિદ્ધ કરેલા આગમોની મૂલવાચનામા મૌલિક પાઠોની ચકાસણીની દૃષ્ટિ રાખી જ નથી ઉપલક દૃષ્ટિએ કોઈ કોઈ વાર તેમની રચનાઓ જોવાનો સમય મળતો ત્યારે તે જોઈને અમે તથાપ્રકારની વ્યથા જ અનુભવી છે આથી જ અહી પ્રસ્તુતથી સહજ દૂર જઈને પણ તેમની રચનાઓ માટે જરા ઇશારો કરવો ઇષ્ટ માન્યો છે

શ્રી ઘાસીલાલજી મહારાજની ટીકાઓમા પ્રાચીન વ્યાખ્યાકારો, કે જેમના આધારે તેઓ પોતાની ટીકાઓ રચી શક્યા છે, તેમના માટે જ નહિ, પણ સૂત્રકારો વિષે પણ જે આદર હોવો જોઈએ તે તેમનામા લેશ પણ દેખાતો નથી પ્રાચીન વ્યાખ્યાઓને જેટલા ગાભીર્યથી જોવી-તપાસવી જોઈએ તેટલા ઊંડાણથી તેમણે આ વ્યાખ્યાઓને જોઈ જ નથી તેને લીધે એમની વ્યાખ્યાઓમા અનેક સ્થાનોમા સ્ખલનાઓ થવા પામી છે આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ, શ્રી શીલાકાચાર્ય, શ્રી મલયગિરિસૂરિ વગેરે આચાર્યો પૂર્વવર્તી ટીકાકારોના ઋણના સ્વીકાર તરીકે પોતાની

ટીકાના પ્રારભમા તે તે ચૂર્ણિકાર આદિ આચાર્યોના નામનુ સ્મરણ વગેરે કરી નમસ્કાર પણ કરે છે; જ્યારે શ્રી ઘાસીલાલજી મહારાજની ટીકામા તેવો કોઈ વિવેક જ દેખાતો નથી, પરતુ તેને બદલે ઘણે સ્થળે આ મહાપુરુષો પ્રત્યે તોછડાઈ દેખાડવાની ધીઠાઈ જ તેઓએ કરી છે ટીકાઓમા અપ્રાસગિક વાતોનો વધારો કરી ટીકાઓનુ કલેવર મોટુ બનાવી દીધુ છે. મૌલિક વસ્તુનો વિસ્તાર તો તેમાં ભાગ્યે જ નજરે પડે છે શ્રી ઘાસીલાલજી મહારાજ પ્રાચીન આગમિક જૈન સ્થવિરોની આગમિક પદાર્થવિષયક વિવિધ પરપરાઓથી તદ્દન અજ્ઞાત હોઈ તેમણે વ્યાખ્યાકાર મહાપુરુષો માટે અનધિકાર તોછડાઈ અને અવિવેકભર્યા શબ્દ-વાક્યપ્રયોગો કર્યા છે અપ્રાસગિક મૂર્તિપૂજા જેવા વિષયોનુ વ્યાખ્યાન તો તેમની અવિવેકિતા જ સૂચવે છે તેઓ એટલુ પણ જાણતા નથી કે वृद्धसम्प्रदायः વાક્યનો પ્રયોગ કયા થઈ શકે ? એ જ કારણે તેમણે પોતાની વ્યાખ્યાઓમાં જૈન આગમોના પાઠોના ઉદ્ધરણ માટે आर्हतसिद्धान्तः, जिनप्रवचनम्, जिनागम. જેવા વાક્યોનો પ્રયોગ કરવાને બદલે वृद्धसम्प्रदायः વાક્યનો ઉપયોગ કર્યો છે.

જે સ્થાનકવાસી માનનીય સાધુ મહાત્માઓએ તેમની ટીકાઓ માટે અભિપ્રાયો આપ્યા છે તેઓએ એમની ટીકાઓને વાચી હોય તેમ અમને લાગતુ જ નથી કારણ, આ ટીકાઓમા **प्रज्ञापकदिशा** જેવા સામાન્ય પદાર્થની વ્યાખ્યા કરતાં શ્રી ઘાસીલાલજી મહારાજે પોતાનુ અજાણપણુ પ્રકાશ્યુ છે, અને લખી નાખ્યુ છે કે द्रव्यदिगेव प्रज्ञापकदिक्शब्देनाप्युच्यते. જો તેઓએ આચારાગસૂત્ર નિર્યુક્તિની “ जत्थ उ जो पण्णवगो साहइ करसइ दिसासु नेमित्तं। जत्तोमुहो य ठाई सा पुव्वा पच्छओ अवरा ॥ ” આ ગાથાને ધ્યાનપૂર્વક સમજી લીધી હોત તો ઉપરની અક્ષમ્ય સ્ખલના જેવી સ્ખલનાઓ તેમની ટીકાઓમા થવા ન પામત; તેમ જ શ્રી શીલાકાચાર્યની ટીકાને ધ્યાનપૂર્વક જોઈ હોત તો પોતાની ટીકામા સૂત્રોના વિભાગ કરવામા સ્ખલના થવા ન પામત. પરતુ અમને લાગે છે કે તેઓ પ્રાચીન ટીકાકારોના વ્યાખ્યાનોને ડરતા ડરતાં લેવા જતા પ્રાચીન ટીકાકારોની વાસ્તવિકતાને પામી શક્યા જ નથી. પરિણામે કેટલાય સ્થળોમા કેટલાય પ્રકારની ત્રુટિઓ તેમની ટીકામાં નજરે પડે છે અભિપ્રાય આપનાર સ્થાનકવાસી મુનિવરોએ અભિપ્રાયની જવાબદારી સમજ્યા વિના જ અભિપ્રાયો આપ્યા છે શ્રી ઘાસીલાલજી મહારાજે પોતાની નંદિસૂત્રની ટીકામા (પત્ર ૭-૮) સમવાયાગસૂત્ર, ભગવતીસૂત્ર અને રાજપ્રશ્નીયસૂત્રમા આવતા ‘ जहा नंदीए ’ પાઠનો આધાર આપીને ‘ નદિસૂત્રના કર્તા દેવવાચક નથી પણ ગણધર છે ’ આવુ જે વિધાન કર્યુ છે તેમા તેમનુ ઐતિહાસિક અજ્ઞાન સ્પષ્ટપણે તરી આવે છે અમારા પ્રસિદ્ધ થતા આ નદિસૂત્રમા ૨૯ મા પૃષ્ઠમા આવેલા ૭૨[૧] સૂત્રમા આવતા कोडिल्लयं આદિ શબ્દોના અર્થને તેઓ બરાબર સમજ્યા હોત તો નદિસૂત્રને ગણધરકૃત કહેવામા તેઓને વિમાસણ જ થાત, કારણ કે કૌટિલ્યક-અર્થશાસ્ત્રના પ્રણેતા મહામાત્ય ચાણક્ય આદિ ગ્રથકારો ગણધરભગવાન પછી કેટલાય સૈકાઓ બાદ થયા છે. અસ્તુ સમવાયાગસૂત્ર, ભગવતીસૂત્ર અને રાજપ્રશ્નીયસૂત્ર આદિમા મળતા ‘ जहा नंदीए ’, ‘ जहा पण्णवणाए ’, ‘ जहा पण्णत्तीए ’ આદિ ઉલ્લેખો, વિસ્મૃતિને લીધે, જૈન આગમો ખડિત થવાથી પુનર્વ્યવસ્થિત કરતી વખતે આવ્યા છે, આ વિષેનો ગુરુગમ પણ તેમની પાસે નથી મોટા ભાગે ગુરુગમવિનાનો અભ્યાસ પણ અધકચરો હોય છે, તો પછી શાસ્ત્રની ગભીર બાબતોની વ્યાખ્યાઓ જો ગુરુગમશૂન્ય હોય તો, તે કેટલી સાર્થક અને પ્રામાણિક હોઈ શકે ? એ વિચારવાનુ કામ અમે મર્મજ્ઞ વિજ્ઞ વાચકોને જ ભળાવીએ છીએ ઇતિહાસ આદિ વિષયોના જ્ઞાન સિવાય ઐતિહાસિક આદિ વાતો વિષે લખવા બેસવુ કે ઐતિહાસિક વિધાનો કરવા એ હાસ્યાસ્પદ બનવા જેવી વાત છે શ્રી ઘાસીલાલજી મહારાજની ટીકાઓ જોતા એમ લાગે છે કે આગમિક, ઇતિહાસ આદિ વિષયોમા તેઓ ઘણા જ કાચા છે શ્રી ઘાસીલાલજી મહારાજની ટીકાઓમા જૈન

આગમિક પદાર્થોની જે તાત્ત્વિક સ્ખલનાઓ છે તે વિષે તો એક મહાનિબંધ જ બની શકે તેમ છે  આ સ્થળે તો અમે ટૂકમા જ લખીને વિરમીએ છીએ

૩ પૃ૦ ૧૬ ટિ૦ ૭મીનો પાઠ અહીં ઉપયુક્ત કોઈ પણ પ્રતિમા તેમ જ શ્રી લા૦ દ૦ ભા૦ સ૦ વિદ્યામંદિર–અમદાવાદના ભંડારોમા સચવાયેલી નંદિસૂત્રની ૬–૭ પ્રતિઓમા પણ મળતો નથી  નંદિસૂત્રની ચૂર્ણિ તથા બે ટીકાઓમા પ્રસ્તુત ટિપ્પણીના પાઠનુ વ્યાખ્યાન પણ નથી  છતાય અદ્યાવધિ પ્રસિદ્ધ થયેલી નંદિસૂત્રની આવૃત્તિઓ પૈકીની જે ૧૧ આવૃત્તિઓ અમે જોઈ છે તે બધીમા આ પાઠ ક્યાથી આવ્યો? આ સંબંધમા તજ્જ્ઞ વિદ્વાનોને વિચારવા વિનતી છે  રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમા પ્રસ્તુત ટિપ્પણીવાળો પાઠ છે, પણ તે સાથે જ પ્રકાશિત થયેલ ટીકા અને અનુવાદમા આ પાઠની વ્યાખ્યા નથી  સૌથી પ્રાચીન પ્રકાશન આ જ છે; ત્યાર પછીની બધી આવૃત્તિઓમા આનુ જ અનુકરણ થયુ લાગે છે  મુનિ શ્રી હસ્તિમલ્લજીની તથા મુનિ શ્રી ઘાસીલાલજીની આવૃત્તિના પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ તો મૂલપાઠરૂપે સ્વીકાર્યો છે, ઉપરાત અનુક્રમે છાયા, ટીકા અને અનુવાદ પણ કર્યો છે  તેમ છતા અમારુ માનવુ છે કે આ પાઠ કોઈ પ્રતિ આપતી નથી અને કોઈ પણ વ્યાખ્યાકાર આની વ્યાખ્યા કરતા નથી, તેથી આ પાઠને મૂલપાઠ તરીકે સ્વીકારવો જોઈએ નહિ

૪ નંદિસૂત્રના ૭૨[૧] સૂત્રમા (પૃ૦ ૨૯) કેટલાક અજૈન શાસ્ત્રગ્રંથોના નામોનો ઉલ્લેખ છે  આમા બારમુ वेसियं–वैशिक શાસ્ત્ર છે  આ જ નામો અનુયોગદ્વારસૂત્રના ૪૯મા સૂત્રમા (પૃ૦ ૬૮) આવે છે  અનુયોગદ્વારસૂત્રની બધી જ હસ્તલિખિત પ્રતિઓમા અને પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓમા પ્રસ્તુત वेसिय શબ્દના બદલે કોઈ પ્રત્યંતરનો પાઠભેદ મળતો નથી કે છપાયેલો નથી, પણ નંદિસૂત્રના પ્રત્યંતરોમા પ્રસ્તુત वेसियं ના બદલે तेसिय પાઠ મળે છે  व અને त ના લિપિદોષથી જ આ અર્થહીન तेसिय પાઠ બની ગયો લાગે છે  હકીકતમા અનુયોગદ્વારસૂત્ર તથા નંદિસૂત્રના એક જ સંદર્ભમા આવતો આ ગ્રંથ ભિન્ન નથી પણ એક જ છે, એ બન્નેના પાઠ જોવાથી સહેજે સમજી શકાય તેમ છે  નંદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને એ પ્રત્યેકની બબ્બે ટીકાઓમા આ સંદર્ભમા આવેલા ગ્રંથોની વ્યાખ્યા કરી નથી, પણ 'તેમનો પરિચય લોકથી જાણી લેવો' આ પ્રકારનુ માત્ર સૂચન જ કર્યુ છે

નંદિસૂત્રની પ્રતિઓમા લિપિદોષે થયેલા तेसिय શબ્દનો સંગત અર્થ કરવો મુશ્કેલ છે  નંદિસૂત્રના ટબાકારો પૈકી જેમને મૂલપાઠમા वेसिय શબ્દ મળ્યો છે તેમણે वैशिक અને वेसिय અર્થ લખ્યો છે  જેમને तेसिय શબ્દ મળ્યો છે તે પૈકી કોઈએ तत्रिशिक, કોઈએ तैराशिप्य, તો કોઈએ तैराशिक અર્થ કર્યો છે અને જેમને तेसियं અને वेसिय આ બે શબ્દો એકસાથે મૂલપાઠમા મળ્યા છે તેમણે तासिकाविशेषनाम શાસ્ત્ર અને वसितनाम શાસ્ત્ર આમ બે અર્થ[1] કર્યા છે

રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિના અનુવાદમા तेसिय શબ્દને અને મુનિ શ્રી અમોલક ઋષિજીની આવૃત્તિમા तेसियं અને वेसिय એમ બે શબ્દોને મૂલવાચનારૂપે સ્વીકારીને અર્થો લખાયા[2] છે  આ સ્થાનમા અમોને કોઈ પણ પ્રતિમાથી तेरासिय પાઠ મળ્યો નથી  તેથી અનુમાન થઈ શકે

---

૧ શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર (અમદાવાદ)ના ભંડારોમા સચવાયેલી ટબાર્થવાળી નંદિસૂત્રની વિવિધ પોથીઓ જોઈ ને ઉપર જણાવેલા અર્થો અમે નોંધ્યા છે

૨ રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમા "तें० तेत्रिशिक" અર્થ કર્યો છે  મુનિ શ્રી અમોલકઋષિજીની આવૃત્તિમા મૂલપાઠમા तेसिय અને वेसिय બે શબ્દ છે, અને તેનો "तेत्तिशिक" અને "वेशिक" એમ અર્થ કર્યો છે

કે ઉપર જણાવેલા ટબાર્થો પૈકીમા કોઈકમા ત્રૈરાશિક અર્થ મળે છે તેવી જ કોઈ પાછળના સમયની પ્રતિના આધારે પૂજ્યપાદ આગમોદ્ધારકજીની આવૃત્તિમાં આ સ્થાને तेरासियं પાઠ સ્વીકારાયેલો હોય. પૂજ્યપાદ આગમોદ્ધારકજીની આવૃત્તિ પછી પ્રસિદ્ધ થયેલી અમારી જોયેલી આવૃત્તિઓમા (જેનો ઉલ્લેખ પહેલા ૨૩મા પૃષ્ઠની બીજી ટિપ્પણીમાં કર્યો છે) तेरासियं શબ્દ જ મૂલવાચનામા સ્વીકારાયો. આ તો ઠીક પણ મુનિ શ્રી હસ્તિમલ્લજી દ્વારા સપાદિત આવૃત્તિના મૂલપાઠમાં સ્વીકારેલા तेरासियं શબ્દની છાયા અને અનુવાદમા त्रैराशिक અર્થ આપીને આ त्रैराशिक શબ્દ ઉપર તે જ ગ્રથના પહેલા પરિશિષ્ટમા (પરિશિષ્ટ પૃ૦ ૧૫) આ પ્રમાણે નોંધ લીધી છે

"[अ] टीकाकारने आजीवक सम्प्रदायको ही तेरासिय-त्रैराशिक माना है, रोहगुप्तसे प्रचलित 'त्रैराशिक' सम्प्रदायका इन्होंने उल्लेख नहीं किया है।" આ નોંધમાં ટીકાકારની માન્યતા જણાવી છે, પણ નદીસૂત્રની ચૂર્ણિ કે બે ટીકાઓમા આ સ્થાનમા આ અને આવી મતલબની કશી જ માન્યતા લખાઈ નથી અમે પહેલાં જણાવી ગયા છીએ કે નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રના કોઈ પણ વ્યાખ્યાગ્રથમા આ સદર્ભના શબ્દોની વ્યાખ્યા નથી કરી અમારા પ્રસ્તુત પ્રકાશનના ૧૦૭મા સૂત્રમાં (પૃ૦ ૪૩) આવતા तेरासियाइं શબ્દની ટીકામા આચાર્ય શ્રી મલયગિરિજીએ ગોશાલકપ્રવર્તિત આજીવક સપ્રદાય ત્રૈરાશિક [1] જણાવેલો છે સભવ છે કે મુનિ શ્રી હસ્તિમલ્લજીએ સૂચિત ૧૦૭મા સૂત્રની ટીકાનો આધાર સૂ ૭૨[૧]મા જોડી દઈને ઉપર જણાવેલી નોંધ લખી હોય મુનિ શ્રી ઘાસીલાલજી દ્વારા સપાદિત આવૃત્તિમા तेरासियं શબ્દ મૂલવાચનામા છે અને તેનો त्रैराशिकसम्प्रदायसम्बन्धी ग्रन्थविशेषः એમ અર્થ કર્યો છે.

આટલુ લાબુ લખવાનો આશય એટલો જ છે કે व અને त ના લિપિદોષથી શુદ્ધ પાઠ वेसिय નુ અશુદ્ધ સ્વરૂપ तेसिय થયુ, तेसिय નુ तेरासियं, तेरासियं ના અર્થમા त्रैराशिक લખાયુ, અને त्रैराशिक શબ્દ ઉપર ૧૦૭મા સૂત્રની ટીકાના આધારે ટીકાકારની માન્યતા લખાઈ. આ માટે જ આપણે આપણા પ્રધાન ગ્રથોની મૂલવાચના તૈયાર કરવાના કાર્યમા પ્રતિઓના પાઠ, વ્યાખ્યાકારોના અર્થ વગેરે વગેરે તપાસવામા ખૂબ જ ધીરજ અને ખંત રાખવી પડશે એ વાતનુ અહી પુનરુચ્ચારણ કરીએ છીએ

૫ ૨૯મા પૃષ્ઠની ૧૯મી ટિપ્પણીનો પાઠ અમે જોયેલી નદિસૂત્રની અગિયાર આવૃત્તિઓમા મૂલપાઠરૂપે સ્વીકારાયો છે પ્રસ્તુત પ્રકાશનમા ઉપયુક્ત પ્રાચીન પ્રતિઓમાં આ ટિપ્પણીનો પાઠ એટલે કે भागवयं આદિ પાઠ મળ્યો નથી. આ માટે એ પણ વિચારણીય છે કે ભાગવતની રચના નદિસૂત્રકારના પહેલા થઈ હોવાનો સભવ ઓછો છે, તેમ જ અનુયોગદ્વારસૂત્રના આ સદર્ભમા કોઈ પણ પ્રાચીન-અર્વાચીન પ્રતિએ પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ આપ્યો નથી, વગેરે વગેરે કારણોથી નિર્ણીત કર્યું છે કે અદ્યાવધિ પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓમા મૂલવાચનામા સ્વીકારાયેલો પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ પ્રક્ષિપ્ત હોઈ મૂલપાઠની વાચનામા હોવો ન જોઈએ

પ્રસ્તુત પ્રકાશનમા નદિસૂત્રની ટિપ્પણીઓમા આપેલા પાઠભેદો સાથે જ્યાં શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત આવૃત્તિની મુ૦ સના અમોએ નોંધી છે, તેને લક્ષીને ઉપરની ચર્ચા કરી છે. આ સિવાય જ્યા મુ૦ સજ્ઞાનો ઉલ્લેખ નથી કર્યો તેવા ટિપ્પણીના પાઠો પ્રમાણે શ્રી આ સ. ની આવૃત્તિના પાઠ છે તે પૈકીના બે સ્થાન આ પ્રમાણે છે

૧ નદિસૂત્રની ૧૮મી ગાથાના પ્રારભમા આવેલો वंदे શબ્દ નિરપવાદરૂપે હસ્તલિખિત પ્રતિઓમાં મળે છે શ્રી આ સ. ની આવૃત્તિમાં આ वंदे શબ્દ નથી લીધો, જ્યારે આગમરત્ન-

૧ જુઓ, શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત આચાર્ય શ્રી મલયગિરિસૂરિકૃત વૃત્તિસહિત નદિસૂત્ર, પત્ર ૨૩૯.

મંજૂષામા (वंदे) આ રીતે ગોળ કોષ્ઠકમા મૂક્યો છે સુત્તાગમેમા [वंदे] આવી રીતે આવા કોષ્ઠકમા મૂક્યો છે આમ કોષ્ઠકમા મૂકવાનો હેતુ તો ગાથા લાંબી થાય છે, એટલે કે वंदे શબ્દ વધારે પડતો છે તે જણાવવાનો જ હોય તેમ લાગે છે પણ જૈનાગમોની આર્ષ ગાથાઓમા માત્રામેળનો ભંગ થતો ભાસે તેવી લાંબી-ટૂંકી ગાથાઓ ઠીક ઠીક પ્રમાણમા મળે છે, તેનો આપણે ખ્યાલ રાખવો જોઈએ અહી નંદિસૂત્રની ચૂર્ણિ અને બે ટીકાઓમા वंदे શબ્દનુ પ્રતીક નોંધેલુ જ છે તદુપરાત નિરપવાદરૂપે હસ્તલિખિત પ્રતિઓમા આ સૂત્રપદ મળે પણ છે તથા અર્થની સગતિની દૃષ્ટિએ પણ આ સૂત્રપદ જરૂરી જ છે આથી આવા પાઠોને ( ) આવા કે [ ] આ પ્રકારના કોષ્ઠકોમા મૂકીને મૂલવાચનાના પાઠ વિષે કોઈ પણ પ્રકારના વિકલ્પનો ભ્રમ પેદા કરવો અમે યોગ્ય માન્યો નથી.

૨. ચૌદમા પૃષ્ઠની ત્રીજી ટિપ્પણીના પાઠ પ્રમાણે શ્રી આગમોદય સમિતિની આવૃત્તિમાં પાઠ છે. નંદિસૂત્રની મલયગિરીયા અને હરિભદ્રીયા વૃત્તિમા वण्णिओ एसो પાઠ પ્રમાણે વ્યાખ્યા કરી છે, અને અહી ઉપયુક્ત બધીય પ્રતિઓમા પણ वण्णिओ एसो પાઠ જ મળ્યો છે, તેથી તેને અમોએ મૂલવાચનામા સ્વીકાર્યો છે પ્રસ્તુત ટિપ્પણીમા આપેલા वण्णिओ दुविहो પાઠની બન્ને ટીકાકારોએ વાચનાતરરૂપે નોંધ લીધી છે નંદિચૂર્ણિમાં આ સ્થાનની વ્યાખ્યા નથી કરી, અહી જણાવેલા આ બે સ્થાનોનુ ઉત્તરોત્તર અનુકરણ થયુ છે, તેવી રીતે આવી બાબતોમા આપણે સર્વથા અનુકરણશીલ ન થવુ જોઈએ

હવે અનુયોગદ્વારસૂત્રના કેટલાક પાઠો જણાવીએ છીએ

## [1]अनुयोगद्वारसूत्र

૧. ૭૩મા પૃષ્ઠની ત્રીજી ટિપ્પણીમા कावोयाण શબ્દ છે, જે સૌપ્રથમ આગમોદ્ધારકજીની આવૃત્તિમાં મૂલવાચનામા લેવાયો છે

અહીં પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રના ૮૦મા સૂત્રમા कायाण શબ્દ મૂલવાચનામા સ્વીકાર્યો છે એટલે કે પૂજ્યપાદ આગમોદ્ધારકજી મહારાજજીની વિ૦ સ૦ ૧૯૭૨મા પ્રસિદ્ધ થયેલી અને તે પછી અમારી જોયેલી અન્યાન્ય સંપાદકો દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓની મૂલવાચનામા સ્વીકારેલા ઉક્ત[2]कावोयाणं શબ્દને અપ્રમાણિત ગણીને ટિપ્પણીમા આપ્યો છે એનુ કારણ આ છે—

---

૧ પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રના પાઠોની ચર્ચામા અમે અદ્યાવધિ પ્રકાશિત થયેલી અનુયોગદ્વારસૂત્રની આવૃત્તિઓ પૈકીની દશ આવૃત્તિઓ જોઈ છે, તે આ પ્રમાણે—૧ વિ૦ સ૦ ૧૯૩૬મા રાય શ્રી ધનપતિસિંહજી દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, ૨ વિ૦ સ૦ ૧૯૭૨મા શેઠ શ્રી દે૦ લા૦ દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, ૩ વીરસ૦ ૨૪૪૬ (વિ૦ સ૦ ૧૯૭૬)મા શ્રી અમોલકઋષિ દ્વારા સંપાદિત આવૃત્તિ, ૪ વિ૦ સ૦ ૧૯૭૬મા શ્રી જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફંડ દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, ૫ વિ૦ સ૦ ૧૯૮૦મા શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, ૬ વિ૦ સ૦ ૧૯૯૫મા શ્રી કેસરબાઈ જૈન જ્ઞાનમંદિર દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, ૭ વિ૦ સ૦ ૧૯૯૯મા આગમરત્નમંજૂષાન્તર્ગત આવૃત્તિ, ૮ વિ૦ સ૦ ૨૦૧૦મા પં શ્રી કન્હૈયાલાલજી મહારાજ (કમલ) સંપાદિત મૂલસુત્તાણિગત આવૃત્તિ, ૯ વિ સ ૨૦૧૧મા મુનિ શ્રી પુપ્ફભિક્ખુજી દ્વારા સંપાદિત 'सुत्तागमे' ના દ્વિતીય ભાગાન્તર્ગત આવૃત્તિ, ૧૦ વિ સ ૧૯૭૩મા શ્રી જૈન આત્માનંદ સભા દ્વારા પ્રસિદ્ધ થયેલો અનુયોગદ્વારસૂત્રનો સંક્ષિપ્ત અનુવાદ આ ઉપરાત શ્રી લા દ ભા સ વિદ્યામંદિર (અમદાવાદ)મા રહેલા વિવિધ ભંડારોમા સુરક્ષિત વિક્રમના ૧૬ મા શતકથી ૧૮ મા શતક સુધીમા લખાયેલી અનુયોગદ્વારસૂત્ર મૂલની નવ પ્રતિઓ તથા તેની મલધારીયા ટીકાની વિક્રમના ૧૬–૧૭ શતકમા લખાયેલી ૭ પ્રતિઓ, અને એક ટબાર્થવાળી તથા એક બાલાવબોધસહિત અનુયોગદ્વારસૂત્રની પ્રતિ પણ જોઈ છે

૨ ફક્ત મુનિ શ્રી પુપ્ફભિક્ખુજી દ્વારા સંપાદિત આવૃત્તિમા 'का (वहि) वोयाण' આવો પાઠ છે, એટલે કે પૂ પા આગમોદ્ધારકજીની આવૃત્તિનો મૂલપાઠ અને તેનુ પ્રત્યંતર એકસાથે મૂલવાચનામા જણાવેલ છે

પ્રથમ તો पाइयसद्दमहण्णवो સિવાય કાવડ વહન કરનારના અર્થમાં कावोय શબ્દ જ મળતો નથી; पा० स० म० મા कावोय શબ્દને દેશ્ય જણાવીને તેના સ્થાનનિર્દેશમા એકમાત્ર અનુયોગદ્વાર-સૂત્રનુ પ્રસ્તુત સ્થાન જ જણાવ્યુ છે એટલે કે મુખ્યત્વે પૂજ્યપાદ આગમોદ્ધારકજી દ્વારા પ્રકાશિત મલધારીયા ટીકામાથી આ कावोय શબ્દ पा० स० म०મા લેવાયો છે. હકીકતમા પ્રસ્તુત પ્રકાશનમાં ઉપયુક્ત અનુયોગદ્વારસૂત્રની કોઈ પણ હસ્તલિખિત પ્રતિમા અને શ્રી લા દ વિદ્યામદિરના સંગ્રહોની વિક્રમના ૧૬ મા શતકથી ૧૮ મા શતક સુધીમાં લખાયેલી નવ પ્રતિઓ પૈકીની એક પ્રતિ સિવાયની આઠ પ્રતિઓમા कावोयाण પાઠ મળ્યો નથી, પણ कायाणं પાઠ જ મળ્યો છે શ્રી લા દ. વિદ્યામદિરમા દેવશાના પાડામાંથી આવેલા આચાર્ય શ્રી મહેન્દ્રવિમલજીના ભડારની ક્રમાક ૨૧ વાળી વિક્રમના ૧૬ મા શતકના પૂર્વાર્દ્ધમા લખાયેલી પ્રતિમા कावोयाणं પાઠ મળમા લખેલો છે, અને આ જ ભડારની ક્રમાક ૨૦ વાળી પ્રતિ (જે ક્રમાક ૨૧ વાળી પ્રતિ કરતા ૩૦–૪૦ વર્ષ પ્રાચીન લાગે છે તે)મા कायाण શબ્દ લખાયેલો હતો, પણ કોઈક વાચકે ઉમેરાનુ ચિહ્ન કરીને માર્જીનમા 'वो' ઉમેરીને कावोयाण શબ્દ કર્યો છે એટલે કે પ્રાચીન એકાદ પ્રતિના પાઠના આધારે શોધક વાચકો આવી રીતે સુધારો કરે અને તે સુધારેલી પ્રતિ ઉપરથી ઉત્તરોત્તર જે નકલો થાય તેમા તે સુધારો મૂલપાઠરૂપ જ બની જાય છતા પ્રસ્તુત સ્થાનપૂરતુ તો કહી શકાય કે આવા સુધારાની નકલરૂપે લખાયેલી અનુયોગદ્વારસૂત્રની પ્રતિ ક્વચિત્ જ મળી શકે તેમ છે

અનુયોગદ્વારની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિનુ વ્યાખ્યાન સક્ષિપ્ત છે તેથી તેમા પ્રસ્તુત कायाणं કે कावोयाण વગેરે શબ્દોનુ વ્યાખ્યાન નથી પૂજ્યપાદ આગમોદ્ધારકજી દ્વારા સપાદિત અનુ-યોગદ્વારસૂત્રની મલધારીયા ટીકામા 'कावोयाण ति कावडिवाहकानाम्' આવો પાઠ છપાયો છે. અનુયોગદ્વારસૂત્રની મલધારીયા ટીકાની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમા તપાસ કરતા નિરપવાદ રૂપે આ સ્થાને 'कातार्णं ति कावडिवाहकानाम्' અથવા તો 'कायाणं ति कावडिवाहकानाम् પાઠ મળે છે. અહી य અને त નો વૈકલ્પિક પ્રયોગ પ્રાકૃતભાષાના અભ્યાસીઓ સહેજે સમજી શકે તેમ છે, એટલે कायाण અને काताण આ બે એક જ શબ્દના વૈકલ્પિક પ્રયોગો છે રાય શ્રી ધનપતિ-સિંહજીની આવૃત્તિમા પ્રકાશિત મલધારીયા ટીકામા 'कानोताण ति कावडिवाहकानाम्' આવો અશુદ્ધ પાઠ છપાયો છે; અહી લેખકની સામેની પ્રતિમા ता ના બદલે લખાયેલા ना ને લેખન-શુદ્ધિની પ્રાચીન પદ્ધતિએ રદ કરીને ફરી ता લખાયેલો હશે, તે આવી રીતે–कार्नाताण પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં લખાયેલા અક્ષરોને રદ કરવાના પ્રકારોમા એક પ્રકાર એવો પણ છે કે જે અક્ષરને રદ કરવો હોય તે અક્ષર ઉપર નાની ઊભી લીટી કરવામા આવતી આવા સખ્યાબધ સ્થાન હસ્તલિખિત પ્રતિઓમાં મળી આવે છે અહી રદ કરેલા આવા 'नाֹ'નો સમજ ફેરથી 'नो' માનીને શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમાં कानोताण પાઠ બન્યો છે, જ્યારે ખરી રીતે તેમાં ઉપ-યોગમા લીધેલી પ્રતિમા कानाण શબ્દ જ હતો શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિના અનુવાદમા (જે કોઈક ટબાની પ્રતિ ઉપરથી છાપ્યો હોય તેમ લાગે છે) આ પ્રમાણે છે—'कायाणं ति कावड उठानेवाला' શ્રી લા૦ દ૦ ભા૦ સ૦ વિદ્યામદિરમા સુરક્ષિત ટબાર્થવાળી અનુયોગદ્વારસૂત્રની પ્રતિના મૂલ પાઠમા कायाणं શબ્દ છે, અને ટબાર્થમા 'का० कावडी वहते' અર્થ કર્યો છે ઉપર જણાવેલો અનુવાદ અને ટબાર્થ પણ कायाण શબ્દ જ આપે છે

વિક્રમના ૨૦ મા શતકમા લખાયેલી બાલાવબોધ સહિત અનુયોગસૂત્રની પ્રતિના (જે શ્રી લા૦ દ૦ ભા૦ સ૦ વિદ્યામદિરમા છે) મૂલપાઠમાં પ્રસ્તુત સ્થાને कावडियाण શબ્દ છે, ટીકામા લખાયેલા कावडिवाहकानाम् અર્થના આધારે સગતિ વિચારીને કોઈક શોધકોએ પાછળના સમયમા कायाणं કે તેના કોઈ અશુદ્ધ પાઠને બદલે कावडियाण શુદ્ધ માનીને લખ્યો હોય તેમ લાગે છે અસ્તુ! ઉપર

જણાવી તેવી જવલ્લે જ कावोयाण પાઠ આપતી કોઈ પ્રતિ પૂજ્યપાદ આગમોદ્ધારકજીને અને શ્રીઅમોલકઋષિજીને મળી હશે

ઉપરની ચર્ચાથી જાણી શકાશે કે કાવડ વહન કરનારના અર્થમાં काय શબ્દ અપરિચિત કે અલ્પપરિચિત હોવાથી, તેમાય ટીકાની પ્રતિઓમા काय અને कात રૂપ લખાયેલુ હોવાના કારણે, કોઈક તથાપ્રકારના અભ્યાસી લેખકોએ અર્થસગતિ જાળવવાના હેતુથી कावोय અથવા कावडिय શબ્દની કલ્પના કરીને તે પોતપોતાની પ્રતિઓમા મૂલપાઠરૂપે લખ્યા છે कावडिय શબ્દ તો પ્રાય વિક્રમના અટારમા શતક પછીની કોઈક ટબાર્થ કે બાલાવબોધવાળી પ્રતિઓમા જવલ્લે જ મળે છે

काय અથવા તો कात શબ્દ કાવડ વહન કરનારના અર્થમા ન હોઈ શકે તેમ માનવાને પણ કોઈ કારણ નથી જેમ જૈનાગમ સાહિત્યમા એકાદ સ્થળે કાવડ વહન કરનારના અર્થમા काव શબ્દનો પ્રયોગ થયો[1] છે તેમ અહી મૂલની સખ્યાબધ પ્રાચીન પ્રતિઓ અને ટીકામા નિરપવાદ રૂપે મળતો काय કે कात શબ્દ સ્વીકાર્ય ગણાવો જોઈએ

આટલી લાબી ચર્ચાનો નિષ્કર્ષ આ છે—૧ અનુયોગદ્વારસૂત્રમા અદ્યાવધિ પ્રકાશિત થયેલો कावोयाण પાઠ વિકૃત હોઈ कायाण પાઠ પ્રમાણિત છે ૨ પ્રાકૃત કોશમા કાવડ વહન કરનારના અર્થમા कावोय દેશ્ય શબ્દ લેવાયો છે તે અપ્રમાણિત છે તેના બદલે काय દેશ્ય શબ્દ સુધારીને વાચવો ૩ વિ૦ સ૦ ૧૯૭૨ થી આજ દિન સુધી છપાયેલી આવૃત્તિઓમા પ્રસ્તુત સ્થાનમા ગતાનુગતિકતા કે વશવર્તિતા દેખાય છે તે વિચારીને આપણે આપણા સપાદનકાર્યમા પ્રત્યતરો, વ્યાખ્યાઓ વગેરે જોવામા ધીરજપૂર્વક યથાવિધિ પ્રયત્ન કરવો જોઈએ

૨ ૧૪૬ મા પૃષ્ઠની ૯ મી ટિપ્પણીમા આપેલો अणतेण लोगो गुणिओ अणता लोगा પાઠ અનુયોગદ્વારસૂત્રની કોઈ પણ પ્રાચીન પ્રતિમા મળતો નથી તેથી તથા ચૂર્ણિ અને બે ટીકાઓમા આ પાઠનુ વ્યાખ્યાન પણ નથી તેથી તેને મૂલવાચનામા સ્વીકાર્યો નથી. પ્રસ્તુત વિષયના વિશેષ સ્પષ્ટીકરણ માટે મલધારીયા ટીકામા अनन्तैश्च लोकैरलोकः આ પ્રમાણે ક્રમશ અલોકનુ પ્રમાણ જણાવ્યુ છે, તેને મૂલપાઠના વ્યાખ્યાનરૂપે માનવાને કોઈ કારણ નથી મલધારીયા ટીકાના આ અવતરણના આધારે પાછળના સમયમા (વહેલામા વહેલા કદાચ વિક્રમના ૧૮ મા શતકથી) સમજવા–સમજાવવાના હેતુથી કોઈએ પ્રસ્તુત ટિપ્પણીનો પાઠ મૂલમા લખ્યો હોય તેમ લાગે છે

શ્રી લા૦ દ૦ વિદ્યામદિરના સગ્રહની વિ૦ સ૦ ૧૯૩૪મા લખાયેલી ટબાર્થવાળી અનુયોગદ્વાર-સૂત્રની પ્રતિમા પ્રસ્તુત પ્રક્ષિપ્ત પાઠને મૂલપાઠરૂપે લખીને તેના ટબામા તદનુસારે અર્થ પણ લખ્યો છે, તે આ પ્રમાણે—अणतेण लोगो गुणिओ अणा(ण)ता लो[गा] (મૂલપાઠ), 'અ૦ અન(न)तगुणो लोक करीए तिवारइ અ૦ અય(न)ता लोक थाइ' (ટબાર્થ) તથા ઉક્ત સગ્રહની વિક્રમના ૨૦મા શતકમા લખાયેલી બાલાવબોધયુક્ત અનુયોગદ્વારસૂત્રની પ્રતિના મૂલપાઠમા પ્રસ્તુત સ્થાન જોકે અશુદ્ધ લખાયુ છે, છતા તેમા આ પ્રક્ષિપ્ત પાઠ મૂલરૂપે જ લખાયેલો છે તેમ જાણી શકાય છે આમ છતા બાલવબોધમા તો મલધારીયા ટીકાના ઉક્ત અવતરણનો જ અનુવાદ કર્યો છે અસ્તુ

---

૧ कावपिच्छाइ वेति कावा —कावडिवाहका तेपा प्रेक्षा (જીવાભિગમસૂત્ર મલયગિરીયા વૃત્તિની શેઠ શ્રી દે૦ લા૦ જૈન પુસ્તકોદ્ધાર ફડ દ્વારા પ્રકાશિત આવૃત્તિ પત્ર ૨૮૧ પૃષ્ઠિ બીજી) અહી મુદ્રિત થયેલા મૂલપાઠમા कावपिच्छाइ वा પાઠ નથી એટલુ જ નહી, આ પાઠ અને આ મદર્ભની ટીકામા જેનુ વ્યાખ્યાન છે તે મૂલપાઠના અનેક શબ્દો ટીકાની સાથે છપાયેલી જીવાભિગમસૂત્રની મૂલવાચનામા નથી છપાયા આનદની વાત છે કે—પ્રાય ટીકાના વ્યાખ્યાન મુજબની જીવાભિગમસૂત્રના મલપાઠની વાચનાવાળી પ્રાચીન પ્રતિ અમોને જેસલ-મેરના ભડારમાથી પ્રાપ્ત થઈ છે જીવાભિગમસૂત્રના પ્રકાશન વખતે તેનો અચૂક ઉપયોગ થશે

ઉપર જણાવેલી પ્રતિઓના જેવી કોઈક પાછળના સમયમા લખાયેલી પ્રતિના આધારે સૌ-પ્રથમ રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમા પ્રસ્તુત પાઠ મૂલવાચનામા છપાયો અને ત્યાર પછીની આજદિન સુધીમા વિવિધ સ્થાનોમાથી પ્રસિદ્ધ થયેલી બધી જ આવૃત્તિઓમા તે યથાવત્ મૂલવાચનારૂપે જ ચાલ્યો આવે છે અમોએ જોયેલી વિક્રમના સત્તરમા શતક સુધીમા લખાયેલી અનુયોગદ્વારસૂત્રની કોઈ પણ પ્રતિમાં પ્રસ્તુત ટિપ્પણીનો પ્રક્ષિપ્ત પાઠ મળતો નથી, આ વસ્તુ પુન· જણાવીએ છીએ.

પ્રસ્તુત પાઠ મૂલવાચનામા હોવાથી કોઈ અનર્થ થઈ જાય છે તેમ રખે કોઈ માને લખવાનો આશય એટલો જ છે કે સૂત્રની પ્રમાણિત અને તેથી જ પ્રામાણિક વાચના તૈયાર કરવા તરફ આપણે યથાવિધિ પ્રયત્ન કરતા હોઈએ ત્યારે આ રીતનો વિચાર કરવો જ જોઈએ.

૩ વિ૦ સં૦ ૧૯૩૬મા પ્રકાશિત રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમાં એક સ્થળે જેને અતિગભીર કહીએ તેવુ નિરાધાર પાઠપરિવર્તન થયુ છે દુ ખની વાત એ છે કે મુનિ શ્રીઅમોલક-ઋષિજીની આવૃત્તિ અને આગમરત્નમજૂષાગત આવૃત્તિ સિવાયની ઉત્તરોત્તર છપાયેલી આવૃત્તિઓ પણ આ સ્થળે શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિને જ અનુસરે છે પૂજ્યપાદ આગમોદ્ધારકજી મહારાજ સાહેબ દ્વારા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓમા પણ પ્રસ્તુત ક્ષતિ ચાલુ જ રહી છે. પરતુ પાછળથી શ્રી આગમમદિરના શિલામુદ્રણ વખતે પ્રસિદ્ધ થયેલી આગમરત્નમજૂષામા આ ક્ષતિ પૂજ્યપાદ આગમોદ્ધારકજીએ સુધારી લીધી છે એ આનદની વાત બની છે અને તેથી જ પ્રસ્તુત પ્રકાશનમાં આ સ્થાનમા મુદ્રિત પાઠની ટિપ્પણી આપી નથી. અહી પણ આ ચર્ચા ન લખાત, પણ આગમ-રત્નમજૂષાની નકલો ઓછી અને તેને કોઈ જવલ્લે જ જુએ, તથા આગમરત્નમજૂષા પછી પણ વર્ષો બાદ પ્રકાશિત થયેલા मूलसुत्ताणि તથા सुत्तागमे મા પણ આ ગભીર ક્ષતિની પરપરા જ ચાલી, તે સુધારવા, તેમ જ સશોધનકાર્યમા અનવધાનથી થતી ગભીર ક્ષતિનુ એક ઉદાહરણ આપવા માટે જ અહી લખવુ યોગ્ય માન્યુ છે

ઉક્ત પાઠપરિવર્તન પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રના ૫૯૧ અને ૫૯૨ મા સૂત્રમા થયુ છે. આ બે સૂત્રનો પાઠ પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રની વાચનામા આ પ્રમાણે છે—से किं त पसत्था? २ चउव्विहा पण्णत्ता । त जहा—कोहज्झवणा माणज्झवणा मायज्झवणा लोभज्झवणा । से त्तं पसत्था । (सू० ५९१) । से किं त अप्पसत्था? २ तिविहा पण्णत्ता । त जहा—नाणज्झवणा दसणज्झवणा चरित्तज्झवणा । से त्तं अप्पसत्था । (सू० ५९२).

આ બે સૂત્રનો સાર [1]ચૂર્ણિ અને ટીકાઓના[2] વ્યાખ્યાનના આધારે આ પ્રમાણે જાણી શકાય છે—"ક્ષપણા–અપચય–નિર્જરાના અર્થમા झवणा શબ્દ છે. અર્થાત્ झवणा એટલે હાનિ ક્રોધ-માન-માયા-લોભની હાનિ તે પ્રશસ્ત હાનિ છે, અને જ્ઞાન-દર્શન-ચારિત્રની હાનિ તે અપ્રશસ્ત હાનિ છે"

ઉપર જણાવેલા મૂલપાઠના અર્થની સગતિ સહજ સમજી શકાય તેવી છે. અનુયોગદ્વાર-સૂત્રની સમગ્ર હસ્તલિખિત પ્રતિઓમા મૂલપાઠ ઉપર મુજબ જ છે આ હકીકત છતા રાય

---

૧ से किं त झवणा इत्यादि । णाणादीण वड्ढी इच्छिज्जति, जा पुण तेसिं खवणा सा अप्पसत्था भवति । सेस कठ । ચૂર્ણિ

૨ से किं त झवणा इत्यादि । क्षपणा अपचयो निर्जरेति पर्यायाः । शेष सुगमम् (હરિભદ્રીયા વૃત્તિ), से किं त झवणा इत्यादि । क्षपणा अपचयो निर्जरा इति पर्यायाः । शेष सूत्रसिद्धमेव (મલધારીયા ટીકા)

શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમા ઉપર જણાવેલા બે સૂત્રો આ પ્રમાણે છપાયા છે—से कि त पसत्था ? २ तिविहा पण्णत्ता । त जहा—णाणज्झवणा दसणज्झवणा चरित्तज्झवणा । से त्त पसत्था । से कि त अपसत्था ? २ चउव्विहा पण्णत्ता । त जहा—कोहज्झवणा माणज्झवणा मायज्झवणा लोभज्झवणा सेत अपसत्था । અહી શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમાં મૂલની સાથે છપાયેલી મલધારીયા ટીકા અને અનુવાદ આ ખોટા પાઠને અનુસરતા નથી એટલુ તો ચોક્કસ છે પરન્તુ શ્રી ધનપતિ-સિંહજીની આવૃત્તિ પછી વિ૦ સ૦ [1]૧૯૭૨, [2]૧૯૭૬, [3]૧૯૮૦, [4]૧૯૯૫, [5]૨૦૧૦ અને [6]૨૦૧૧ મા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓમા શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિનો ઉક્ત પાઠ જ અનવધાન કે વશવર્તિતાથી મૂલવાચનામા છપાયો છે આ ખોટા પાઠનો ભાવાર્થ આ પ્રમાણે થાય છે—" જ્ઞાન-દર્શન-ચારિત્રની હાનિ તે પ્રશસ્ત હાનિ છે, અને ક્રોધ-માન-માયા લોભની હાનિ તે અપ્રશસ્ત હાનિ છે " આવા અશાસ્ત્રીય પાઠને અનુસરીને વિ૦ સ૦ ૧૯૭૩ મા શ્રી જૈન આત્માનદ સભા(ભાવનગર) દ્વારા પ્રસિદ્ધ થયેલા મુનિ શ્રી દેવવિજયજીકૃત અનુયોગદ્વારસૂત્રના સક્ષિપ્ત અનુવાદમાં પણ અશાસ્ત્રીય અર્થ કર્યો છે તે આ પ્રમાણે—" પ્રશસ્ત ક્ષપણા ત્રણ પ્રકારે છે; જ્ઞાન ૧, દર્શન ૨, ચારિત્ર ૩. અપ્રશસ્ત ક્ષપણા ૪ પ્રકારે છે ક્રોધ ૧, માન ૨, માયા ૩, લોભ ૪

ઉપર જણાવ્યા મુજબ અહી અનુયોગદ્વારસૂત્રમા સમગ્ર હસ્તલિખિત પ્રતિઓના આધારે તથા અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિની સ્પષ્ટ વ્યાખ્યાના આધારે તેમ જ અનુયોગદ્વારસૂત્રની હરિભદ્રીયા અને મલધારીયા વૃત્તિમાં ટૂકમા જણાવેલા ચૂર્ણિના અર્થને અનુસરતા નિર્દેશના આધારે અમોએ સ્વીકારેલા પ્રશસ્ત ભાવક્ષપણા અને અપ્રશસ્ત ભાવક્ષપણાવાળા મૂલપાઠની પ્રમાણિત વાચના સુસગત અને પ્રામાણિક ઠરે છે આમ છતા મુનિ શ્રી અમોલકઋષિજીસપાદિત અને આગમરત્નમજૂષાગત આવૃત્તિ સિવાયની અદ્યાવધિ પ્રકાશિત આવૃત્તિઓ પૈકીની આદ્ય આવૃત્તિમા કે આદ્ય આવૃત્તિ જેના ઉપરથી તૈયાર થઈ તે મૂલસૂત્રની પ્રતિમા કોઈક સમજફેરથી આવુ નિરાધાર પાઠપરિવર્તન થવા માટે કદાચ સૂત્રકૃતાગસૂત્ર અને ઉત્તરાધ્યયનસૂત્રની ચૂર્ણિમા આવતો પાઠ નિમિત્તભૂત થયો હોય તો તે અસભવિત નથી ઉક્ત ચૂર્ણિઓના પાઠ આ પ્રમાણે છે

इदार्णि झवणा–सा वि णामादि चतुव्विधा, दव्वज्झवणा "परहत्थियाए पोत्ती झविज्जति वोडओ विवज्झाए" एवमादि । भावज्झवणा दुविधा–पसत्थभावज्झवणा य अपसत्थभावज्झवणा य । पसत्थ-भावज्झवणा णाणस्स ३[7] झवणा, अपसत्थभावज्झवणा कोधस्स ४[8] चउसु वि तेसु समयज्झयण [9]भावे समोतरति । इदार्णि एतेसिं चउण्ह[10] वि णिरुत्तेण विहिणा वक्खाण भण्णति । तत्थ निरुत्तगाधाओ—

अज्झीण दिज्जंत अव्वोच्छित्तीणओ अलोगो व्व ।
आयो णाणादीण, झवणा पावाण खवण त्ति ॥ [ विशेषावश्यक गा० ९६१ ]

---

१ શ્રી દેવચદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફડ દ્વારા પ્રકાશિત
२ શ્રી જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફડ દ્વારા પ્રકાશિત
૩ શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત
૪ શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમદિર દ્વારા પ્રકાશિત
૫ પ શ્રી કન્હૈયાલાલજી(કમલ)સપાદિત
૬ મુનિ શ્રી પુષ્પભિક્ષુજી સપાદિત
૭ '३' એટલે णाणस्स दसणस्स चरित्तस्स, ૮ '४' એટલે कोधस्स माणस्स मायाए लोभस्स
૯ भावे એટલે અપ્રશસ્ત ભાવોની ક્ષપણામા એમ સમજવુ
૧૦ चउण्ह શબ્દથી આ ચાર સમજવા—अज्झयण अज्झीण आय અને झवणा.

( પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી દ્વારા છપાઈ રહેલી સૂત્રકૃતાંગ ચૂર્ણિ પૃ૦ ૧૮–૧૯ તથા શ્રી ઋષભદેવજી કેશરીમલજી–રતલામ દ્વારા પ્રકાશિત સૂત્રકૃતાંગચૂર્ણિ પૃ. ૨૬ )

झवणा वि णामादिया चउव्विहा । दव्वज्झवणं–[1]पल्हत्थिया अपत्था० गाहा । भावज्झवणं दुविहं—पसत्थभावज्झवणं अप्पसत्थभावज्झवणं च । अप्पसत्थभावज्झवणाए इमा—[2]अट्ठविह० गाहा । पसत्थभावज्झवणा णाणादीण ।

( શ્રી ઋષભદેવજી કેશરીમલજી–રતલામ દ્વારા પ્રકાશિત ચૂર્ણિ સહિત શ્રીમન્તિ उत्तराध्ययनानि પૃ. ૭–૮)

ઉત્તરાધ્યયન પાઇય ટીકાકાર શ્રી શાન્તિસૂરિજીએ તો અહીં " भावक्षपणामाह अट्ठविहं० गाहा।" (ઉત્તરાધ્યયનનિર્યુક્તિ ગા. ૧૧) આમ લખીને ભાવક્ષપણાના પ્રશસ્ત-અપ્રશસ્ત ભેદ કર્યા જ નથી પણ કેવળ નિર્યુક્તિને અનુસરીને ભાવક્ષપણાનો અર્થ કર્યો છે. તેમ જ વિશેષાવશ્યકભાષ્યમા પણ ભાવક્ષપણાના પ્રશસ્ત-અપ્રશસ્ત ભેદ કર્યા નથી અર્થાત્ ઉત્તરાધ્યયનનિર્યુક્તિ અને વિશેષાવશ્યક-ભાષ્યમા કર્મક્ષયને જ ભાવક્ષપણા જણાવેલ છે. ઉત્તરાધ્યયનનિર્યુક્તિ અને વિશેષાવશ્યકભાષ્યના ' કર્મક્ષય એ ભાવક્ષપણા " એ અર્થને આપણે ધ્યાનમા લઈએ તો અનુયોગદ્વારની સમગ્ર પ્રતિઓમા મળતો સૂત્રપાઠ જ વાસ્તવિક છે એમા લેશ પણ શંકાને સ્થાન નથી તેમ છતાં ઉપર આપેલા સૂત્રકૃતાંગચૂર્ણિ અને ઉત્તરાધ્યયનચૂર્ણિના અવતરણોની સગતિ આ પ્રમાણે થઈ શકે છે— " પ્રશસ્ત ભાવોની ક્ષપણાના ત્રણ પ્રકાર–જ્ઞાનક્ષપણા, દર્શનક્ષપણા અને ચારિત્રક્ષપણા; તથા અપ્રશસ્ત ભાવોની ક્ષપણાના ચાર પ્રકાર—ક્રોધક્ષપણા, માનક્ષપણા, માયાક્ષપણા, અને લોભક્ષપણા " આ રીતે આ બે ચૂર્ણિઓમા જણાવેલી અપ્રશસ્ત ભાવોની ક્ષપણા અને પ્રશસ્ત ભાવોની ક્ષપણા તે જ અનુયોગદ્વારસૂત્રમા જણાવેલી ક્રમશઃ ' પ્રશસ્ત–ભાવક્ષપણા ' અને ' અપ્રશસ્ત–ભાવક્ષપણા ' છે અર્થાત્ સૂત્રકૃતાંગસૂત્રચૂર્ણિકાર અને ઉત્તરાધ્યયનસૂત્રચૂર્ણિકારે प्रशस्ताना भावनां क्षपणा प्रशस्त-भावक्षपणा અને अप्रशस्ताना भावना क्षपणा अप्रशस्तभावक्षपणा આ પ્રમાણે તત્પુરુષસમાસ કરીને વ્યાખ્યાન કર્યું છે; જ્યારે અનુયોગદ્વારસૂત્રચૂર્ણિકારે " प्रशस्ता चासौ भावक्षपणा च प्रशस्तभावक्षपणा અને अप्रशस्ता चासौ भावक्षपणा च अप्रशस्तभावक्षपणा " આ પ્રમાણે કર્મધારય-સમાસ સ્વીકારીને વ્યાખ્યાન કર્યું છે. સૈદ્ધાન્તિક રીતે જોઈએ તો નિક્ષેપમા દરેક સ્થાને કર્મધારય-સમાસ જ સ્વીકારવામા આવ્યો છે. એટલે સૂત્રકૃતાંગચૂર્ણિકારાદિએ વ્યાખ્યાભેદ કરવા છતા પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્રની દરેકેદરેક પ્રતિમા જે સૂત્રપાઠ વિદ્યમાન છે, અનુયોગદ્વારચૂર્ણિકાર પણ જે પાઠને અનુસરે છે, તેમ જ ઉત્તરાધ્યયનસૂત્રનિર્યુક્તિ અને વિશેષાવશ્યકમહાભાષ્યકાર કર્મક્ષયને ભાવક્ષપણા જણાવે છે, આ બધુ જોતાં અનુયોગદ્વારસૂત્રનો પ્રસ્તુત પાઠ શ્રી સાગરાનન્દસૂરિમહારાજે આગમ-રત્નમંજૂષામાં અને અમે અમારા સંપાદનમા જે રીતે સ્વીકાર્યો છે તેવો જ હોવો જોઈએ. સૂત્ર-કૃતાંગચૂર્ણિ–ઉત્તરાધ્યયનચૂર્ણિના અવતરણોને ઉપલક દૃષ્ટિએ જોઈને કોઈએ અનુયોગદ્વારસૂત્રના અહીં ચર્ચિત પાઠનુ પરિવર્તન કર્યું હોય તેવુ અમે અનુમાન કરીએ છીએ.

૪. કેવળ મલધારીયા વૃત્તિમા જ વ્યાખ્યાન મળે છે તેવા અનુયોગદ્વારસૂત્રના ત્રણ

---

१ पल्हत्थिया अपत्था तत्तो उप्पिट्टणा अपत्थयरी । निप्पीलणा अपत्था तिन्नि अपत्थाइ पुत्तीए ॥

(ઉત્તરાધ્યયનનિર્યુક્તિ ગા ૧૦)

२ अट्ठविह कम्मरय पोराण जं खवेइ जोगेहिं । एय भावज्झवण णेयव्वं आणुपुव्वीए ॥

(ઉત્તરાધ્યયનનિર્યુક્તિ ગા ૧૧).

મૂલપાઠોની ચર્ચા ઉપર કરી છે. જે મૂલપાઠની વ્યાખ્યા હરિભદ્રીયા અને મલધારીયા વૃત્તિમા મળે છે તેને વિગતો સહિત અહી જણાવીએ છીએ—

અમારા પ્રસ્તુત પ્રકાશનના ૪૭૨મા સૂત્રમા (પૃ૦ ૧૮૦) આવેલો "सुहुमसपरायचरित्त-गुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—सकिलिस्समाणयं च विसुज्झमाणय च। अहक्खायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—पडिवाई य अपडिवाई य–छउमत्थे य केवलिए य।" આ પાઠ પ્રસ્તુત મુદ્રણમા ઉપયુક્ત પ્રતિઓ પૈકીની સ૦ સજ્ઞક પ્રતિ સિવાયની કોઈ પણ પ્રતિમા નથી સ૦ સજ્ઞક પ્રતિના પાઠને જરા પરિવર્તિત કરીને અહી મૂલવાચનામા મૂકવો યોગ્ય ગણ્યો છે

ઉક્ત સ૦ સજ્ઞક પ્રતિ સિવાયની અહી ઉપયુક્ત પ્રતિઓમા, તેમ જ અનુયોગદ્વારસૂત્રની અમે જોયેલી અન્ય (જેનો નિર્દેશ પૂર્વે કર્યો છે) પ્રાચીન-અર્વાચીન હસ્તલિખિત પ્રતિઓમા, તથા અમે જોયેલી અનુયોગદ્વારસૂત્રની અદ્યાવધિ પ્રકાશિત થયેલી આવૃત્તિઓ પૈકીની રાય શ્રી ધનપતિ-સિહજી દ્વારા, શેઠ શ્રી દે૦ લા૦ દ્વારા, લાલા સુખદેવ સહાયજી દ્વારા (મુનિ શ્રી અમોલકઋષિ સપાદિત), અને શ્રી જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફડ દ્વારા પ્રકાશિત આવૃત્તિઓમા પણ ઉક્ત સૂત્રાશના બદલે આ પ્રમાણે પાઠ છે—सुहुमसपरायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—पडिवाई[1] य अपडिवाई य। अहक्खायचरित्तगुणप्पमाणे दुविहे पन्नत्ते। त जहा—छउमत्थे[2] य केवलिए[3] य।

પ્રસ્તુત પ્રકાશનની મૂલવાચનામા સ્વીકારેલા માત્ર એક જ પ્રતિના પાઠથી જ અનુયોગદ્વાર-સૂત્રની હરિભદ્રીયા[4] અને મલધારીયા[5] વૃત્તિના વ્યાખ્યાનની સગતિ સચવાય છે ચૂર્ણિમા पडिवाई અને अपडिवाई પદની વ્યાખ્યા[6] નથી

---

૧ કોઈ કોઈ પ્રતિમા पडिवाइए य अपडिवाइए य પાઠ છે

૨ કોઈ કોઈ પ્રતિમા छउमत्थिए પાઠ છે

૩ કોઈ કોઈ પ્રતિમા केवली પાઠ છે

૪ तथा सूक्ष्मसम्परायम्, सम्पर्येति ससारमेभिरिति सम्पराया —क्रोधादय, लोभाशावशेपतया सूक्ष्म सम्परायो यत्रेति सूक्ष्मसम्परायम्, इदमपि सक्लिश्यमानकविशुध्यमानकभेदात् द्विधैव, तत्र श्रेणिमारोहतो विशुध्यमानकमुच्यते, तत प्रच्यवमानस्य सक्लिश्यमानकमिति। तथा अथाख्यात अथेत्यव्यय याथातथ्ये, आङ् अभिविधौ, याथातथ्येनाभिविधिना च ख्यात, अथाख्यातम्. अकपायत्वादनतिचारमित्यर्थ.। इद च द्वेधा प्रतिपाति अप्रतिपाति च, उपशामक-क्षपकभेदात्, छद्मस्थ-केवलिस्वामिभेदाद्वा। અનુયોગદ્વાર હરિભદ્રીયા વૃત્તિ પૃષ્ઠ ૧૦૪–૧૦૫ (શ્રી ઋષભદેવજી કેશરીમલજી દ્વારા પ્રકાશિત) આ અવતરણમા જે પાઠ મોટા અક્ષરોમા છે તે પાઠ મુદ્રિત હરિભદ્રીયા વૃત્તિમા પડી ગયો છે, જે પ્રાચીન પ્રતિઓમાથી મળી આવ્યો છે

૫ सम्पर्येति–पर्यटति ससारमनेनेति सम्पराय–क्रोधादिकपाय, लोभाशमात्रावशेपतया सूक्ष्म सम्परायो यत्र तत् सूक्ष्मसम्परायम्। इदमपि सक्लिश्यमान-विशुध्यमानभेदाद् द्विधा। तत्र श्रेणिमारोहतो विशुध्यमानकमुच्यते, तत प्रच्यवमानस्य सक्लिश्यमानकमिति। 'अहक्खाय' त्ति अथशब्दोऽत्र याथातथ्ये, आङ् अभिविधौ, आ–समन्ताद् याथातथ्येन ख्यातमथाख्यातम्, कपायोदयाभावतो निरतिचारत्वात् पारमार्थिकरूपेण ख्यातमथाख्यातमित्यर्थ। एतदपि प्रतिपात्यप्रतिपातिभेदाद् द्वेधा, तत्रोपशान्तमोहस्य प्रतिपाति, क्षीणमोहस्य त्वप्रतिपाति, अथवा केवलिनश्छद्मस्थस्य चोपशान्तमोहक्षीणमोहस्य तद भवति, अत स्वामिभेदाद् द्वैविध्यमिति। અનુયોગદ્વારસૂત્ર મલધારીયા વૃત્તિ પત્ર ૨૨૨, પૃષ્ઠ ૧–૨

૬ उवसामगसेढीए उवसमेन्तो सुहुमसपरागो विसुज्झमाणो भवति, सो चेव परिवडतो सकिलिस्समाणो भवति। खवगसेढीए सकिलिस्समाणो णत्थि। मोहक्खयकाले अणुप्पण्णकेवलो जाव ताव छउमत्थो, खीणदसण-णाणावरण-काले जाव भवत्थो ताव अहक्खायचरित्तकेवली। सेसं कठ। અનુયોગદ્વારચૂર્ણિ પૃ ૭૬ (શ્રી ઋષભદેવજી કેશરી-મલજી દ્વારા પ્રકાશિત) આ અવતરણમા આવેલા अणुप्पण्णकेवलो ના બદલે સૂચિત મુદ્રિત ચૂર્ણિમા उप्पण्ण-केवलो પાઠ છે અમે અહી પ્રાચીન પ્રતિઓના આધારે મેળવેલી ચૂર્ણિમાથી अणुप्पण्णकेवलो પાઠ આપ્યો છે

વિ૦ સં૦ ૧૯૮૦મા શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત આવૃત્તિની મૂલવાચનામા હરિભદ્રીયા અને મલધારીયા વૃત્તિના વ્યાખ્યાનને અનુસરીને કોઈ પણ પ્રતિમાં અનુપલબ્ધ હોવાને કારણે ( ) આવા કોષ્ટકમા સગત પાઠ મૂકીને યોગ્ય સુધારો કર્યો હોય તેમ જણાય છે, અથવા તો ( ) આવા કોષ્ટકમાં આપીને પ્રત્યતરના પાઠરૂપે જણાવેલો હોય એમ લાગે છે, અને તેને અનુસરીને વિ૦ સં૦ ૧૯૯૫ મા પ્રસિદ્ધ થયેલી શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમદિર દ્વારા પ્રકાશિત આવૃત્તિમા પણ પ્રસ્તુત પાઠ મળે છે. આમ છતા આગમરત્નમજૂષામા પ્રસ્તુત સુધારેલા પાઠને સ્થાન મળ્યુ નથી

શ્રી લા૦ દ૦ વિદ્યામદિરના સગ્રહની વિક્રમના ૨૦મા શતકમા લખાયેલી બાલાવબોધયુક્ત અનુયોગદ્વારસૂત્રની પ્રતિમા મૂલપાઠ તો અન્ય પ્રતિઓના જેવો જ છે, પણ બાલાવબોધમાં સૂક્ષ્મસપરાયચારિત્રગુણપ્રમાણના સક્લિશ્યમાન અને વિશુધ્યમાન તથા પ્રતિપાતિ અને અપ્રતિપાતિ એમ બે પ્રકારે બે ભેદ લખ્યા છે, અને યથાખ્યાતચારિત્રગુણપ્રમાણના પ્રતિપાતિ અને અપ્રતિપાતિ તથા છદ્મસ્થ અને કેવલી એમ બે પ્રકારે બે ભેદ લખ્યા છે આવા જ કોઈ બાલાવબોધના અર્થના આધારે જ જો પં. મુનિ શ્રી કન્હૈયાલાલજી (કમલ) સપાદિત मूलसुत्ताणिમા તથા મુનિ શ્રી પુપ્ફભિક્ષુજી સપાદિત सुत्तागमेના બીજા ભાગમા અનુયોગદ્વારસૂત્રની મૂલવાચનામા આ સ્થળે વધારીને સૂત્રપાઠ આપ્યો હોય તો તેને માન્ય પાઠ ન કહી શકાય [1] मूलसुत्ताणि અને सुत्तागमेમાં આ સ્થાને જે પાઠ આપવામા આવ્યો છે તે કોઈ પણ હસ્તલિખિત પ્રતિમાં મળવો શક્ય નથી એવો અમને વિશ્વાસ છે—સિવાય કે ઉક્ત મુદ્રિત આવૃત્તિ ઉપરથી લખાઈ ને તૈયાર થયેલી કોઈ હસ્તલિખિત અર્વાચીન પ્રતિ હોય.

પ્રસ્તુત પ્રકાશનમાં અનુયોગદ્વારસૂત્રની ટિપ્પણીઓમા જ્યા શેઠ શ્રી દેવચદ લાલભાઈ દ્વારા પ્રકાશિત આવૃત્તિની मु० સજ્ઞા અમે નોંધી છે તેને ઉદ્દેશીને ઉપરની પાઠચર્ચા કરી છે. આ સિવાય જ્યાં मु० સજ્ઞાનો ઉલ્લેખ નથી કર્યો તેવા ટિપ્પણીના પાઠો પ્રમાણે જ શ્રી દે. લા. ની આવૃત્તિમા પાઠો છે (અર્થાત્ અમે मु० સજ્ઞા વારંવાર આપવી ઉચિત માની નથી) તે પૈકીના કેટલાક સ્થાન નીચે પાચ પેરેગ્રાફમાં જણાવીએ છીએ :

૧. મલધારીયા વૃત્તિ પ્રમાણે મૂલમાં સ્વીકારેલા પાઠના પાઠાતરરૂપ શેષ પ્રતિઓના પાઠો નીચે ટિપ્પણીમા મૂક્યા છે. આવા [2]સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૬૫ ટિ૦ ૧૦, પૃ૦ ૬૬ ટિ૦ ૩, પૃ૦ ૬૬ ટિ૦ ૭ અને ૧૧, પૃ૦ ૬૮ ટિ૦ ૧–૧૬–૧૭ અને ૨૩, પૃ૦ ૭૦ ટિ૦ ૪, પૃ૦ ૧૩૩ ટિ૦ ૧૪, અને પૃ૦ ૧૩૭ ટિ૦ ત્રીજી માંનો खं० અને वा० સજ્ઞક પ્રતિઓનો પાઠ આ સ્થાનોમા જેના નીચે અડર લાઈન કરી છે તે ત્રણ ટિપ્પણીઓના પાઠને શ્રી મલધારીજીએ વાચનાતરરૂપે જણાવેલ છે.

પૃ૦ ૧૧૬ ટિ૦ ૬, પૃ૦ ૧૧૭ ટિ૦ ૨ અને ટિ૦ ૯, તથા પૃ૦ ૧૧૮ ટિ૦ ૩, આ ટિપ્પણીઓના પાઠ પ્રમાણે હરિભદ્રીયા વૃત્તિમા વ્યાખ્યાન છે, મલધારીયા વૃત્તિમા આ ટિપ્પણીઓના પાઠોને

---

૧ मूलसुत्ताणि અને सुत्तागमे મા પ્રસ્તુત પાઠ આ પ્રમાણે છે—सुहुमसपरायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—सकिलिस्समाणए य १ विसुज्झमाणए य २। अहवा सुहुमसपरायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। तं जहा—पडिवाई य १ अपडिवाई य २। अहक्खायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—पडिवाई य १ अपडिवाई य २। अहवा अहक्खायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते। त जहा—छउमत्थिए य १ केवलिए य २।

૨ ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિ સક્ષિપ્ત હોવાથી આ સ્થાનોની વ્યાખ્યા તેમા નથી

વાચનાંતરરૂપે જણાવેલ છે શ્રી દે૦ લા૦ આવૃત્તિમા પ્રસ્તુત ટિપ્પણીઓના પાઠ મૂલવાચનામા સ્વીકાર્યા છે

૨ મલધારીયા અને હરિભદ્રીયા વૃત્તિની વ્યાખ્યા પ્રમાણે મૂળમા સ્વીકારેલા પાઠના પાઠાતરરૂપે શેષ પ્રતિઓના પાઠ નીચે ટિપ્પણીમા મૂક્યા છે આવા [1]સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૬૭ ટિ૦ ૧, પૃ૦ ૧૩૨ ટિ૦ ૧, અને પૃ૦ ૧૬૨[2] ટિ૦ ૩ શ્રી દે૦ લા૦ આવૃત્તિમા આ ટિપ્પણીઓ પ્રમાણે મૂલપાઠ છે

૩ ચૂર્ણિ, હરિભદ્રીયા વૃત્તિ અને મલધારીયા વૃત્તિ એમ ત્રણે વ્યાખ્યાગ્રથોને સમ્મત મૂલવાચનામા સ્વીકારેલ પાઠના પાઠાતરરૂપે શેષ પ્રતિઓના પાઠ નીચે ટિપ્પણીમા આપ્યા છે આવા સ્થાન આ પ્રમાણે છે—પૃ૦ ૬૨ ટિ૦ ૮, પૃ૦ ૬૩ ટિ૦ ૨૩, પૃ૦ ૧૧૦[3] ટિ૦ ૯, પૃ૦ ૧૭૦ ટિ૦ ૧૦ અને પૃ૦ ૧૭૭ ટિ૦ ૨ આ સ્થાનો પૈકીના કેવળ પૃ૦ ૬૨ ટિ૦ ૮ના પાઠને મલધારીયા વૃત્તિમા વાચનાતરરૂપે જણાવેલ છે તથા જોકે પૃ૦ ૧૭૦ ટિ૦ ૧૦ ના પાઠ પ્રમાણે જ શ્રી દે૦ લા૦ પ્રકાશિત મલધારીયા વૃત્તિમાં વ્યાખ્યા છે છતા અમે જોયેલી મલધારીયા વૃત્તિની પ્રાચીન પ્રતિઓમા અમે મૂલવાચનામા સ્વીકારેલા પાઠ પ્રમાણે જ વ્યાખ્યા મળે છે આ ટિપ્પણીઓના પાઠ શ્રી દે૦ લા૦ ની આવૃત્તિમા મૂલવાચનામા છે

૪ શ્રી દે૦ લા૦ દ્વારા પ્રકાશિત આવૃત્તિમાં ચાર સ્થળે સૂત્રાશો પડી ગયા છે તે આ પ્રમાણે—૧ પ્રસ્તુત પ્રકાશનના ૩૫૨ [૩] સૂત્રમા આવેલો આ સૂત્રપાઠ—गब्भवक्कतियमणुस्साणं जाव गोयमा ! जह० अगु० अस०, उक्कोसेण तिन्नि गाउयाइं । (પૃ૦ ૧૪૪) ૨ પ્રસ્તુત પ્રકાશનના ૪૨૫[૧] સૂત્રનો આ સમગ્ર પાઠ—जोइसियाणं भंते ! केवइया ओरालियसरीरा प० ? गो० ! जहा नेरइयाण तहा भाणियव्वा[5] । (પૃ૦ ૧૭૨) ૩ પ્રસ્તુત પ્રકાશનના ૫૨૯મા સૂત્રમા આવેલો આ સૂત્રપાઠ—से किं त दव्वसमोयारे ? २ दुविहे पण्णत्ते । त०—आगमतो य[6] नोआगमतो य (પૃ૦ ૧૯૩) ૪ પ્રસ્તુત પ્રકાશનના પૃ૦ ૧૯૪ની છઠ્ઠી પક્તિમા આવેલો આ સૂત્રપાઠ—लोए आयसमोयारेणं आयभावे समोयरति, तदुभयसमोयारेणं अलोए समोयरति आयभावे य ।[7]

૫ અનુયોગદ્વારના ત્રીજા અને ચોથા સૂત્રમા अंगबाहिरस्स પાઠ જ મલધારીયા અને હરિભદ્રીયા વૃત્તિને અભિમત છે ઉપયુક્ત પ્રતિઓ પૈકીની કેવળ वा० સજક પ્રતિ જ આ સ્થાને अणंगपविट्ठस्स પાઠ આપે છે આ પાઠ ચૂર્ણિકારને સમત છે. પ્રસ્તુત પ્રકાશનના ૭૯ મા સૂત્રમા આવેલા

---

૧ ચૂર્ણિ સક્ષિપ્ત હોવાથી આ સ્થાનોની વ્યાખ્યા તેમા નથી

૨ આ ટિપ્પણીમાનો પાઠ કેવળ મુ૦ સજ્ઞાવાળી આવૃત્તિનો છે

૩ આ સ્થાનમા હરિભદ્રીયાવૃત્તિસમ્મત પાઠ ચૂર્ણિ અને મલધારીયા વૃત્તિથી ભિન્ન છે.

૪ આ પાઠ મુનિ શ્રી અમોલકઋષિજીએ સપાદિત કરેલી આવૃત્તિમા તથા શ્રી જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફડ દ્વારા પ્રકાશિત આવૃત્તિમા છે, શેષ આઠ આવૃત્તિઓમા નથી

૫ આ પાઠ રાય શ્રી ધનપતિસિંહજી દ્વારા પ્રકાશિત આવૃત્તિમા છે મુનિ શ્રી અમોલકઋષિસપાદિત આવૃત્તિમા આ પાઠનુ ઉત્તરવાકય તથા પ્રસ્તુત સૂત્ર પછીના ૪૨૫ [૨] સૂત્રનુ પ્રશ્નવાકય નથી, અર્થાત્ પ્રસ્તુત સૂત્રનુ પ્રશ્નવાકય છે શેષ આઠ આવૃત્તિઓમા આ પાઠ નથી

૬ શ્રી જૈન આત્માનદ સભા (ભાવનગર) દ્વારા પ્રકાશિત સક્ષિપ્ત અનુવાદમા આ પાઠનો અનુવાદ છે શેષ નવ આવૃત્તિઓમા આ પાઠ નથી

૭ આ પાઠ શ્રી આગમોદય સમિતિ દ્વારા વિ૦ સ૦ ૧૯૮૦મા પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમા પાઠાતરરૂપે નીચે ટિપ્પણીમા લીધો છે અને તેને અનુસરીને શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમદિર દ્વારા પ્રકાશિત આવૃત્તિમા, મુનિ શ્રી કન્હૈયાલાલજી સપાદિત આવૃત્તિમા અને સુત્તાગમેની આવૃત્તિમા ટિપ્પણીરૂપે જ છે આગમરત્નમજૂષામા આ પાઠને મૂલવાચનામા (          ) આવા કોષ્ઠકમા આપ્યો છે શેષ પાચ આવૃત્તિઓમા આ પાઠ નથી,

एक्केक्के दुविहे પાઠ પ્રમાણે જ મલધારીયા વૃત્તિનુ વ્યાખ્યાન છે, તેમ જ ઉપયુક્ત બધીય પ્રતિઓ પણ આ જ પાઠ આપે છે આથી શ્રી દે૦ લા૦ની આવૃત્તિમાં છપાયેલા "एक्केक्के दुविहे पण्णत्ते । त जहा' આ પાઠને નોંધ્યો નથી ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિમા અહી વ્યાખ્યા નથી અમારા પ્રસ્તુત પ્રકાશનમા આવેલા અનુયોગદ્વારસૂત્રની મૂલવાચના મલધારીયા વૃત્તિના વ્યાખ્યાનને અનુસરીને છે આ હકીકતનુ વાચકોને સ્મરણ રહે

## મૂલવાચનામાં સ્વીકારેલ કેટલાક પાઠોનું સ્પષ્ટીકરણ

પહેલા જણાવેલી વિધિથી પ્રસ્તુત નદિસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રની વાચનાને પ્રત્યતરો અને વ્યાખ્યાગ્રથો સાથે મેળવતા કોઈ વાર [1]ચૂર્ણિસંમત પાઠને, કોઈ વાર [2]હરિભદ્રીયવૃત્તિસમ્મત પાઠને, કોઈ વાર [3]મલયગિરીયવૃત્તિસમ્મત પાઠને, કોઈ વાર [4]મલધારીયવૃત્તિસમ્મત પાઠને, કોઈ વાર ચૂર્ણિ-મલયગિરીયવૃત્તિસમ્મત [5]પાઠને, કોઈ વાર ચૂર્ણિ-હરિભદ્રીયવૃત્તિસમ્મત [6]પાઠને, તો કોઈ વાર હરિભદ્રીયવૃત્તિ-મલધારીયવૃત્તિસમ્મત [7]પાઠને મૂલવાચનામા ઔચિત્યાનુસારે સ્વીકાર્યો છે

ચૂર્ણિ, હરિભદ્રીય વૃત્તિ અને મલયગિરીય વૃત્તિને સમ્મત પાઠના બદલે ઉપયુક્ત બધીય પ્રતિઓમા એકસૂત્રપણે મળતા પાઠને એક સ્થળે મૂલવાચનામા સ્વીકારીને ત્રણેય વ્યાખ્યાઓને સમ્મત પાઠને નીચે ટિપ્પણીમા નોંધ્યો [8]છે.

જ્યા બધીય પ્રતિઓ जाव શબ્દ લખીને લાંબા સૂત્રપાઠને ટૂકાવે છે ત્યા તો પ્રતિઓના પાઠને યથાવત્ રાખ્યો છે, પણ જ્યાં પ્રાચીન એકમાત્ર પ્રતિમા પણ जाव શબ્દ ન લખતા સપૂર્ણ સૂત્રપાઠ મળ્યો છે ત્યા સપૂર્ણ પાઠને જ મૂલવાચનામા [9]સ્વીકાર્યો છે. આમ છતા ટીકાકારની વ્યાખ્યાને અનુસરીને કોઈક વાર जाव શબ્દથી ટૂકાવેલા સૂત્રપાઠો પણ મૂલવાચનામા સ્વીકાર્યા છે

જે પાઠ ઉપયુક્ત કોઈ પણ પ્રતિમા ન મળતા હોય પણ તે પાઠ જરૂરી હોય અર્થાત્ વ્યાખ્યા-

---

૧ જુઓ ૧૬ મા પૃષ્ઠની ૧૩ મી ટિપ્પણી જેના ઉપર છે તે નદિસૂત્રમૂલનો પાઠ આ પાઠ પ્રત્યતરોમા મળે છે કોઈ પણ પ્રત્યતરમા ન મળતો હોય તોપણ ચૂર્ણિસમત પાઠને પ્રાધાન્ય આપીને તે એક સ્થળે મૂલવાચનામા સ્વીકાર્યો છે જુઓ ૪ થા પૃષ્ઠની ૯ મી ટિપ્પણી જેના ઉપર છે તે નદિસૂત્રમૂલનો પાઠ

૨ જુઓ ૧૮૦ મા પૃષ્ઠની ૧૧ મી ટિપ્પણી જેના ઉપર છે તે અનુયોગદ્વાર સૂત્રનો મૂલપાઠ ચૂર્ણિની વ્યાખ્યા સક્ષિપ્ત છે તેથી આ સ્થાને ચૂર્ણિસમ્મત પાઠ ચોક્કસ જાણી શકાતો નથી

૩ જુઓ ૨૦ મા પૃષ્ઠની છઠ્ઠી ટિપ્પણી અને ૨૧ મા પૃષ્ઠની બીજી ટિપ્પણી તથા આ બે ટિપ્પણીઓ જેના ઉપર છે તે નદિસૂત્રનો મૂલપાઠ અહી મૂલમા મૂકેલો પાઠ કોઈ પણ પ્રતિએ આપ્યો નથી

૪ જુઓ ૧૧૯ મા પૃષ્ઠની ૧૮ મી, ૨૦મી અને ૨૫ મી ટિપ્પણી, તથા ૧૮૧ મા પૃષ્ઠની ૧ લી ટિપ્પણી, તેમ જ આ ટિપ્પણીઓ જેના ઉપર છે તે અનુયોગદ્વારસૂત્રનો મૂલપાઠ આ સ્થાનોના પાઠ ચૂર્ણિમા, હરિભદ્રીય વૃત્તિમા કે કોઈ પણ પ્રતિમા નથી ઉપરાત અનુયોગદ્વારસૂત્રના ૩૭ મા સૂત્રમા + + આવા ચિહ્નના મધ્યમા આપેલો પાઠ જુઓ આ પાઠ કેવળ સ૦ સજ્ઞક પ્રતિ જ આપે છે

૫ જુઓ ૪૦ મા પૃષ્ઠની પાચમી ટિપ્પણી તથા આ ટિપ્પણી જેના ઉપર છે તે નદિસૂત્રનો મૂલપાઠ અહી ઉપયુક્ત બધીય પ્રતિઓને અને હરિભદ્રીય વૃત્તિને સમ્મત પાઠ ટિપ્પણીમા આપ્યો છે

૬ જુઓ ૧૬ મા પૃષ્ઠની ૯ મી તથા ૧૯ મા પૃષ્ઠની ૧૧ મી ટિપ્પણી જેના ઉપર છે તે નદિસૂત્રનો મૂલપાઠ.

૭ જુઓ ૧૬૪ મા પૃષ્ઠની ૧ લી તથા ૧૮૦ મા પૃષ્ઠની ૪ થી ટિપ્પણી જેના ઉપર છે તે અનુયોગદ્વારસૂત્રનો મૂલપાઠ

૮ જુઓ ૧૯ મા પૃષ્ઠની ૧ લી ટિપ્પણી અને તે જેના ઉપર છે તે નદિસૂત્રનો મૂલપાઠ

૯ જુઓ ૧૮૩મા પૃષ્ઠની ૧૨ મી ટિપ્પણી અને આ ટિપ્પણી જેના ઉપર છે તે અનુયોગદ્વારસૂત્રના ૪૭૮ થી ૪૮૬ સુધીના સૂત્રો

કારોને અભીષ્ટ હોય તેથી પૂજ્યપાદ આગમોદ્ધારકજીની આવૃત્તિમાંથી મળ્યા હોય તો તે જરૂરી પાઠને અહીં મૂલવાચનામાં જ [૧]સ્વીકાર્યા છે.

ચૂર્ણિનું વ્યાખ્યાન સંક્ષિપ્ત હોવાથી જ્યાં ચૂર્ણિસમ્મત પાઠનો સ્પષ્ટ નિર્ણય ન કરી શકાય ત્યાં ઉપયુક્ત બધીય પ્રતિઓએ એકસૂત્રપણે આપેલા પાઠને મૂલમાં સ્વીકાર્યો છે આ પાઠ ચૂર્ણિકારની સામે નહીં હોય તેવું માનવાને કોઈ આધાર ન હોવાથી ત્રણ સ્થળે મૂલવાચનામાં સ્વીકારીને હરિભદ્રીય-મલધારીગવૃત્તિસમ્મત પાઠને નીચે ટિપ્પણીમાં [૨]આપ્યો છે

ચૂર્ણિ હરિભદ્રીય વૃત્તિ અને મલધારીય વૃત્તિ એમ ત્રણેય વ્યાખ્યાઓમાં જેનું વ્યાખ્યાન ન કર્યું હોય છતાં ઉપયુક્ત બધીય પ્રતિઓ એકસૂત્રપણે જે પાઠ આપતી હોય તેવા પાઠને પણ એક સ્થળે મૂલવાચનામાં [૩]સ્વીકાર્યો છે તથા ચૂર્ણિ અને બે વૃત્તિઓમાં જ્યાં અર્થને સુગમ જણાવ્યો હોય ત્યાં પ્રાચીન પ્રતિઓમાં એકાદ શબ્દ વધારે મળતો હોય તો તેને પણ મૂલવાચનામાં [૪]સ્વીકાર્યો છે.

જ્યાં મલધારીય વૃત્તિસમ્મત પાઠને ઉપયુક્ત કોઈ પણ પ્રતિ આપતી નથી ત્યાં તેને [ ] આવા કોષ્ઠકમાં આપીને મૂલવાચનામાં સ્વીકાર્યો છે[૫] તેમ જ ચૂર્ણિ હરિભદ્રીય વૃત્તિ અને મલધારીય વૃત્તિ એમ ત્રણેય વ્યાખ્યાગ્રંથોને અભિષ્ટ પાઠને જ્યાં કોઈ પણ પ્રતિ આપતી નથી ત્યાં પણ તે [ ] આવા કોષ્ઠકમાં મૂલવાચનામાં સ્વીકારેલ[૬] છે.

અહીં ઉપયુક્ત અનુયોગદ્વારસૂત્રની બધીય પ્રતિઓમાં સૂ ૨૦૧ અને સૂ ૨૦૨ આગળ પાછળ હોવા છતાં ત્રણેય વ્યાખ્યાગ્રંથોના વ્યાખ્યાનક્રમને પ્રાધાન્ય આપીને પ્રસ્તુત બે સૂત્રોનો ક્રમ અમે સ્વયં સુધારીને મૂલવાચનામાં આપ્યો છે

નંદીસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રની મૂલવાચનામાં આપેલા પાઠોના સંબંધમાં અમે કોઈ કોઈ સ્થળે તે તે સ્થાનમાં ચૂર્ણિ, ટીકાઓ અને પ્રતિઓ આ ત્રણ પૈકી કોઈ એકના પાઠને પ્રાધાન્ય આપીને તેનો પાઠ મૂલવાચનામાં સ્વીકાર્યો છે આ વસ્તુમાં તે તે સ્થાનમાં યથાવિધિ સાધક-બાધકતાનો વિચાર કર્યો જ છે તદુપરાંત દીર્ઘ કાર્યકાળને અંતે આગમિક પાઠોનો નિર્ણય કરવા માટે અમને જે અનુભવ મળ્યો છે તે વસ્તુ પણ પાઠનિર્ણય માટે નિમિત્ત બની છે. તેમ છતાં બહુશ્રુત મુનિપુંગવો અને વિદ્વાનોને સંશોધન એવં શુદ્ધિની દૃષ્ટિએ જે કોઈ ખામી જણાય તે અમને જણાવીને જિનાગમવાચનાસંશોધનમાં સહભાગી થાય

ૐ

---

૧ જુઓ પૃ૦ ૮૬ ટિ૦ ૩, પૃ૦ ૧૧૨ ટિ૦ ૭, પૃ૦ ૧૩૬ ટિ૦ ૧૩, અને પૃ૦ ૧૮૬ ટિ૦ ૧—આ ચાર ટિપ્પણીઓ જેના ઉપર છે તે અનુયોગદ્વારસૂત્રનો મૂલપાઠ

૨ જુઓ ૭૪મા પૃષ્ઠની પાંચમી ટિપ્પણી, ૧૭૪મા પૃષ્ઠની ત્રીજી ટિપ્પણી અને ૧૯૧મા પૃષ્ઠની ૧૧મી ટિપ્પણી, તથા આ ટિપ્પણીઓ જેના ઉપર છે તે અનુયોગદ્વાર સૂત્રનો મૂલપાઠ

૩ જુઓ સૂત્રાંક ૧૦૮[૧]માં ⊦⊣ આવા ચિહ્નના મધ્યમાં આપેલો પાઠ

૪ જુઓ ૪૯૫મા સૂત્રમાં ⊦⊣ આવા ચિહ્નના મધ્યમાં આપેલો પાઠ

૫ જુઓ અનુયોગદ્વારસૂત્રના ૮૮ થી ૯૧ સુધીનાં સૂત્રો તથા ૪૭૪મું સૂત્ર

૬ જુઓ અનુયોગદ્વારસૂત્રનું ૫૬૮મું સૂત્ર

# નન્દિસૂત્રવિશેષ

નન્દિસૂત્રમા પાચ જ્ઞાનનો જે વિષય છે તે આવશ્યકનિર્યુક્તિપીઠિકા ગા ૧ થી ૭૯, આવશ્યક નિર્યુક્તિ ઉપરના શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણકૃત વિશેષાવશ્યકમહાભાષ્યમા ગા ૭૯–૮૩૨, તેમ જ આ ઉપરની તેની ચૂર્ણિ-ટીકા આદિ વ્યાખ્યાઓમા સવિશેષ ચર્ચાયેલો જોવામા આવે છે કલ્પભાષ્યપીઠિકામા ગાથા ૨૪થી ૧૪૮ મા પણ પાચ જ્ઞાનનુ વર્ણન છે તેમ જ જીતકલ્પભાષ્ય ગા ૯થી ૧૦૭મા પણ પ્રત્યક્ષ-પરોક્ષનુ વ્યાખ્યાન અને અવધિ આદિ ત્રણ જ્ઞાનનુ સ્વરૂપ ભાષ્યકારે વર્ણવેલુ છે સામાન્યત વિપ્રકીર્ણ રૂપે તો સ્થાનાગ, સમવાયાગ, ભગવતીસૂત્ર, પ્રજ્ઞાપનોપાગ, જીવાભિગમ આદિ જૈન આગમોમા પણ પાંચ જ્ઞાનને લગતી વિવેચના જુદા જુદા પ્રકારે જોવા મળે છે; જ્યારે ઉપર જણાવેલ આવશ્યકનિર્યુક્તિ, વિશેષાવશ્યકમહાભાષ્ય, કલ્પલઘુભાષ્ય અને જીતકલ્પભાષ્યમા પાચ જ્ઞાનનુ વિસ્તૃત અને ક્રમબદ્ધ સ્વરૂપ નિરૂપ્યુ છે ''

નદિસૂત્રચૂર્ણિકાર આદિ સામે કેટલાક એવા પાઠભેદો હતા, જે આજે કોઇ પ્રતિમા જોવામા નથી આવતા જુઓ, પૃ૦ ૩ ટિ૦ ૧ આદિ

સૂત્ર ૫ ગાથા ૨૨મા વીરશાસનની સ્તુતિ છે. આ ગાથા ચૂર્ણકારે સ્વીકારી નથી, પણ શ્રી હરિભદ્રસૂરિકૃત લઘુવૃત્તિમા તથા શ્રી મલયગિરિઆચાર્યકૃત વૃત્તિમાં આ ગાથાની વ્યાખ્યા છે, એટલે તેમના સામે આ ગાથા હતી જ તેમ જ આજે નદિસૂત્રની જે પ્રતિઓ મળે છે તેમા આ ગાથા વિદ્યમાન છે

## સ્થવિરાવલિ (સૂત્ર ૬)

આવશ્યકનિર્યુક્તિની ઉપલબ્ધ તાડપત્ર અને કાગળ ઉપર લખાયેલી પ્રાચીન-પ્રાચીનતમ હસ્તલિખિત પ્રતિઓમા નદિસૂત્રસ્થવિરાવલિની ૪૩ ગાથાઓ, પ્રક્ષિપ્ત સાત ગાથાઓ સાથે કુલ ૫૦ ગાથાઓ લખાયેલી જોવામા આવે છે પરંતુ આવશ્યકસૂત્રની ચૂર્ણિ કે શ્રી હરિભદ્રસૂરિ, શ્રી મલયગિરિસૂરિ, શ્રી તિલકાચાર્ય, શ્રી જ્ઞાનસાગરસૂરિ આદિ કૃત ટીકા–અવચૂર્ણિઓમા આ ગાથાઓ સ્વીકારવામાં આવી નથી; ફક્ત અચલગચ્છીય આચાર્ય શ્રી માણિક્યશેખરસૂરિકૃત આવશ્યકસૂત્રની દીપિકાવ્યાખ્યામા નદિસૂત્રસ્થવિરાવલિની મૂલ અને પ્રક્ષિપ્ત ગાથાઓ એટલે કે કુલ ૫૦ ગાથાઓની વ્યાખ્યા કરવામા આવી છે.

સ્થવિરાવલિ છઠ્ઠા સૂત્રની ૪૦ મી ગાથા આ પ્રમાણે છે

सुमुणियणिच्चाणिच्चं सुमुणियसुत्तत्थधारयं णिच्चं ।
वंदे ह लोहिच्च सब्भावुब्भावणातच्च ॥ ४० ॥

નન્દિસૂત્રની બધી જ પ્રતિઓમા આ ગાથા આ પ્રમાણે જ ઉપલબ્ધ થાય છે ચૂર્ણ-ટીકાકારો પણ આ પ્રમાણેના ગાથાપાઠને અનુસરીને જ વ્યાખ્યા કરે છે શ્રી માણિક્યશેખરસૂરિએ આ ગાથાને આ પ્રમાણે સ્વીકારીને વ્યાખ્યા કરી છે

सुमुणियणिच्चाणिच्चं सुमुणियसुत्तत्थधारय वंदे ।
सब्भावुब्भावणया तत्थ लोहिच्चणामाणं ॥

અસ્તુ પ્રારભમા જણાવ્યા પ્રમાણે જૈન આગમોમાં વિસ્તૃત અને ક્રમબદ્ધ તેમ જ વિપ્રકીર્ણ રૂપે પાચ જ્ઞાનને લગતી અનેકવિધ સમ-વિષમ તેમ જ વિશેષરૂપ સામગ્રી પ્રાપ્ત થતી હોવાથી વિદ્વાનો તેથી પણ સુપરિચિત રહે, એ માટે અમે 'નદિસૂત્રવિશેષ'ને નામે તે વસ્તુ અને તેના સ્થળોની નોંધ અથવા યાદી અહીં આપીએ છીએ—

## સૂત્ર ૮

णाणं पचविह पण्णत्त० ઇત્યાદિ સૂત્ર અનુયોગદ્વારસૂત્રમા પહેલા સૂત્ર તરીકે અક્ષરશઃ છે

સ્થાનાગસૂત્ર સ્થાન ૫, ઉ૦ ૩, ૪૬૩ મુ સૂત્ર નદિસૂત્રના પ્રસ્તુત સૂત્રના ભાવને મળતુ છે તે આ પ્રમાણે—

पचविहे णाणे पं०, त०—आभिणिबोहियणाणे सुयणाणे ओहिणाणे मणपज्जवणाणे केवलणाणे।

સ્થાનાગસૂત્રમા અજ્ઞાનના ત્રણ પ્રકાર કહ્યા છે—

अन्नाणे तिविहे प०, त०—देसऽण्णाणे सव्वऽन्नाणे भावऽन्नाणे।

(સ્થાનાગ૦ સ્થા૦ ૩, ઉ૦ ૩, સૂ૦ ૧૮૭, પત્ર ૧૫૩)

સ્થાનાગસૂત્રમા પાચ જ્ઞાનનુ સક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે છે—

दुविहे नाणे पं०, त०-पच्चक्खे चेव परोक्खे चेव १। पच्चक्खे नाणे दुविहे पन्नत्ते, त०-केवलनाणे चेव नोकेवलनाणे चेव २। केवलनाणे दुविहे प०, त०-भवत्थकेवलनाणे चेव सिद्धकेवलणाणे चेव ३। भवत्थकेवलणाणे दुविहे पं०, त०-सजोगिभवत्थकेवलणाणे चेव अजोगिभवत्थकेवलणाणे चेव ४। सजोगिभवत्थकेवलणाणे दुविहे पं०, त०-पढमसमयसजोगिभवत्थकेवलणाणे चेव अपढमसमयसजोगिभवत्थकेवलणाणे चेव, अहवा चरिमसमयसजोगिभवत्थकेवलणाणे चेव अचरिमसमयसजोगिभवत्थकेवलणाणे चेव ५-६। एव अजोगिभवत्थकेवलनाणे ७-८। सिद्धकेवलणाणे दुविहे प०, त०-अणतरसिद्धकेवलणाणे चेव परपरसिद्धकेवलनाणे चेव ९। अणतरसिद्धकेवलनाणे दुविहे प०, तं०-एक्काणतरसिद्धकेवलणाणे चेव अणेक्काणतरसिद्धकेवलणाणे चेव १०। परपरसिद्धकेवलणाणे दुविहे पं०, त०-एक्कपरपरसिद्धकेवलणाणे चेव अणेक्कपरपरसिद्धकेवलणाणे चेव ११। णोकेवलणाणे दुविहे प०, त०-ओहिणाणे चेव मणपज्जवणाणे चेव १२। ओहिणाणे दुविहे प०, तं०-भवपच्चइए चेव खओवसमिए चेव १३। दोण्ह भवपच्चइए पन्नत्ते, त०-देवाण चेव नेरइयाणं चेव १४। दोण्हं खओवसमिए प०, त०-मणुस्साण चेव पचिदियतिरिक्खजोणियाण चेव १५। मणपज्जवणाणे दुविहे प०, तं०-उज्जुमति चेव विउलमति चेव १६। परोक्खे णाणे दुविहे पन्नत्ते, त०-आभिणिबोहियणाणे चेव सुयनाणे चेव १७। आभिणिबोहियणाणे दुविहे प०, त०-सुयनिस्सिए चेव असुयनिस्सिए चेव १८। सुयनिस्सिए दुविहे प०, तं०-अत्थोग्गहे चेव वजणोग्गहे चेव १९। असुयणिस्सिते वि एसेव २०। सुयनाणे दुविहे प०, त०-अंगपविट्ठे चेव अगबाहिरे चेव २१। अगबाहिरे दुविहे प०, त०-आवस्सए चेव आवस्सयवइरित्ते चेव २२। आवस्सयवतिरित्ते दुविहे प०, त०-कालिए चेव उक्कालिए चेव २३।

(સ્થાનાગ૦ સ્થા૦ ૨, ઉ૦ ૧, સૂ૦ ૭૧, પત્ર ૪૯)

## સૂત્ર ૧૨

અવધિ, મન પર્યવ અને કેવલજ્ઞાન, આ ત્રણ નોઇન્દ્રિયપ્રત્યક્ષજ્ઞાન ધરાવનાર આત્માઓને સ્થાનાગસૂત્રમા જિન, કેવલી અને અર્હત્ તરીકે જણાવ્યા છે—

ततो जिणा प०, त०-ओहिणाणजिणे मणपज्जवणाणजिणे केवलणाणजिणे १। ततो केवली प०, त०-ओहिनाणकेवली मणपज्जवणाणकेवली केवलनाणकेवली २। ततो अरहा प०, त०-ओहिनाणअरहा मणपज्जवनाणअरहा केवलनाणअरहा ३।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૩, ઉ૦ ૪, સૂ૦ ૨૨૦, પત્ર ૧૭૪)

दस ठाणाइं छउमत्थे ण सव्वभावेणं न जाणति न पासति, त०–धम्मत्थिगात जाव वात (?), अयं जिणे भविस्सति वा ण वा भविस्सति, अयं सव्वदुक्खाणमंत करेस्सति वा ण वा करेस्सति, एताणि चेव उप्पन्ननाणदसणधरे अरहा जाव अय सव्वदुक्खाणमत करेस्सति वा ण वा करेस्सति।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૧૦, ઉ૦ ૩, સૂ૦ ૭૫૪, પત્ર ૫૦૫)

## સૂત્ર ૧૩

कतिविहा ण भते! ओही पण्णत्ता? गोयमा! दुविहा ओही पण्णत्ता। त जहा–भवपच्चइया य खओवसमिया य। दोण्ह भवपच्चइया, त जहा–देवाण य णेरइयाण य। दोण्ह खओवसमिया, त जहा–मणूसाण पचेंदियतिरिक्खजोणियाण य।

(પ્રજ્ઞાપનાસૂત્ર પદ ૩૩, સૂ૦ ૧૯૮૨, પૃષ્ઠ ૪૧૫)

कइविहे ण भते! ओही पन्नत्ता? गोयमा! दुविहा पन्नत्ता–भवपच्चइए य खओवसमिए य, एव सव्वं ओहिपद भाणियव्व।

'कइविहे' इत्यादि। अत्रावसरे प्रज्ञापनायास्त्रयस्त्रिशत्तम पदमन्यूनमध्येयमिति।

(સમવાયાગસૂત્ર સૂ૦ ૧૫૩ અને ટીકા, પત્ર ૧૪૫–૪૬)

## સૂત્ર ૧૫

छव्विहे ओहिणाणे पं०, तं०–आणुगामिते अणाणुगामिते वड्ढमाणते हीयमाणते पडिवाती अपडिवाती।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૬, ઉ૦ ૩, સૂ૦ ૬૨૫, પત્ર ૩૭૦)

दोहि ठाणेहिं आया अधोलोग जाणइ पासइ, त०–समोहतेण चेव अप्पाणेणं आया अहेलोगं जाणइ पासइ, असमोहतेणं चेव अप्पाणेण आया अहेलोगं जाणइ पासइ १। आधोहिसमोहतास-मोहतेण चेव अप्पाणेणं आया अहेलोगं जाणइ पासइ। एव तिरियलोगं २ उड्ढलोगं ३ केवलकप्प लोग ४। दोहि ठाणेहिं आया अधोलोगं जाणइ पासइ, त०—विउव्वितेण चेव अप्पाणेणं आता अधोलोग जाणइ पासइ, अविउव्वितेण चेव अप्पाणेण आता अधोलोगं जाणइ पासइ १। एव तिरियलोगं ४।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૨, ઉ૦ ૨, સૂ૦ ૮૦)

સ્થાનાંગસૂત્રમાં સાત પ્રકારના વિભંગજ્ઞાનનું સ્વરૂપ આ પ્રમાણે છે :

सत्तविहे विभगणाणे प०, तं०—एगदिसिलोगाभिगमे १ पंचदिसिलोगाभिगमे २ किरियावरणे जीवे ३ मुदग्गे जीवे ४ अमुदग्गे जीवे ५ रूपी जीवे ६ सव्वमिणं जीवा ७। तत्थ खलु इमे पढमे विभगणाणे—जया ण तहारूवस्स समणस्स वा माहणस्स वा विभगणाणे समुप्पज्जति, से ण तेण विभगणाणेणं समुप्पन्नेणं पासति पातीणं वा पडीण वा दाहिण वा उदीणं वा उड्ढं वा जाव सोहम्मे कप्पे, तस्स णमेवं भवति—अत्थि णं मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने एगदिसि लोगाभिगमे, सतेगतिया समणा वा माहणा वा एवमाहसु पंचदिसि लोगाभिगमे, जे ते एवमाहसु मिच्छ ते एवमाहसु, पढमे विभंगनाणे १। अहावरे दोच्चे विभगनाणे—जता ण तहारूवस्स समणस्स वा माहणस्स वा विभगणाणे समुप्पज्जति, से णं तेणं विभंगणाणेणं समुप्पन्नेणं पासति पातीणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा उड्ढं वा जाव सोहम्मे कप्पे, तस्स णमेवं भवति–अत्थि णं मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने पचदिसिं लोगाभिगमे, सतेगतिता समणा वा माहणा वा एवमाहसु–

एगदिसि लोयाभिगमे, जे ते एवमाहसु मिच्छ ते एवमाहसु, दोच्चे विभगणाणे २। अहावरे तच्चे विभगनाणे–जया ण तहारूवस्स समणस्स वा माहणस्स वा विभगणाणे समुप्पज्जति, से ण तेणं विभगणाणेण समुप्पन्नेण पासति पाणे अतिवातेमाणे मुस वतेमाणे अदिन्नमादितमाणे मेहुण पडिसेवमाणे परिग्गह परिगिण्हमाणे राइभोयण भुंजमाणे वा पाव च णं कम्म कीरमाण णो पासति, तस्स णमेव भवति—अत्थि ण मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने किरितावरणे जीवे, सतेगतिता समणा वा माहणा वा एवमाहंसु—नो किरितावरणे जीवे, जे ते एवमाहसु मिच्छं ते एवमाहसु, तच्चे विभंगणाणे ३। अहावरे चउत्थे विभगणाणे—जया ण तथारूवस्स समणस्स वा माहणस्स वा जाव समुप्पज्जति, से णं तेण विभंगणाणेण समुप्पन्नेणं देवामेव पासति, बाहिरऽब्भतरते पोग्गले परितादितित्ता पुढेगत्त णाणत्त फुसिया फुरेत्ता फुट्टित्ता विकुव्वित्ता ण विकुव्वित्ता णं चिट्ठित्तए. तस्स णमेव भवति–अत्थि ण मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने मुदग्गे जीवे, सतेगतिता समणा वा माहणा वा एवमाहसु—अमुदग्गे जीवे, जे ते एवमाहंसु मिच्छ ते एवमाहसु, चउत्थे विभगनाणे ४। अहावरे पचमे विभंगणाणे–जया ण तधारूवस्स समणस्स जाव समुप्पज्जति, से ण तेण विभगणाणेण समुप्पन्नेण देवामेव पासति बाहिरऽब्भतरए पोग्गलए अपरितादितित्ता पुढेगत्त णाणत्त जाव विउव्वित्ता ण चिट्ठित्तते, तस्स णमेवं भवति–अत्थि जाव समुप्पन्ने अमुदग्गे जीवे, सतेगतिता समणा वा माहणा वा एवमाहसु—मुदग्गे जीवे, जे ते एवमाहसु मिच्छ ते एवमाहंसु, पंचमे विभगणाणे ५। अहावरे छट्ठे विभगणाणे—जया ण तधारूवस्स समणस्स वा माहणस्स वा जाव समुप्पज्जति, से ण तेण विभगणाणेण समुप्पन्नेण देवामेव पासति, बाहिरऽब्भतरते पोग्गले परितादितित्ता वा अपरियादितित्ता वा पुढेगत्त णाणत्तं फुसेत्ता जाव विकुव्वित्ता ण चिट्ठित्तते, तस्स णमेव भवति–अत्थि ण मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने रूवी जीवे, सतेगतिता समणा वा माहणा वा एवमाहंसु–अरूवी जीवे, जे ते एवमाहसु मिच्छ ते एवमाहसु, छट्ठे विभगणाणे ६। अहावरे सत्तमे विभगणाणे–जया णं तहारूवस्स समणस्स वा माहणस्स वा विभगणाणे समुप्पज्जति, से ण तेण विभगणाणेणं समुप्पन्नेण पासइ सुहुमेण वायुकातेण फुड पोग्गलकाय एतत वेतत चलत खुब्भत फदत घट्टत उदीरेत त त भाव परिणमत, तस्स णमेवं भवति–अत्थि ण मम अतिसेसे णाण-दसणे समुप्पन्ने सव्वमिण जीवा, सतेगतिता समणा वा माहणा वा एवमाहसु—जीवा चेव अजीवा चेव, जे ते एवमाहसु मिच्छ ते एवमाहंसु, तस्स णमिमे चत्तारि जीवनिकाया णो समुवगता भवति, त०–पुढविकाइया आउ० तेउ० वाउकाइया, इच्चेतेहिं चउहि जीवनिकाएहिं मिच्छादंड पवत्तेइ, सत्तमे विभगणाणे ७।

(સ્થાનાગ० સ્થા० ७, ઉ० ३, સૂ० ५४२, પત્ર ३८२–८३)

## સૂત્ર ૪૭

સ્થાનાગસૂત્રમા બુદ્ધિ-મતિના પ્રકારો આ પ્રમાણે છે

चउव्विहा बुद्धी प०, त०–उप्पत्तिता वेणतिता कम्मिया पारिणामिया। चउव्विधा मई प०, त०–उग्गहमती ईहामती अवायमती धारणामती। अथवा चउव्विहा मती प०, त०—अरजरोदगसमाणा वियरोदयसमाणा सरोदगसमाणा सागरोदगसमाणा।

(સ્થાનાગ० સ્થા० ૪, ઉ० ૪, સૂ० ૩૬૪, પત્ર ૨૮૧)

## સૂત્ર ૪૮ થી ૫૪

સ્થાનાગસૂત્રમા અવગ્રહ, ઈહા, અપાય અને ધારણાના ભેદ પ્રકારાતરે આ પ્રમાણે પણ મળે છે

छव्विहा उग्गहमती प०, त०—खिप्पमोगिण्हति बहुमोगिण्हति बहुविधमोगिण्हति धुवमोगिण्हति अणिस्सियमोगिण्हइ असंदिद्धमोगिण्हइ। छव्विहा ईहामती प०, त०—खिप्पमीहति बहुमीहति जाव असदिद्धमीहति। छव्विहा अवायमती प०, त०—खिप्पमवेति जाव असदिद्धं अवेति। छव्विधा धारणा प०, त०—बहु धारेइ बहुविह धारेइ पोराण धारेति दुद्धर धारेति अणिस्सित धारेति असदिद्ध धारेति।

(સ્થાનાગ૦ સ્થા૦ ૬, ઉ૦ ૩, સૂ૦ ૫૧૦)

## સૂત્ર ૫૧

आभिणिबोहियणाणस्स ण छव्विहे अत्थोग्गहे प०, त०—सोइंदियअत्थोग्गहे जाव नोइदियअत्थोग्गहे।

(સ્થાનાગ૦ સ્થા૦ ૬, ઉ૦ ૩, સૂ૦ ૬૨૫, પત્ર ૩૭૦)

छव्विहे अत्थुग्गहे प०, त०—सोइदियअत्थुग्गहे चक्खुइदियअत्थुग्गहे घाणिदियअत्थुग्गहे जिब्भिदियअत्थुग्गहे फासिंदियअत्थुग्गहे नोइंदियअत्थुग्गहे।

(સમવાયાગસૂત્ર સમ૦ ૬, પત્ર ૧૧)

## સૂત્ર ૬૮–૭૦

આ ત્રણ સૂત્રોમા कालिकोपदेश, हेतूपदेश અને दृष्टिवादोपदेश એમ ત્રણ પ્રકારના સન્નિશ્રુતની જે વ્યાખ્યા આપી છે તે કરતા જુદા પ્રકારની વ્યાખ્યા આવશ્યકચૂર્ણિકારે કરી છે આવશ્યકચૂર્ણિકારને બાદ કરતા જૈનશાસ્ત્રમાં સર્વત્ર નન્દિસૂત્રકારની વ્યાખ્યાને જ સ્થાન મળ્યુ છે બન્નેય વ્યાખ્યાકારોની વ્યાખ્યાને ધ્યાનમા લેતા એ સ્પષ્ટ જણાય છે કે—નન્દિસૂત્રકાર મતિજ્ઞાનને લક્ષમા રાખીને સન્નિપદની વ્યાખ્યા કરે છે, જ્યારે આવશ્યકચૂર્ણિકાર શ્રુતજ્ઞાનને લક્ષમા રાખીને સન્નિપદની વ્યાખ્યા કરે છે આવશ્યકચૂર્ણિનો પાઠ આ પ્રમાણે છે

इयाणि सण्णिसुय भण्णति—**सण्णी** णाम जो सजाणति, ईहाऽपोहादिगुणजुत्तो त्ति वुत्तं भवति, तस्स ज सुत त सण्णिसुत भण्णति त च तिविह, त जहा—कालिओवदेसेण १ हेतुगोवदेसेण २ दिट्ठिवाइओवदेसेण ३ ति। तत्थ **कालिओवदेसो** णाम जो सज्ञाओ कालनियमेण पढिज्जति सो कालिओ भण्णति, तस्स उवदेसो कालिओवएसो, तेण जस्स अत्थि ईहाऽवूहा मग्गणा य गवेसणा सो **कालिओवदेसेण सण्णी** भण्णति। सो पुण सण्णी सद्द सोऊण तस्स अत्थं ईहितुकामो अणंतपदेसिए खंधे मणपाउग्गे अणंते कायजोगेण घेत्तु मणयति, ततो तस्स सण्णिणो जहा चक्खुसामत्थजुत्तस्स पुरिसस्स पगाससजुत्ते रूवे उवलद्धी भवति एव तस्स वि सोइदियाईहिं पंचहि मणेण य जुत्तस्स सद्द सोऊण अत्थोवलद्धी भवति, से त्तं **कालिओवदेसेणं सण्णिसुतं** भण्णति १। इयाणि हेउगोवएसेण सण्णिसुत भण्णति—तत्थ हेउगोवएसो त्ति वा कारणोवएसो त्ति वा पगरणोवएसो त्ति वा एगट्ठा। सो य हेउगोवएसो **गोविंदणिज्जुत्ति**मादितो, तम्मि भणिते जस्स अभिसधारणपुव्विया करणसत्ती अत्थि सो सन्नी लब्भति **अभिसंधारणपुव्विया** णाम मणसा पुव्वापर सचितिऊण जा पवित्ती निवित्ती वा सा अभिसधारणपुव्विगा करणसत्ती भण्णति, सा य जेसिं अत्थि ते जीवा ज सद्दं सोऊण बुज्झति तं **हेउगोवएसेण सण्णिसुयं** भण्णति २। इयाणि दिट्ठिवाइगोवदेसेणं सण्णिसुय भण्णइ—तत्थ **दिट्ठिवाओ** चोद्दस पुव्वाणि, तस्स उवदेसो दिट्ठिवाओवदेसो तेण, जेहि कम्मेहिं सण्णिभावो आवरितो तेसि केसिंचि खएण केसिंचि उवसमेणं सण्णिभावो लब्भति, सो य सण्णी जं सद्द सुणेति सुणित्ता य पुव्वावर बुज्झति तं **दिट्ठिवाइओवदेसेण सण्णिसुयं** भण्णति ३। से त्तं सन्निसुतं।

इयाणि कालिय-हेतुय-दिट्ठिवाइओवदेसेण चेव असण्णिसुय भण्णइ। तत्थ **कालिओवएसेण** जहा—जस्स णत्थि ईहाऽवूहा मग्गणा गवेसणा सो असन्नी भवति, तस्स य सद्द सोऊण अव्वत्ता अत्थोवलद्धी भवति। कह ?, जहा पित्तमुच्छियस्स मज्जाईहिं वा दव्वेहिं मत्तस्स, जहा य से सद्दविसओवलद्धी अव्वत्ता रूव-गध-रस-फासाण वि जा अत्थोवलद्धी सा वि अव्वत्ता चेव भवति, से त्त **कालिओवएसेण असन्निसुयं** १। इयाणि **हेउगोवएसेण असन्निसुय**—जस्स ण अभिसधारणपुव्विया करणसत्ती णत्थि सो असन्नी भवति, सो य तीए तहाविहाए सत्तीए अभावेण जं सद्दादि अत्थ उवलभति, त अव्वत्त उवलभति से त्तं **हेउगोवदेसेणं असण्णिसुयं** २। इयाणिं **दिट्ठिवादिओवएसेण असण्णिसुयं** भण्णति, तं जहा—अत्थि ते असण्णिणो बेइंदियाई जेसिं असण्णिसुतावरणकम्मोदएण सोयव्वयलद्धी चेव णत्थि, केसिंचि पुण असन्नीणं पचेंदियाण सोइंदियावरणस्स कम्मस्स खओवसमेण असण्णिसुयलद्धी भवति, तेसि पि जा सद्दादिसु अत्थेसु उवलभियव्वएसु लद्धी सा वि अव्वत्ता चेव, से त्त **दिट्ठिवाइगोवदेसेणं असण्णिसुयं** भण्णति ३। एय च असण्णिसुत असण्णिपचिंदिअं पडुच्च एवं भणिय। एगिदिय-बेइंदिय-तेइंदिय-चउरिंदियाण य मइ-सुयाणि अण्णोण्णाणुगयाणि त्ति काउं तेसिं पि तिविहेण वि कालिग-हेउग-दिट्ठिवादिओवदेसेण सण्णिसुय-असण्णिसुयाण तुल्ले वि जीवभावत्ते को पतिविसेसो ? आयरिओ आह—जहा तुल्ले लोहभावे जा तिण्हया चक्करयणस्स तओ बहुगुणपरिहीणा पिंडलोहसत्थस्स, तओ परिहीणतरा अपिंडलोहसत्थस्स, एव जा सण्णीणं इंदिओवलद्धी सा बहुगुणपरिहीणा असन्निपचिंदियाण, ततो बहुगुणपरिहीणा जहाणुक्कमेण चतुरिंदिय-तेइंदिय-बेइंदिय-एगेंदियाण ति। से त्तं असण्णिसुत।

**अण्णे** पुण—सामण्णेण जस्स णं ईहाऽपोह-मग्गण-गवेसणा अत्थि से सण्णी लब्भइ, जस्स णत्थि से असण्णी, से त **कालिओवएसेणं** १। जस्स ण अभिसधारणपुव्विका करणसत्ती से सण्णी लब्भइ, जस्स णत्थि सो अस्सण्णी से तं **हेतु०** २। सण्णिसुयस्स खओवसमेण सण्णी असण्णिसुयस्स खओवसमेण असण्णी, से त्त **दिट्ठिवाइओवदेसेणं** ३। से त्त सण्णिसुत, से त्त असण्णिसुत ४।

(આવશ્યકચૂર્ણિ, પૂર્વભાગ, પત્ર ૩૦–૩૨)

## સૂત્ર ૭૨ [૧]

આ સૂત્રમા આવતા મિથ્યા શ્રુતના બધા જ નામો અનુયોગદ્વારસૂત્રના ૪૯ મા સૂત્રમાં (પૃ૦ ૧૮) લૌકિક ભાવશ્રુતના વ્યાખ્યાનમાં છે

## સૂત્ર ૮૧–૮૬

આ સૂત્રમા આવતા અગબાહ્ય શ્રુતના બધાં જ નામો પાક્ષિકસૂત્રના સૂત્રકીર્તનવિભાગમા છે

## સૂત્ર ૮૩

નન્દિસૂત્ર તેમ જ પાક્ષિકસૂત્રના સૂત્રકીર્તનવિભાગમા सूरपण्णत्तिને ઉત્કાલિકશ્રુત તરીકે જણાવેલ છે, જ્યારે સ્થાનાગસૂત્રમા सूरपण्णत्तिને કાલિક જણાવી છે—

तओ पन्नत्तीओ कालेण अहिज्जंति, त०—चंदपन्नत्ती सूरपन्नत्ती दीवसागरपण्णत्ती।

(સ્થાનાગ૦ સ્થા૦ ૩, ઉ૦ ૧, સૂત્ર ૧૫૨, પત્ર ૧૨૬)

તથા નન્દિસૂત્ર અને પાક્ષિકસૂત્રમા जंबुद्दीवपण्णत्तिને કાલિક શ્રુત તરીકે ઓળખાવી છે, જ્યારે સ્થાનાગસૂત્રમા તેનુ નામ જ નથી; પરતુ 'ચાર પ્રજ્ઞપ્તિસૂત્રો અગબાહ્ય છે' એવુ એક સૂત્ર છે—

चत्तारि पन्नत्तीओ अंगवाहिरियातो प०, त०—चंदपन्नत्ती सूरपन्नत्ती जंबुद्दीवपन्नत्ती दीवसागरपन्नत्ती।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૪, ઉ૦ ૧, સૂત્ર ૨૭૭, પત્ર ૨૦૫)

## સૂત્ર ૮૪

छत्तीस उत्तरज्झयणा प०, तं०—विणयसुय १ परीसहो २ चाउरंगिज्ज ३ असखय ४ अकाममरणिज्ज ५ पुरिसविज्जा ६ उरब्भिज्जं ७ काविलियं ८ नमिपव्वज्जा ९ दुमपत्तयं १० बहुसुयपूजा ११ हरिएसिज्ज १२ चित्तसभूयं १३ उसुयारिज्ज १४ सभिक्खुगं १५ समाहिठाणाइं १६ पावसमणिज्जं १७ सजइज्जं १८ मियचारिया १९ अणाहपव्वज्जा २० समुद्दपालिज्जं २१ रहनेमिज्जं २२ गोयमकेसिज्ज २३ समितीओ २४ जन्नतिज्ज २५ सामायारी २६ खलुंकिज्जं २७ मोक्खमग्गगई २८ अप्पमाओ २९ तवोमग्गो ३० चरणविही ३१ पमायठाणाइं ३२ कम्मपयडी ३३ लेसज्झयणं ३४ अणगारमग्गे ३५ जीवाजीवविभत्ती य ३६।

(સમવાયાંગસૂત્ર સમ૦ ૩૬, પત્ર ૬૪)

छव्वीस दसा-कप्प-ववहाराण उद्देसणकाला पं०, तं०—दस दसाण, छ कप्पस्स, दस ववहारस्स।

(સમવાયાંગસૂત્ર સમ૦ ૨૬, પત્ર ૪૫)

तेणं कालेणं तेण समएण कप्पस्स समोसरणं णेयव्वं जाव गणहरा सावच्चा णिरवच्चा वोच्छिण्णा।

टीका–'कप्पस्स समोसरणं नेयव्वं' ति इहावसरे **कल्पभाष्य**क्रमेण समवसरणवक्तव्यताऽध्येया, सा **चावश्यको**क्ताया न व्यतिरिच्यते, **वाचनान्तरे** तु **पर्युषणाकल्पो**क्तक्रमेणेत्यभिहितम्, कियद्दूरमित्याह—'जाव गणे' त्यादि, तत्र गणधरः पञ्चमः सुधर्माख्यः सापत्य॰, शेषा निरपत्याः–अविद्यमानशिष्यसन्ततय इत्यर्थः। 'वोच्छिन्न' त्ति सिद्धा इति, तथाहि—

परिनिव्वुया गणहरा जीयंते नायए नव जणा उ।
इंदभूई सुहम्मे य रायगिहे निव्वुए वीरे ॥ १ ॥ त्ति।

(સમવાયાંગ૦ સૂત્ર ૧૫૭, અને ટીકા, પત્ર ૧૫૦, ૧૫૭)

चोयालीसं अज्झयणा इसिभासिया दियलोगचुयाभासिया पं०।

(સમવાયાંગ૦ સમ૦ ૪૪, પત્ર ૬૮)

अट्ठावीसविहे आयारपकप्पे प०, त०—मासिया आरोवणा ६ सपचराई मासिया आरोवणा ७ सदसराइमासिया आरोवणा ८ [सपणरसरातमासिया आरोवणा ९ सवीसतिराइमासिया आरोवणा १० सपचवीसरायमासियारोवणा ११] एवं चेव दोमासिया आरोवणा १२ सपंचराई दोमासिया आरोवणा० १३–१७, एवं तिमासिया आरोवणा १८–२३, चउमासिया आरोवणा २४ उवघाइया आरोवणा २५ अणुवघाइया आरोवणा २६ कसिणा आरोवणा २७ अकसिणा आरोवणा २८ एताव ताव आयारपकप्पे एताव ताव आयरियव्वे।

(સમવાયાંગ૦ સમ૦ ૨૮, પત્ર ૪૭)

खुड्डियाए णं विमाणपविभत्तीए पढमे वग्गे सत्ततीस उद्देसणकाला प०।

(સમવાયાંગ૦ સમ૦ ૩૭, પત્ર ૬૫)

खुड्डियाए ण विमाणपविभत्तीए बितिए वग्गे अट्ठतीस उद्देसणकाला प०।

(સમવાયાંગ૦ સમ૦ ૩૮, પત્ર, ૬૫)

खुड्डियाए ण विमाणपविभत्तीए तइए वग्गे चत्तालीस उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૦, પત્ર ૬૬)

महल्लियाए ण विमाणपविभत्तीए पढमे वग्गे एक्कचत्तालीसं उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૧, પત્ર ૬૬)

महल्लियाए ण विमाणपविभत्तीए बितिए वग्गे बायाल्लीस उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૨, પત્ર ૬૭)

महल्लियाए ण विमाणपविभत्तीए तइए वग्गे तेयालीस उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૩, પત્ર ૬૮)

महल्लियाए ण विमाणपविभत्तीए चउत्थे वग्गे चोयालीस उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૪, પત્ર ૬૮)

महल्लियाए ण विमाणपविभत्तीए पंचमे वग्गे पणयालीस उद्देसणकाला प० ।
(સમવાયાગ૦ સમ૦ ૪૫, પત્ર ૬૯)

## સૂત્ર ૮૬-૧૧૮

દ્વાદશાગીનુ સ્વરૂપ વર્ણવતા આ જ સૂત્રો નજીવા અથવા સામાન્ય ફેરફાર સાથે લગભગ અક્ષરશ કહી શકાય તે રીતે સમવાયાગસૂત્રમા દ્વાદશાગગણિપિટકરૂપે લેવામા અથવા સધરવામા આવ્યા છે જુઓ સમવાયાગ૦ સૂત્ર ૧૩૬ થી ૧૪૮, પત્ર ૧૦૬ થી ૧૩૨

## સૂત્ર ૮૭

आयारस्स ण भगवओ सचूलिआयस्स पणवीस अज्झयणा प०, त०—
सत्थपरिण्णा १ लोगविजओ २ सीओसणीअ ३ सम्मत्त ४ ।
आवति ५ धुय ६ विमोहो ७ उवहाणसुय ८ महपरिण्णा ९ ॥ १ ॥
पिंडेसण १० सिज्जिरिया ११-१२ भासज्झायणा १३ य वत्थ-पाएसा १४-१५ ।
उग्गहपडिमा १६ सत्तिक्कसत्तया २३ भावण २४ विमुत्ती २५ ॥ २ ॥
निसीहज्झयणं पणवीसइम (? छव्वीसइम) ।
(સમવાયાગ૦ સમ૦ ૨૫, પત્ર ૪૪)

नव बंभचेरा प०, त०—
सत्थपरिण्णा १ लोगविजओ २ सीओसणिज्ज ३ सम्मत्त ४ ।
आवंति ५ धुत ६ विमोहो ७ उवहाणसुय ८ महपरिण्णा ९ ॥ १ ॥
(સમવાયાગ૦ સમ૦ ૯, પત્ર ૧૪)

आयारस्स ण भगवओ सचूलिआगस्स अट्ठारस पयसहस्साइं पयग्गेण पण्णत्ताइ ।

टीका—तथा 'आचारस्य' प्रथमाङ्गस्य 'सचूलिकाकस्य' चूडासमन्वितस्य, तस्य हि पिण्डैषणाद्याः पञ्च चूलाः द्वितीयश्रुतस्कन्धात्मिकाः, स च नवब्रह्मचर्याभिधानाध्ययनात्मकप्रथमश्रुतस्कन्धरूपः, तस्यैव चेद प्रमाणम्, न चूलानाम् । यदाह—

नवबंभचेरमइओ अट्ठारसपयसहस्सिओ वेओ ।
हवइ य सपञ्चचूलो बहु-बहुतरओ पयग्गेणं ॥ १ ॥ ति ।

यच्च सचूलिकाकस्येति विशेषणं तत् तस्य चूलिकासत्ताप्रतिपादनार्थम्, न तु पदप्रमाणाभिधानार्थम्। यतोऽवाचि **नन्दीटीकाकृता**—"अट्ठारसपयसहस्साणि पुण पढमसुयक्खंधस्स नवबंभचेरमइयस्स पमाणं, विचित्ताणि य सुत्ताणि गुरुवएसओ तेसिं अत्थो जाणियव्वो त्ति" [नन्दीहरिभद्रीया वृत्ति पत्र ७६]। पदसहस्राणीह यत्रार्थोपलब्धिस्तत् पदम्। 'पदाग्रेण' इति पदपरिमाणेन।

(સમવાયાંગ૦ સમ૦ ૧૮, પત્ર ૩૫–૩૬)

आयारस्स णं भगवओ सचूलियागस्स पचासीइं उद्देसणकाला प०।

टीका–तत्र 'आचारस्य' प्रथमाङ्गस्य नवाध्ययनात्मकप्रथमश्रुतस्कन्धरूपस्य 'सचूलियागस्स' त्ति द्वितीये हि तस्य श्रुतस्कन्धे पञ्च चूलिकाः तासु च पञ्चमी निशीथाख्येह न गृह्यते भिन्नप्रस्थानरूपत्वात् तस्याः, तदन्याश्चतस्रः, तासु च प्रथम-द्वितीये सप्तसप्ताध्ययनात्मिके तृतीय-चतुर्थ्यावेकैकाध्ययनात्मिके, तदेवं सह चूलिकाभिर्वर्तत इति सचूलिकाकस्तस्य पञ्चाशीतिरुद्देशनकाला भवन्तीति, प्रत्यध्ययनं उद्देशकानामेतावत्सङ्ख्यत्वात्, तथाहि–प्रथमश्रुतस्कन्धे नवस्वध्ययनेषु क्रमेण सप्त ७ षट् १३ चत्वारः १७ चत्वारः २१ षट् २७ पञ्च ३२ अष्ट ४० चत्वारः ४४ सप्त ५१ चेति, द्वितीयश्रुतस्कन्धे तु प्रथमचूलाया सप्तस्वध्ययनेषु क्रमेण एकादश ६२ त्रयः ६५ त्रयः ६८ चतुर्षु द्वौ द्वौ ७६ द्वितीयाया सप्तैकसराण्यध्ययनानि ८३ एवं तृतीयैकाध्ययनात्मिका ८४ एवं चतुर्थ्यपीति ८५ सर्वमीलने पञ्चाशीतिरिति।

(સમવાયાંગ૦ સમ૦ ૮૫, પત્ર ૯૨)

तिण्हं गणिपिडगाणं आयारचूलियावज्जाणं सत्तावन्न अज्झयणा प०, तं०–आयारे सूयगडे ठाणे।

टीका–'गणिपिडगाणं' ति गणिनः–आचार्यस्य पिटकानीव पिटकानि–सर्वस्वभाजनानीति गणिपिटकानि तेषाम्। आचारस्य–श्रुतस्कन्धद्वयरूपस्य प्रथमाङ्गस्य चूलिका–सर्वान्तिममध्ययनं विमुक्त्यभिधानमाचारचूलिका तद्वर्जानाम्। तत्राचारे प्रथमश्रुतस्कन्धे नवाध्ययनानि, द्वितीये षोडश, निशीथाध्ययनस्य प्रस्थानान्तरत्वेनेहानाश्रयणात्, षोडशाना मध्ये एकस्य आचारचूलिकेति परिहृतत्वात्, शेषाणि पञ्चदश, सूत्रकृते द्वितीयाङ्गे प्रथमश्रुतस्कन्धे षोडश, द्वितीये सप्त, स्थानाङ्गे दशेत्येवं सप्तपञ्चाशदिति।

(સમવાયાંગ૦ સમ૦ ૫૭, પત્ર ૭૩)

से एवंणाया एवंविण्णाया एवं चरणकरणपरूवणया आघविज्जति पण्णविज्जति परूविज्जति दसिज्जति निदसिज्जति उवदसिज्जति।

टीका—'से एवं' इत्यादि स इत्याचाराङ्गग्राहको गृह्यते, 'एवंआय' त्ति अस्मिन् भावतः सम्यगधीते सत्येवमात्मा भवति, तदुक्तक्रियापरिणामाव्यतिरेकात् स एव भवतीत्यर्थः। **इदं च सूत्रं पुस्तकेषु न दृष्टं** नन्द्यां तु दृश्यते इतीह व्याख्यातमिति।

(સમવાયાંગ૦ સૂત્ર ૧૩૬, પત્ર ૧૦૭, ૧૦૯)

## સૂત્ર ૮૮

तेवीसं सूयगडज्झयणा प०, तं०–समए १ वेतालिए २ उवसग्गपरिण्णा ३ थीपरिण्णा ४ नरयविभत्ती ५ महावीरथुई ६ कुसीलपरिभासिए ७ विरिए ८ धम्मे ९ समाही १० मग्गे ११ समोसरणे १२ आहत्तहिए १३ गंथे १४ जमईए १५ गाथा १६ पुंडरीए १७ किरियाठाणा १८ आहारपरिण्णा १९ अपच्चक्खाणकिरिया २० अणगारसुयं २१ अद्दइज्जं २२ णालंदइज्जं २३।

(સમવાયાંગ૦ સમ૦ ૨૩)

सोलस य गाहागोलसगा प०, त०—समए १ वेयालिए २ उवसग्गपरिन्ना ३ इत्थीपरिण्णा ४ निरयविभत्ती ५ महावीरथुई ६ कुसीलपरिभासिए ७ वीरिए ८ धम्मे ९ समाही १० मग्गे ११ समोसरणे १२ आहातहिए १३ गथे १४ जमईए १५ गाहासोलसमे सोलसगे १६ ।

(સમવાયાગ૦ સમ૦ ૧૬, પત્ર ૨૫)

तेयालीस कम्मविवागज्झयणा प० ।

टीका—'कम्मविवागज्झयण' त्ति कर्मणः—पुण्यपापात्मकस्य विपाकः—फल तत्प्रतिपादकान्यध्ययनानि कर्मविपाकाध्ययनानि । एतानि च एकादशाङ्ग-द्वितीयाङ्गयोः सम्भाव्यन्त इति ।

(સમવાયાગ૦ સમ૦ ૪૩, પત્ર ૬૮)

विवाहपन्नत्तीए ण भगवतीए चउरासीइ पयसहस्सा पदग्गेण प० ।

टीका—तथा व्याख्याप्रज्ञप्त्या भगवत्या चतुरशीतिः पदसहस्राणि 'पदाग्रेण' पदपरिमाणेन । इह च यत्रार्थोपलब्धिस्तत् पदम् । **मतान्तरे** तु अष्टादशपदसहस्रपरिमाणत्वादाचारस्य एतद्द्विगुणत्वाच्च शेषाङ्गाना व्याख्याप्रज्ञप्तिर्द्वे लक्षे अष्टाशीतिश्च सहस्राणि पदाना भवतीति ।

(સમવાયાગ૦ સમ૦ ૮૪, પત્ર ૯૦)

## સૂત્ર ૯૧

विवाहपन्नत्तीए एकासीति महाजुम्मपया प० ।

(સમવાયાગ૦ સમ૦ ૮૧, પત્ર ૮૮)

## સૂત્ર ૯૨

एगूणवीस णायज्झयणा प० त०—
उक्खित्तणाए १ सघाडे २ अडे ३ कुम्मे ४ य सेलए ५ ।
तुबे ६ य रोहिणी ७ मल्ली ८ मागदी ९ चदिमा १० ति य ॥ १ ॥
दावद्दवे ११ उदगणाते १२ मडुक्को १३ तेतली १४ इ य ।
नदिफले १५ अवरकंका १६ आइण्णे १७ सुसमा १८ इ य ॥ २ ॥
अवरे य पोंडरीए १९ णाए एगूणवीसमे ।

(સમવાયાગ૦ સમ૦ ૧૯, પત્ર ૩૬)

## સૂત્ર ૯૩

સ્થાનાગસૂત્રમા દશ દશાસૂત્રો જણાવ્યા છે, જેમાં उवासगदसाओ આદિ અગઆગમોનો પણ સમાવેશ કરવામા આવ્યો છે, પરતુ એ અગઆગમોનો ઉલ્લેખ ઉત્ક્રમથી કર્યો છે विवागदसाओનુ નામ જે पण्हावागरणदसाओना પછી જોઈએ તેને બદલે તેને कम्मविवागदसाओना નામથી સૌપહેલુ મૂકયુ છે તેમ જ आयारदसाओनु નામ अणुत्तरोववाइयदसाओ અને पण्हावागरणदसाओना વચમા મૂકયુ છે

दस दसाओ प०, त०—कम्मविवागदसाओ १ उवासगदसाओ २ अतगडदसाओ ३ अणुत्तरोववाइयदसाओ ४ आयारदसाओ ५ पण्हावागरणदसाओ ६ बधदसाओ ७ दोगिद्धिदसाओ ८ दीहदसाओ ९ सखेवितदसाओ १० ।

कम्मविवागदसाण दस अज्झयणा पं०, तं०—
मियापुत्ते १ त गोत्तासे २ अंडे ३ सगडे त्ति यावरे ४
माहणे णंदिसेणे ५ त सोरिय त्ति ६ उदुंवरे ७ ॥ १ ॥
सहसुद्दाहे ८ आमलते ९ कुमारे लेच्छती १० इति १ ।
उवासगदसाण दस अज्झयणा प०, तं०—
आणंदे १ कामदेवे २ अ गाहावति चूलणीपिता ३ ।
सुरादेवे ४ चुल्लसतते ५ गाहावति कुंडकोलिते ६ ॥ १ ॥
सद्दालपुत्ते ७ महासतते ८ णदिणीपिया ९ सालतियापिता १० । २ ।
अंतगडदसाणं दस अज्झयणा पं०, तं०—
णमि १ मातंगे २ सोमिले ३ रामगुत्ते ४ सुदंसणे ५ चेव ।
जमाली ६ त भगाली ७ त किंकिमे ८ पल्लते ९ ति य ॥ १ ॥
फाले अंवडपुत्ते १० त एमेते दस आहिता । ३ ।
अणुत्तरोववातियदसाणं दस अज्झयणा पं०, तं०—
इसिदासे १ य धण्णे २ त सुणक्खत्ते ३ य कातिते ४ ।
सट्ठाणे ५ सालिभद्दे ६ त आणंदे ७ तेतली ८ ति य ॥ १ ॥
दसन्नभद्दे ९ अतिमुत्ते १० एमेते दस आहिया । ४ ।

आयारदसाणं दस अज्झयणा पं०, तं०—वीसं असमाहिट्ठाणा १ एगवीसं सबला २ तेत्तीसं आसायणातो ३ अट्ठविहा गणिसंपया ४ दस चित्तसमाहिट्ठाणा ५ एगारस उवासगपडिमातो ६ वारस भिक्खुपडिमातो ७ पज्जोसवणाकप्पो ८ तीस मोहणिज्जट्ठाणा ९ आजाइट्ठाण १० । ५ ।

पण्हावागरणदसाण दस अज्झयणा पं०, तं०—उवमा १ सखा २ इसिभासियाइं ३ आयरियभासिताइं ४ महावीरभासिआइं ५ खोमगपसिणाइं ६ कोमलपसिणाइं ७ अद्दागपसिणाइं ८ अंगुट्ठपसिणाइं ९ वाहुपसिणाइं १० । ६ ।

वंधदसाणं दस अज्झयणा पं०, तं०—
वंधे १ य मोक्खे २ य देवद्धि ३ दसारमंडले ४ वि त ।
आयरियविप्पडिवत्ती ५ उवज्झातविप्पडिवत्ती ६ भावणा ७ विमुत्ती ८ सातो ९ कम्मे १० । ७ ।

दोगेहिदसाणं दस अज्झयणा प०, तं०—वाते १ विवाते २ उववाते ३ सुक्खित्ते कसिणे ४ वायालीस सुमिणे ५ तीस महासुमिणा ६ वावत्तरि सव्वसुमिणा ७ हारे ८ रामे ९ गुत्ते १० एमेते दस आहिता । ८ ।

दीहदसाण दस अज्झयणा पं०, त०—
चंदे १ सूरते २ सुक्के ३ त सिरिदेवी ४ पभावती ५ ।
दीवसमुद्दोववत्ती ६ बहुपुत्ती ७ मंदरे ८ ति त ॥ १ ॥
थेरे संभूतविजते ९ थेरे पम्हऊसासनीसासे १० । ९ ।

संखेवितदसाणं दस अज्झयणा पं०, तं०—खुड्डिया विमाणपविभत्ती १ महल्लिया विमाणपविभत्ती २ अगचूलिया ३ वगचूलिया ४ विवाहचूलिया ५ अरुणोववाते ६ वरुणोववाए ७ गरुलोववाते ८ वेलधरोववाते ९ वेसमणोववाते १० । १० ।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૧૦, ઉ ૩, સૂત્ર ૭૫૫, પત્ર ૫૦૫-૬)

નન્દિસૂત્ર (સૂ૦ ૮૪) અને પાક્ષિકસૂત્રના સૂત્રકીર્તનમા કાલિક શ્રુતમા खुड्डिया विमाणपविभत्ती ૧૧ થી આરભીને वेलवरोववाए ૨૨ સુધીના જે સૂત્રનામો છે તેમ જ પ્રાચીન નન્દિસૂત્રની પ્રતિઓ અને ચૂર્ણિ-ટીકાઓમા જે ક્રમભેદ, પાઠભેદ અને વ્યાખ્યાભેદની પરપરા છે તેમા ઉપર જણાવેલો सखेवितदसाण दस अज्झयणा પ૦ આદિ પાઠ એક નવી પરપરામા ઉમેરો કરે છે નન્દિસૂત્રકાર અને પાક્ષિકસૂત્રકાર खुड्डिया विमाणपविभत्ती આદિ સૂત્રનામોને જુદા જુદા સૂત્રગ્રથ તરીકે જણાવે છે; જ્યારે સ્થાનાગસૂત્રમા એ જ નામોને-ગ્રથોને सखेवितदसासूત્રના દશ અધ્યયનરૂપે જણાવ્યાં છે, નન્દિસૂત્રમા થયેલા ક્રમભેદ અને પાઠભેદના નિર્ણય માટે સ્થાનાંગસૂત્રનો આ પાઠ અતિમહત્ત્વનો છે આ પાઠને લક્ષમા રાખીને નન્દિસૂત્રનો પાઠ આ પ્રમાણે થઈ શકે—अरुणोववाए १६ वरुणोववाए १७ गरुलोववाए १८ वेलधरोववाए १९ वेसमणोववाए २० આમ કરવાથી નન્દિસૂત્રના પાઠની સ્થાનાગસૂત્ર સાથે એકવાક્યતા આવી શકે

मियापुत्ते १ य उज्झितए २ अभग्ग ३ सगडे ४ बहस्सती ५ नदी ६ ।
उंबर ७ सोरियदत्ते ८ य देवदत्ता ९ य अंजू १० या ॥ १ ॥

([કર્મ] વિપાકદશા, પત્ર ૫)

आणदे १ कामदेवे २ य गाहावइ चुलणीपिया ३ ।
सुरादेवे ४ चुल्लसयए ५ गाहावइ कुडकोलिए ६ ॥ १ ॥
सद्दालपुत्ते ७ महासयए ८ नदिणीपिया ९ सालिहीपिया १० ।

(ઉપાસકદશા, પત્ર ૧)

गोयम १ समुद्द २ सागर ३ गभीरे ४ चेव होइ थिमिते ५ य ।
अयले ६ कपिल्ले ७ खलु अक्खोभ ८ पसेणती ९ विण्हू १० ॥

(અન્તકૃદ્દશા, પત્ર ૧)

जालि १ मयालि २ उवयालि ३ पुरिससेणे ४ य वारिसेणे ५ य ।
दीहदंते ६ य लट्ठदते ७ य वेहल्ले ८ वेहासे ९ अभये त्ति य कुमारे १० ॥

(અનુત્તરોપપાતિકદશા, પત્ર ૧)

पचविहो पण्णत्तो जिणेहि इह अण्हओ अणाटीओ ।
हिसा १ मोस २ मदत्त ३ अब्बभ ४ परिग्गह ५ चेव ॥ (पत्र ४)
पढमं होइ अहिसा १ बितिय सच्चवयण ति पण्णत्त २ ।
दत्तमणुन्नाय सवरो ३ य बंभचेर ४ मपरिग्गहत्त ५ च ॥ (पत्र ९९)

(પ્રશ્નવ્યાકરણદશા)

સ્થાનાંગસૂત્રગત कम्मविवागदसाओ અને उवासगदसाओના અધ્યયનોનાં નામ વર્તમાન વિપાકદશાસૂત્ર અને ઉપાસકદશાસૂત્રમાના નામો સાથે સરખાવતા પાઠભેદ હોવા છતા વિષયસામ્ય ધરાવે છે પણ अतगडदसाओ अणुत्तरोववाइयदसाओ અને पण्हावागरणदसाओના અધ્યયનોના નામો સાથે વર્તમાન આ ત્રણ આગમોનો મેળ નથી ટીકાકાર શ્રી અભયદેવસૂરિમહારાજે સ્થાનાગ સૂત્રગત પ્રસ્તુત અધ્યયનોના નામોને જુદી વાચનાના—આ ત્રણ આગમોને લક્ષીને—હોવાનુ જણાવ્યુ છે જુઓ સ્થાનાગસૂત્રટીકા પત્ર ૫૦૯–૧૦

## સૂત્ર ૯૮

चउव्विहे दिट्ठिवाए पं०, त०—परिकम्म सुत्ताइ पुव्वगए अणुजोगे।

(સ્થાનાગ૦ સ્થા૦ ૪, ઉ૦ ૧, સૂત્ર ૨૬૨, પત્ર ૧૯૯)

दिट्ठिवायस्स ण दस नामधेज्जा प०, त०—दिट्ठिवाते ति वा १ हेउवाते ति वा २ भूयवाते ति वा ३ तच्चावाते ति वा ४ सम्मावाते ति वा ५ धम्मावाते ति वा ६ भासाविजते ति वा ७ पुव्वगते ति वा ८ अणुजोगगते ति वा ९ सव्वपाणभूतजीवसत्तसुहावहे ति वा १० ।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૧૦, ઉ૦ ૩, સૂત્ર ૭૪૨, પત્ર ૪૯૧)

## સૂત્ર ૧૦૮ [૧]

दिट्ठिवायस्स ण अट्ठासीईं सुत्ताइं प०, त०—उज्जुसुय परिणयापरिणय एव अट्ठासीईं सुत्ताणि भाणियव्वाणि जहा नदीए।

(સમવાયાંગ૦ સમ૦ ૮૮, પત્ર ૯૩)

## સૂત્ર ૧૦૮ [૨]

दिट्ठिवायस्स ण बावीस सुत्ताइं छिन्नछेयणइयाइं ससमयसुत्तपरिवाडीए, बावीस सुत्ताइं अछिन्नछेयणइयाइं आजीवियसुत्तपरिवाडीए, बावीस सुत्ताइं तिकणइयाइं तेरासियसुत्तपरिवाडीए, बावीस सुत्ताइं चउक्कणइयाइं ससमयसुत्तपरिवाडीए।

(સમવાયાંગ૦ સમ૦ ૨૨, પત્ર ૪૦)

## સૂત્ર ૧૦૯ [૧]

चउदस पुव्वा प०, त०—

उप्पायपुव्व १ मग्गेणिय २ च तइय च वीरिय पुव्व ३ ।
अत्थीनत्थिपवाय ४ तत्तो नाणप्पवाय ५ च ॥ १ ॥
सच्चप्पवायपुव्वं ६ तत्तो आयप्पवायपुव्व ७ च ।
कम्मप्पवायपुव्व ८ पच्चक्खाणं भवे नवम ९ ॥ २ ॥
विज्जाअणुप्पवाय १० अवझ ११ पाणाउ बारस पुव्व १२ ।
तत्तो किरियविसाल १३ पुव्वं तह बिंदुसार च १४ ॥ ३ ॥

(સમવાયાંગ૦ સમ૦ ૧૪, પત્ર ૨૬)

## સૂત્ર ૧૦૯ [૨]

उप्पायपुव्वस्स ण दस वत्थू पं० ।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૧૦, ઉ૦ ૩, સૂત્ર ૭૩૨, પત્ર ૪૮૪)

उप्पायपुव्वस्स ण चत्तारि चूलवत्थू प० ।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૪, ઉ૦ ૪, સૂત્ર ૩૭૮, પત્ર ૨૮૭)

अग्गेणीयस्स णं पुव्वस्स चउदस वत्थू पण्णत्ता ।

(સમવાયાંગ૦ સમ૦ ૧૪, પત્ર ૨૬)

वीरियस्स ण पुव्वस्स एक्कसत्तरि पाहुडा प० ।

(સમવાયાંગ૦ સમ૦ ૭૧, પત્ર ૮૨)

अत्थिणत्थिप्पवायस्स ण पुव्वस्स अट्ठारस वत्थू पण्णत्ता ।

(સમવાયાંગ૦ સમ૦ ૧૮, પત્ર ૩૫)

अत्थिणत्थिप्पवातपुव्वस्स ण दस चूलवत्थू पं० ।

(સ્થાનાંગ૦ સ્થા૦ ૧૦, ઉ૦ ૩, સૂત્ર ૭૩૨, પત્ર ૪૮૪)

सच्चप्पवायपुव्वस्स ण दुवे वत्थू प० ।

(સ્થાનાગ૦ સ્થા૦ ૨, ઉ૦ ૪, સૂત્ર ૧૦૯, પત્ર ૯૯)

लोगबिंदुसारस्स णं पुव्वस्स पणवीस वत्थू प० ।

(સમવાયાગ૦ સમ૦ ૨૫, પત્ર ૪૪)

સૂત્ર ૧૦૦–૧૦૬

दिट्ठिवायस्स ण छायालीस माउयापया प० ।

टीका—'दिट्ठिवायस्स'त्ति द्वादशाङ्गस्य 'माउयापय'त्ति सकलवाङ्मयस्य अकारादिमातृकापदानीव दृष्टिवादार्थप्रसवनिबन्धनत्वेन मातृकापदानि उत्पात-विगम-ध्रौव्यलक्षणानि । तानि च सिद्धश्रेणि-मनुष्यश्रेण्यादिना विषयभेदेन कथमपि भिद्यमानानि षट्चत्वारिंशद् भवन्तीति सम्भाव्यते ।

(સમવાયાગ૦ સમ૦ ૪૬, પત્ર ૬૯)

અહી અનુયોગદ્વારસૂત્રના વિષયમા 'અનુયોગદ્વારવિશેષ' પણ આપવાનો હતો, પણ પ્રસ્તુત ગ્રથના પ્રકાશનની સમયમર્યાદા ઘણી જ લબાયેલી હોવાથી તે ટૂક સમયમા પ્રસિદ્ધ થતા પ્રજ્ઞાપના-સૂત્રના બીજા ભાગમા આપીશુ

## ઋણસ્વીકાર

પ્રારભમા જેમનો પરિચય આપવામા આવ્યો છે તે બહુમૂલ્ય હસ્તલિખિત પ્રતિઓ જે જે જ્ઞાનભડારોની છે તે તે જ્ઞાનભડારના વહીવટકર્તા મહાશયોએ અમારા આગમપ્રકાશનકાર્ય માટે લાબા સમય સુધી ધીરજ રાખીને અમને પ્રતિઓનો ઉપયોગ કરવામા સહાય કરીને ખૂબ જ મહાનુ-ભાવતા બતાવી છે આથી તેમની જ્ઞાનભક્તિની અનુમોદના કરીને તેમને સવિશેષ ધન્યવાદ આપીએ છીએ.

પ્રસ્તુત ગ્રથના સશોધન-સપાદનના કાર્યમા ભારતીય દર્શનશાસ્ત્રોના ઊડા અભ્યાસી વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી જબૂવિજયજી, જિનાગમવાચનપ્રવીણ મુનિવર્ય શ્રી જયઘોષવિજયજી, પ શ્રી બેચરદાસ-ભાઈ દોશી, ડૉ શ્રી કૃષ્ણકુમારજી દીક્ષિત આદિ વિદ્વાનોએ કેટલાક સ્થળોમા ઉપયોગી પરામર્શ કરીને સહાય કરી છે તે બદલ અમે તેમનો સાદર આભાર માનીએ છીએ

સુશ્રાવક મત્રીઓ શ્રી ચદુલાલ વર્ધમાન શાહ, શ્રી મનુભાઈ ગુલાબચદ કાપડિયા અને શ્રી જયતીલાલ રતનચદ શાહ આદિ શ્રી મહાવીર જૈન વિદ્યાલય આગમ પ્રકાશન સમિતિના સભ્યોએ પ્રસ્તુત સશોધન–સપાદનના કાર્યની ઉપયોગિતા અને ગાભીર્યને સમજીને લાબા સમય સુધીની ધીરજ દાખવીને અમારા કાર્યમા જે સહયોગ આપ્યો છે તે બદલ અમે તેમના આ સ્તુત્ય કાર્યની અનુમોદના પુર સર તેમને ધન્યવાદ આપીએ છીએ

આગમ પ્રકાશનના સમગ્ર કાર્યને પૂર્ણ કરવા માટે સદાય ચિંતિત શ્રી રતિલાલભાઈ દીપચદ દેસાઈ (સહમત્રી, શ્રી મહાવીર જૈન વિદ્યાલય સચાલિત આગમ પ્રકાશન વિભાગ) એ તો અમારા ત્રણેના નિકટમા રહીને આગમ પ્રકાશનના કાર્યને વેગ આપવા માટે તથા શ્રેષ્ઠ મુદ્રણની ચકાસણી

કરવામા જે સહયોગ આપ્યો છે તે અમારા જ નહી કિન્તુ આગમ પ્રકાશનમા રસ ધરાવનાર સૌ-કોઈના ધન્યવાદને પાત્ર છે—સરાહનીય છે

શ્રી કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા (મહામાત્ર, શ્રી મહાવીર જૈન વિદ્યાલય) એ પ્રસ્તુત ગ્રથના મુદ્રણસબધિત પ્રત્યેક કાર્યમા—એટલે કે પ્રેસને મેટર મોકલાવવુ, પ્રેસમાથી પ્રુફો મગાવીને અમદાવાદ મોકલવા વ. વ મા—અપ્રમત્તપણે જાતદેખરેખથી નિરતર વ્યવસ્થા કરીને અમારા કાર્યમા સહાય કરી છે તેઓનો આ સ્તુત્ય શ્રમ અમારા અને આ કાર્યમા રસ ધરાવનાર સર્વના ધન્યવાદને પાત્ર છે.

શ્રી લા દ. ભારતીય સસ્કૃતિ વિદ્યામદિર (અમદાવાદ) ના ઉપસંચાલક શ્રી ડૉ નગીનદાસ જીવણલાલ શાહે પ્રસ્તુત સપાદકીયનો તેમ જ ગ્રથમાં આગળ આવતા 'પ્રસ્તાવના' શીર્ષક વિભાગનો અગ્રેજી ભાષામા અનુવાદ કરી આપ્યો છે તે બદલ અમે અમારો કૃતજ્ઞભાવ વ્યક્ત કરીએ છીએ

શાસ્ત્રી શ્રી હરિશકરભાઈ અબારામ પડ્યા તથા પ. શ્રી નગીનદાસ કેવળશી શાહે પણ અમારા પ્રસ્તુત સપાદન કાર્યમા પ્રુફવાચનના, નકલ કરવાના અને પાઠભેદ લેવાના કાર્યમા સહયોગ આપ્યો છે આ સ્થળે અમે તેમને ભૂલી શકતા નથી

અને અંતે મુબઈના સુપ્રસિદ્ધ મૌજ પ્રિન્ટિંગ બ્યૂરોના સચાલક શ્રી વિ. પુ ભાગવત આદિ સજ્જનોએ અમારા પ્રસ્તુત મુદ્રણકાર્યમા અનેકવિધ સુવિધાઓ આપી છે તે બદલ તેઓ અમારા માટે ચિરસ્મરણીય બની રહ્યા છે આ જ રીતે અમને સદાય સવિશેષ અનુકૂળતા આપે તેવી હાર્દિક ઇચ્છા વ્યક્ત કરીએ છીએ

મુનિ પુણ્યવિજય
દલસુખ માલવણિયા
અમૃતલાલ મો ભોજક

**અગત્યની સૂચના**

ગ્રથના અતમાં આપેલ શુદ્ધિપત્રકમા જણાવેલ સુધારા પ્રમાણે તે તે સૂત્રપાઠને સુધારીને વાચવા અને નકલ કરાવવા માટે ભલામણ છે.

શુદ્ધિપત્રકમા નહી આવેલ મુદ્રણજન્ય અશુદ્ધિઓ આ પ્રમાણે છે–પત્ર ૧૬૧ની પાચમી પક્તિમા एक्कूणवास છે તેના બદલે एक्कूणवीस, તેમ જ તેની નીચેની (છઠ્ઠી) પક્તિમા वींस છે તેને બદલે वीस, તથા ૧૮૩મા પૃષ્ઠની ૧૫મી પક્તિમા पदसे છે તેના બદલે पदेसे સુધારીને વાચવુ

અનુયોગદ્વારની સકેતસૂચીમાં રહી ગયેલ सवा० સકેતનો અર્થ સક્ષિપ્તવાચનાની હસ્તલિખિત પ્રતિઓ, એ છે

સંપાદકો

# પ્રસ્તાવના

## જૈન આગમોનું મહત્ત્વ અને પ્રકાશન

કોઈ પણ ધર્મ અને તેની સસ્કૃતિને ટકાવી રાખનાર અનેક બળો હોય છે તેમા તે ધર્મના માન્ય શાસ્ત્રો એક મોટુ બળ લેખાય છે ધર્મપ્રવર્તકો તો ઉપદેશ આપીને આ સસાર છોડીને ચાલ્યા જાય છે, પણ તેઓ જે વારસો મૂકી જાય છે તે જો શાસ્ત્રોરૂપે સઘરાયો હોય તો એ શાસ્ત્રો તેમના પ્રતિનિધિ તરીકેની સેવા યુગો સુધી આપતા રહે છે આજના યુગમા હિદુધર્મનુ એવુ બળ તે વેદો અને વૈદિક શાસ્ત્રો છે, બૌદ્ધોનુ બળ એમના ત્રિપિટકો છે, ખ્રિસ્તી ધર્મનુ બાયબલ અને ઇસ્લામનુ કુરાન છે તે જ રીતે જૈનધર્મનુ એવુ બળ તે ગણિપિટક તરીકે ઓળખાતા આગમો છે

દુનિયાની એક અજાયબી તરીકે બ્રાહ્મણોએ સરક્ષેલ વેદો છે અને તે વિશ્વમા સૌથી પ્રાચીન સાહિત્ય ગણાય છે તે જ પરપરાના ઉપનિષદો વગેરે સાહિત્ય પણ સુરક્ષાની દૃષ્ટિએ અને કાળની દૃષ્ટિએ પણ અન્ય સાહિત્યના મુકાબલે પ્રાચીન જ ઠરે છે અને ત્યાર પછી બૌદ્ધોનુ ત્રિપિટક અને જૈનોનુ ગણિપિટક આવે છે

પણ વેદો અને ત્રિપિટક તથા જૈન આગમ વચ્ચે જે મહત્ત્વનો ભેદ છે તે જાણવા જેવો છે બ્રાહ્મણોએ અનેક ઋષિમુનિઓ કવિઓ દ્વારા સસ્કૃત ભાષામા નિર્મિત સાહિત્યને સહિતારૂપે જાળવી રાખ્યુ છે તેના શબ્દોની સુરક્ષા વિષે એમણે પૂરો પ્રયત્ન કર્યો છે, પણ તેના અર્થ વિષે તેઓ બેદરકાર રહ્યા છે—એ હકીકત છે જૈનો અને બૌદ્ધોએ એથી ઊલટુ કર્યું છે તેમણે શબ્દ નહિ પણ અર્થને જાળવવાનો પ્રયત્ન કર્યો છે, પરિણામે, આપણે જોઈએ છીએ કે, વેદો શબ્દરૂપે ભલે સુરક્ષિત રહ્યા પણ વેદપાઠીને તેના અર્થનુ જ્ઞાન હોય જ છે એમ નથી આજના વિદ્વાનો વેદના અર્થો કરવાને હજી પણ મથામણ કરી રહ્યા છે અને ભાષાશાસ્ત્રની મદદ વડે તેને પામવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે. છતા પણ હજી સુધી એમ તો ન કહી શકાય કે વેદનો મોટો ભાગ નિશ્ચિત રૂપે સમજાઈ ગયો છે આથી ઊલટુ, બૌદ્ધ પિટકો અને જૈન આગમો લોકભાષામા લખાયા અને તેના અર્થ વિષે કોઈ સદેહ નથી અમુક શબ્દો એવા હોઈ શકે છે કે જેના અર્થ વિષેની આજે પરપરા સચવાઈ ન હોય, પણ ૯૯ ટકા શબ્દો તો એવા છે કે જેના અર્થ વિષે સદેહને અવકાશ છે જ નહી

વેદના શબ્દોમાં મત્રશક્તિનુ આરોપણ થયુ અને તેથી તેના અર્થો ભૂસાઈ ગયા, પણ જૈન કે બૌદ્ધ શાસ્ત્રના શબ્દોમા આવી કોઈ મત્રશક્તિનુ આરોપણ થયુ નથી. તેથી તેના અર્થો જળવાઈ રહ્યા છે અને તેની સાચવણી આવશ્યક પણ મનાઈ છે.

એક બીજી વાત પણ મહત્ત્વની છે વૈદિક મત્રો એક વ્યક્તિના વિચારો પ્રદર્શિત નથી કરતા પણ અનેક વ્યક્તિઓના વિચારોનો સગ્રહ છે, તેથી તેમા સગતિ શોધવી જરૂરી નથી, મતભેદોનો પૂરો અવકાશ છે તેથી વિરુદ્ધ બૌદ્ધ કે જૈનના શાસ્ત્રોમા તેવુ નથી કારણ તે એક જ પુરુષને—પછી તે બુદ્ધ હોય કે મહાવીર[1]—તેને જ અનુસરે છે, તેથી તેમા વિચારોની સગતિ અને એકરૂપતા છે

---

૧ "अत्थ भासइ अरहा सुत्त गथति गणहरा निउण ।" —આવશ્યક નિર્યુક્તિ, ગા ૧૯૨

વેદના શબ્દો મૂળ કવિના જ શબ્દો છે, જ્યારે જૈન આગમના શબ્દો એ તીર્થંકર મહાવીરના શિષ્ય ગણધરના શબ્દો છે ગણધરનું વક્તવ્ય તીર્થંકરના ઉપદેશને જ અનુસરે છે એ સાચું, પણ તે તેમના જ શબ્દોમા હોવું જરૂર નથી આમ બન્ને પરંપરામા શબ્દ અને અર્થમાથી કોને મહત્ત્વ આપવુ તે મૂળગત ભેદ દેખાય છે, અને આને પરિણામે, આપણે જોઈએ છીએ કે, હિન્દુધર્મમાં વેદને નામે અનેક સંપ્રદાયો થયા છે. અને અનેક દાર્શનિકોએ પોતપોતાની રીતે જીવ, જગત અને ઈશ્વરની કલ્પના કરી છે અને છતા એ બધાને મૂળ આગમરૂપે તો વેદો સરખી રીતે જ માન્ય છે શબ્દ એના એ જ રહે, પણ તેની વ્યાખ્યા સૌએ પોતાને મન ફાવતી કરીને પોતાને માન્ય અર્થનુ આરોપણ વેદમા કર્યું છે

આથી વિરુદ્ધ જૈનોએ અર્થને મહત્ત્વ આપ્યુ છે, શબ્દને નહિ; પરિણામે જૈન આગમને આધારે અનેક સંપ્રદાયો ઊભા થવાને અવકાશ રહ્યો નથી. જે સંપ્રદાયો છે તે આચાર વિષેની માન્યતાના ભેદને કારણે છે, નહિ કે આગમના અર્થભેદને કારણે. જૈન આગમોના શબ્દોનું વિવિધ વ્યાખ્યાન કરી પોતાને મનફાવતો અર્થ કરવાનું સાહસ કોઈએ કર્યું નથી વિદ્યમાન આગમને નામે ઓળખાતા ગ્રંથોને આધુનિક દિગંબર સમાજ મૌલિક આગમરૂપે સ્વીકારતો નથી, છતા પણ આગમોમા જૈન દર્શન કે ધર્મનુ મૌલિક એવુ જે રૂપ છે, તેનુ જ રૂપ દિગંબર વાઙ્મયમા પણ દેખા દે છે એ સિદ્ધ કરી દે છે કે અર્થની મુખ્યતાનુ જ આ પરિણામ છે. અને ભગવાન મહાવીરનુ જે મૌલિક વક્તવ્ય હતુ તે, શબ્દો ભલે જુદા હોય, પણ અર્થરૂપે તો બન્ને સંપ્રદાયોમા સરખી રીતે સચવાઈ રહ્યુ છે

જૈન આગમો વિષે એક બીજી મહત્ત્વની વાત એ નોંધવી જરૂરી છે કે તે વીતરાગની વાણીને અનુસરે છે આથી તેમાથી મળતો ઉપદેશ મનુષ્યને સંસારથી વિમુખ કરી મોક્ષમાર્ગમા પ્રવૃત્ત કરે છે. આવુ વિધાન વેદો વિષે કરી શકાય તેમ નથી. તેમાં તો ઋષિ-મુનિ-કવિઓએ સંસારના સુખ માટે જ દેવોની આરાધનાની વાત કરી છે આથી તેમા મોક્ષ કે મોક્ષમાર્ગની વાતને કોઈ અવકાશ નથી. વેદોના અર્થો ભુલાયા અને કાળક્રમે ઉપનિષદોનુ મહત્ત્વ વધ્યુ તેનુ એ પણ એક કારણ છે કે જ્યારે ભારતીય સંસ્કૃતિમા મોક્ષને મહત્ત્વ મળ્યુ ત્યારે સંસારનુ સમર્થન કરનાર વેદોની વાત ઉપેક્ષિત થઈ

જૈન આગમો એ ભલે ધાર્મિક ગ્રંથો ગણાતા હોય, પણ તેમા માત્ર ધર્મની જ વાત આવે છે એવુ નથી; પણ તેમા તે કાળની વિવિધ વિદ્યાશાખાઓના વિષયોનુ પણ નિરૂપણ છે. આજનો વૈજ્ઞાનિક અણુવિદ્યાને આજની વિજ્ઞાનશાખામા ઘણુ જ મહત્ત્વ આપે છે, પણ આજથી અઢી હજાર વર્ષ પહેલાં ભારતીય વૈજ્ઞાનિકો અણુ વિષે શુ વિચારતા હતા તે જાણવાનુ એકમાત્ર સાધન જૈન આગમો છે તેમ જ્યારે અમે કહીએ છીએ ત્યારે અમારી તે પ્રત્યેની માત્ર ભક્તિ જ નથી બતાવતા પણ એક સત્ય હકીકતનો માત્ર નિર્દેશ જ કરીએ છીએ તે જ રીતે જીવવિજ્ઞાન હોય કે વનસ્પતિ-વિજ્ઞાન હોય, ખગોળવિદ્યા હોય કે ભૂગોળવિદ્યા હોય—તે સૌ વિદ્યાની તે સમય સુધીની પ્રગતિ જાણવી હોય તો એનુ એકમાત્ર સાધન જૈન આગમો જ છે

વેદ, ત્રિપિટક અને જૈન આગમનુ ધર્મશાસ્ત્રો તરીકે તો મહત્ત્વ છે જ, ઉપરાંત, તે તે કાળની સામાજિક, રાજકીય, ધાર્મિક, સાંસ્કૃતિક, આર્થિક આદિ પરિસ્થિતિનુ ચિત્ર ઊભુ કરવામા પણ એ શાસ્ત્રોનો મહત્ત્વપૂર્ણ ઉપયોગ છે એ દૃષ્ટિએ જૈન આગમો એ ભલે માત્ર જૈનોને જ પ્રમાણરૂપે માન્ય હોય, પરન્તુ તેની ઉપયોગિતા વિશ્વના સાંસ્કૃતિક ઇતિહાસના નિરૂપણમા પણ જેવી તેવી નથી વળી, ભારતીય આધુનિક વિવિધ ભાષાના મૂળ તપાસવા માટે પ્રાકૃત ભાષાનુ મહત્ત્વ સર્વસ્વીકૃત છે, એટલે ભારતીય ભાષાશાસ્ત્રના અધ્યયનમા પણ જૈન આગમો એ મહત્ત્વનુ સાધન

સિદ્ધ છે આ દૃષ્ટિએ જ અનેક વિદ્વાનોનુ ધ્યાન આ આગમો પ્રતિ દોરાયુ છે અને તેમનો તેવો ઉપયોગ તેમણે સ્વીકાર્યો જ છે

અત્યાર સુધીમા જેટલા પ્રમાણમા આધુનિક વિદ્વાનોએ વૈદિક અને બૌદ્ધ વાઙ્મયમાં રસ લીધો છે તેટલા પ્રમાણમા જૈન વાઙ્મયમા રસ લીધો નથી આના અનેક કારણો છે, પણ તેમા તે આગમોની સુસમ્કૃત વાચનાનો અભાવ એ પણ એક કારણ છે જૈન આગમો એ જીવત સાહિત્ય છે અને તેની અત્યાર સુધીમા અનેક આવૃત્તિઓ ધાર્મિક જનો તરફથી પ્રકાશિત થઈ છે, પણ આધુનિક વિદ્વાનો સરળતાથી તેનો ઉપયોગ કરી શકે તેવી એક પણ આવૃત્તિ સમગ્ર આગમોની થઈ નથી છૂટાછવાયા પ્રયત્નો તે માટે થયા છે, પણ સમગ્રભાવે એક યોજનાબદ્ધ રીતે એ કાર્ય થયુ નથી આની પૂર્તિ થવી જરૂરી હતી

જૈન આગમ-ગ્રથોના પ્રકાશન માટે અત્યાર સુધીમા અનેક વ્યક્તિઓ તેમ જ સસ્થાઓએ પ્રયત્ન કર્યો છે સૌથી પહેલા ઈ સ ૧૮૪૮ મા સ્ટિવન્સને કલ્પસત્રનો અનુવાદ પ્રકાશિત કર્યો હતો, પણ એ ખામીવાળો હતો ખરી રીતે પ્રો વેબરને જ આ દિશામા નવપ્રસ્થાનની શરૂઆત કરનાર સૌથી પહેલા વિદ્વાન માનવા જોઈએ એમણે ઈ સ ૧૮૬૫-૬૬ મા ભગવતીસૂત્રના કેટલાક અશોનુ સપાદન કર્યું હતુ, અને પોતાના અધ્યયનના સારરૂપે એના ઉપર નોંધો પણ લખી હતી.

રાય ધનપતસિહજી બહાદુરે ઈ સ ૧૮૭૪ મા આગમ-પ્રકાશનનુ કામ શરૂ કર્યુ હતુ, અને કેટલાય આગમો પ્રકાશિત કર્યા હતા; પરતુ એ પ્રકાશનોના મૂલ્ય અને ઉપયોગિતા પદચ્છેદ, વિરામ-ચિહ્નો કે પૅરેગ્રાફ વગેરે વિના જેમ ને તેમ છપાવી દેવામા આવેલી હસ્તપ્રતો કરતા સહેજ જ વધારે હતા આમ છતા, આગમ-ગ્રથો જેવી દુર્લભ વસ્તુને વિદ્વાનોને માટે સુલભ બનાવવાનો યશ એમને ઘટે જ છે

ડૉ હર્મન જેકોબી સપાદિત કલ્પસૂત્ર (ઈ સ ૧૮૭૯) અને આચારાગ (ઈ સ ૧૮૮૨); લૉયમન સપાદિત ઔપપાતિક (ઈ સ ૧૮૯૦) અને આવશ્યક (ઈ સ ૧૮૯૭); સ્ટેઈન્થિલ સપાદિત જ્ઞાતાધર્મકથાનો કેટલોક ભાગ (ઈ સ. ૧૮૮૧); હૉર્નલ સપાદિત ઉપાસક દશા (ઈ સ ૧૮૯૦), શુબ્રિગ સપાદિત આચારાગ (ઈ સ ૧૯૧૦) વગેરે ગ્રથો આગમોના સપાદનની કળામા આધુનિક વિદ્વાનોને સમત એવી પદ્ધતિથી પ્રકાશિત થયા છે; આમ છતા શ્રી અમોલક ઋષિના હિદી અનુવાદ સાથે શ્રી લાલા સુખદેવ સહાય તરફથી ઈ સ ૧૯૧૬-૨૦ દરમ્યાન જે ૩૨ આગમો પ્રકાશિત થયા, તથા શ્રી આગમોદય સમિતિ તરફથી સમગ્ર સટીક આગમોના મુદ્રણનુ કામ ઈ સ ૧૯૧૫ ની સાલથી શરૂ કરવામા આવ્યુ એના સપાદનમા આ પદ્ધતિનો ઉપયોગ કરવામા ન આવ્યો

આગમોદ્ધારક આચાર્ય શ્રીસાગરાનદસૂરીશ્વરજીએ સપાદિત કરેલ આગમગ્રથો શુદ્ધિ અને મુદ્રણ બન્ને દૃષ્ટિએ રાય ધનપતસિહની આવૃત્તિથી ચઢિયાતા છે, અને વિદ્વાનોને માટે ઉપયોગી પણ નીવડ્યા છે આ આવૃત્તિ પ્રગટ થયા પછી જૈનધર્મ અને દર્શનના અધ્યયન તેમ જ સશોધનમા જે પ્રગતિ થઈ તેનો યશ આચાર્ય શ્રી સાગરાનદસૂરીશ્વરજીને ઘટે છે આટલુ થવા છતા, આધુનિક પદ્ધતિથી સપાદિત કરેલ આગમ-ગ્રથોના પ્રકાશનની જરૂર તો ઊભી જ હતી ઈ સ ૧૯૪૩ મા આગમોના પ્રકાશન માટે શ્રી જિનાગમપ્રકાશિની સસદની સ્થાપના કરવામા આવી હતી, પરંતુ એના તરફથી અત્યાર સુધીમા કોઈ પણ ગ્રથનુ પ્રકાશન નથી થયુ

અમારામાના એક મુનિ શ્રી પુણ્યવિજયજી છેલ્લા ચાલીસ કરતાં પણ વધુ વર્ષથી એકધારો એવો પ્રયત્ન કરતા રહ્યા છે કે જેથી આગમ-ગ્રથોની સુસપાદિત આવૃત્તિઓ પ્રકાશિત થઈ શકે; આટલુ જ નહી, તેઓએ તો ટીકાઓ અને અન્ય ગ્રથોમા આગમોના જે અવતરણો મળે છે, એના

આધારે પણ પાઠોને શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે તેઓના આ પ્રયત્નને જ મુખ્યત્વે ધ્યાનમા લઈને સ્વતત્ર ભારતના પ્રથમ રાષ્ટ્રપતિ સ્વ ડૉ રાજેન્દ્રપ્રસાદજીએ ઈ સ. ૧૯૫૨ મા પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી (પ્રાકૃત ગ્રન્થ પરિષદ) ની સ્થાપના કરી હતી, જેનો ઉદ્દેશ પચાંગી સહિત આગમ ગ્રન્થોને પ્રકાશિત કરવાનો છે, અને એના તરફથી અત્યાર સુધીમાં અંગવિજ્જા, જિનદાસગણિ-મહત્તરકૃત ચૂર્ણિયુક્ત નદિસૂત્ર તથા શ્રી હરિભદ્રસૂરિકૃત વૃત્તિ, શ્રી શ્રીચદ્રાચાર્યકૃત દુર્ગપદવ્યાખ્યા અને અજ્ઞાતકર્તૃક વિષમપદપર્યાયયુક્ત નદિસૂત્ર પ્રકાશિત થયેલ છે

સ્થાનકવાસી સઘના મુનિ શ્રી ઘાસીલાલજીએ સ્થાનકવાસી માન્ય બત્રીસે આગમોની નવી સસ્કૃત ટીકાઓ રચવાનુ અને હિંદી-ગુજરાતી અનુવાદ સાથે પ્રકાશિત કરવાનુ કામ લગભગ પૂરુ કર્યું છે એ જ સપ્રદાયના મુનિ શ્રી ફૂલચદજીએ (પુપ્ફભિક્ખુએ) સુત્તાગમે નામથી બે ભાગમાં મૂળ બત્રીસે આગમો શ્રી સૂત્રાગમ પ્રકાશક સમિતિ, ગુડગાવ છાવની દ્વારા પ્રકાશિત કરી દીધા છે. આ બન્ને આવૃત્તિઓના મૂળનો આધાર શ્રી આગમોદય સમિતિની આગમની આવૃત્તિઓ જ છે છતા પણ યત્રતત્ર પાઠ-પરિવર્તન કરવામા આવ્યુ છે શ્વેતાબર તેરાપથી સપ્રદાયના વિદ્યમાન આચાર્ય તુલસીગણિજીએ પણ પોતાના શિષ્યસમુદાયના સહકારથી આગમપ્રકાશનનુ કામ શરૂ કર્યું છે, અને દશવૈકાલિકસૂત્રની સુસપાદિત આવૃત્તિ હિંદી અનુવાદ તથા ટિપ્પણ સાથે પ્રગટ કરી છે

## જૈન આગમો

### જૈન આગમોનું મૂળ વેદમાં નથી

એક વખત એવો હતો, જ્યારે પશ્ચિમના અને ભારતના વિદ્વાનો ભારતીય સમગ્ર સસ્કૃતિ અને ધર્મોનુ મૂળ વેદમાં શોધતા હતા; કારણ, વેદ એ સૌથી પ્રાચીન ઉપલબ્ધ સાહિત્ય છે પણ હવે જ્યારથી મોહેન્જોદારો અને હડપ્પાની શોધ થઈ છે, ત્યારથી વિદ્વાનોનુ વલણ બદલાયુ છે, અને આર્યોના ભારતમા આગમન પૂર્વે ભારતીય સસ્કૃતિ અને ધર્મ યથોચિત વિકસિત હતા એમ મનાવા લાગ્યુ છે,[૧] અને વિચારવામા આવે છે કે વેદો તો ભારતમા બહારથી આવનાર આર્યોની રચના હોઈએ મૂળે અભારતીય વેદોમા ભારતીય કયાં કયા તત્ત્વોનુ મિશ્રણ થયુ છે; અને વેદસહિતા પછીની વૈદિક કહેવાતી સમગ્ર પરપરામા મૂળે તે અભારતીય છતા ભારતીય કયા કયા તત્ત્વોનુ મિશ્રણ થઈને તેણે ભારતીય રૂપ ધારણ કર્યું છે? આ નવી પ્રક્રિયા સાચે માર્ગે છે અને હવે જ વેદો અને વૈદિક પરપરાનો આ પ્રક્રિયાને આધારે થતો અભ્યાસ સત્યદર્શનમા સહાયક થશે

બહારથી આવનાર આર્યો ગમે તેટલી સખ્યામા હશે, પણ તેઓ તે કાળમા ભારતમા વસતી પ્રજા કરતાં સખ્યાબળમા તો અધિક નહિ જ હોય બીજા સારા નામના કે નિશ્ચિત નામના અભાવમાં જેને આપણે હરપ્પાના લોકોની કે સિંધુ સસ્કૃતિ તરીકે ઓળખીએ છીએ તેમની સસ્કૃતિને જો આપણે સ્થિર નાગરિક સસ્કૃતિ કહીએ અને આવનાર આર્યોને અસ્થિર તેમ જ સતત ભ્રમણશીલ લોકોની સસ્કૃતિ તરીકે ઓળખીએ તો તેથી તેમનો પૂરો પરિચય નથી થતો, છતા પણ એક કલ્પના તરીકે એ ચલાવી લઈ શકાય તેવુ છે.

---

૧ Dr R N Dandekar Indian Pattern of life and Thought—A Glimpse of its early phases;—Indo-Asian Culture, July, 1959, p 47

એક સ્થાનમા સ્થિર થયેલ લોકોમા જે સસ્કાર અને રચના-કૌશલ દેખાય તે ભ્રમણશીલ લોકોમાં સભવે નહિ  આ દૃષ્ટિએ જોઈએ તો માનવુ પડે છે કે તે કાળની ભારતીય પ્રજા આર્યો કરતા વધુ સસ્કારી હશે; અને આર્યોએ ભારતમા આવી કેટલા નવા સસ્કારો ઝીલ્યા હશે અને તેઓ કેવી રીતે ભારતીય બની ગયા હશે એનો આછો ખ્યાલ આવશે  વેદોનો સહિતાભાગ અને બ્રાહ્મણભાગ જોઈએ તો તેમા આર્યોના સસ્કારોનુ પ્રાધાન્ય નજરે ચડે છે  પણ તે પછીના ઉત્તરોત્તર નિર્મિત થતા આરણ્યકો, ઉપનિષદો, ધર્મશાસ્ત્રો, સ્મૃતિઓ આદિ વૈદિક પરપરાનુ સાહિત્ય જોઈએ તો જ એ આર્યોએ ભારતીય સસ્કારો કેવી રીતે ઝીલ્યા અને અભારતીય છતાં તેઓ ભારતીય કેવી રીતે બની ગયા તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે

એ બધા નવા સસ્કારોનુ મૂળ પણ એક સમયે વૈદિક પરંપરામા જ શોધાતુ  પણ હવે, નવી પ્રક્રિયા પ્રમાણે, એનુ મૂળ કોઈ અવૈદિક પરપરામા જ શોધાવા લાગ્યુ છે  પહેલા એમ કહેવાતુ કે જૈન-બૌદ્ધના આચારો અને વિચારોના મૂળમા વૈદિક ધર્મશાસ્ત્રો છે  તેને બદલે હવે એવુ વલણ થતુ જાય છે કે વૈદિક ધર્મશાસ્ત્રોમા એ આચારો અને વિચારો બહારથી—એટલે કે અવૈદિક પરપરામાથી—આવ્યા છે  એ અવૈદિક પરપરાને મુનિ, યતિ કે પછીના સાહિત્યમા વિશેષ પ્રસિદ્ધ થયેલ શ્રમણ પરંપરાને નામે ઓળખી શકાય  આના અનુસધાનમા વૈદિકોને બ્રાહ્મણ પરપરા કહી શકાય. એટલે સક્ષેપમા કહેવુ હોય તો કહી શકાય કે બ્રાહ્મણ પરપરામા જે કાંઈ વેદ પછીના શાસ્ત્રો છે તેમા શ્રમણ પરપરાની ઉત્તરોત્તર વધતી જતી અસર અને છાપ છે  બ્રાહ્મણોએ વેદ અને વૈદિક પરંપરાનુ નિર્માણ કર્યુ અને શ્રમણોએ ભારતીય મૂળ પરપરાને પુષ્ટ કરી  મૂળે આ બન્ને પરપરાઓ જ્યારે વૈદિક આર્યો આવ્યા ત્યારે પણ સ્પષ્ટ જુદી જ હતી અને પછી પણ બન્નેએ પોત-પોતાનુ આગવુ વ્યક્તિત્વ જાળવી રાખ્યા છતા આદાન-પ્રદાનની પ્રક્રિયાથી પોતપોતાની પરપરાને પુષ્ટ કરી છે, એમ માનવુ જોઈએ  આ વિચારની સત્યતાને વિષે હવે સદેહ કરવાનુ કારણ રહ્યુ નથી

વેદોમા સૃષ્ટિતત્ત્વનો વિચાર છે, જ્યારે શ્રમણોમાં સસારતત્ત્વનો વિચાર છે  સૃષ્ટિના મૂળમા વૈદિક વિચાર અનુસાર એક જ તત્ત્વ મનાયુ છે, જ્યારે શ્રમણોના સસારતત્ત્વના મૂળમા ચેતન અને અચેતન એ બન્નેનો સબધ છે  સૃષ્ટિ ક્યારેય ઉત્પન્ન થઈ એવુ શ્રમણો માનતા નથી, પણ સસારચક્ર અનાદિ કાળથી પ્રવર્તે છે એમ માને છે

જેને આજે આપણે પાચ મહાવ્રતોના નામે ઓળખીએ છીએ તે સાર્વભૌમ ધર્મની બાબતમા જ્યારે વેદમા દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે નિરાશ જ થવુ પડે છે  અહિસા કે અપરિગ્રહ જેવી મહત્ત્વની બાબતમા વેદોમા સાવ વિરોધી વલણ હતુ તે ક્રમે ક્રમે બદલાઈને વૈદિક પરપરામા પણ અહિસાદિ સાર્વભૌમ ધર્મોની પ્રતિષ્ઠા થઈ તેનો ઇતિહાસ રોચક છે  અને શ્રમણ પરપરાના સપર્કથી જ એમ બનવા પામ્યુ છે, તેમ નિષ્પક્ષ વિચારકે સ્વીકારવુ જોઈએ [૨]

---

૨ The Vedic people were self-centred and whenever and wherever they performed a sacrifice they were always actuated by the motive of self-interest and never of self-renunciation or self-denial as we notice in the post-Vedic times

The offering of the domesticated and highly useful animal such as a horse, a cow etc as a gift to the God was done not with a view to do homage to the deity but to secure some immediate end through the agency of the deity  Killing of whatever kind was of very little consequence to the Vedic community when it suited their purpose—Journal of the University of Bombay  Sept 1958 (Arts Number-33) Morals in the Brahmanas  by Dr H R Karnik—p 97 આગળ ચાલતા એ જ

પુનર્જન્મ અને સંસારચક્રની માન્યતાનો સંબંધ અહિંસા આદિ સાર્વભૌમ ધર્મો સાથે છે. અને વેદોમાં પુનર્જન્મ અને સંસારચક્રની કલ્પના મૂળે હતી નહિ, તેથી તેમાં અહિંસા આદિ ધર્મો મૌલિક ન હોઈ શકે આવી દલીલો હવે વિદ્વાનો આપતા થયા છે, તે તેમની સૂક્ષ્મ ઐતિહાસિક નિષ્પક્ષ દૃષ્ટિનું પરિણામ છે. ભારતીય મૂળ ધર્મમાં મૂર્તિપૂજાનું સ્થાન હતું, ત્યારે વેદમાં મૂર્તિપૂજા દેખાતી નથી, અને તે ભારતીય ધર્મના સંપર્કે ક્રમે કરી વૈદિકોએ સ્વીકારી વેદકાળે દેવોની પૂજા અથવા આરાધના કોઈ પણ માધ્યમથી થતી, જ્યારે ભારતીય ધર્મમાં સાક્ષાત્ દેવારાધન થતું. યોગ અને ધ્યાનની પ્રક્રિયા વેદમાં છે જ નહિ; જ્યારે મૌલિક ભારતીય પરંપરામાં એને સ્થાન હતું એની સાક્ષી સિંધુ સંસ્કૃતિના અવશેષો આપે છે આમ અનેક રીતે વૈદિક અને ભારતીય ધર્મના ભેદક તત્ત્વોની શોધ વિદ્વાનોએ કરી છે * એ ભેદક તત્ત્વોને સમક્ષ રાખીને જો આપણે જૈન આગમોના મૂળ સ્રોતનો વિચાર કરીએ તો એમ કહી શકાય કે એનો મૂળ સ્રોત વેદો નહિ પણ ભારતીય મૌલિક ધાર્મિક પરંપરા છે, જેને આજે આપણે શ્રમણ પરંપરા તરીકે જાણીએ છીએ

## આગમ શબ્દના વિવિધ પર્યાયો

આગમ શબ્દનો અર્થ[૩] 'જ્ઞાન' અભિપ્રેત છે તે શાસ્ત્રોમાં આવતા તે શબ્દના વિવિધ પ્રયોગો ઉપરથી જણાય છે આચારાંગમાં 'आगमेत्ता आणवेज्जा' (૧.૫.૪) નો અર્થ છે 'ज्ञात्वा आज्ञापयेत्' 'જાણીને આજ્ઞા કરે'; 'लाववं आगममाणे' (૧ ૬.૩) નો અર્થ છે

---

લેખક લખે છે "On the other hand, however, it indicates that with the primitive Aryan, life—even human life—was of very little consequence Living that he was in the environment of a warrior, shedding of blood and cutting of the throat were the order of the day and the Aryan was quite familiar with such horrid occurrences He had, therefore, no scruples or hesitation in sacrificing any living being to gain some ephemeral or ethereal end In the Brahmanas we notice the beginning of a change There seems to run by the side of the current of 'Himsā' an undercurrent of 'Ahimsā'—p. 98

અહિંસાનો સૂચિત આ અાંતર પ્રવાહ, લેખકે સ્પષ્ટ નથી કહ્યું પણ, અન્ય સંસ્કૃતિના સંપર્કથી જન્મેલો જ માનવો આવશ્યક છે વળી, લેખક બ્રાહ્મણમાં વિકસેલ અહિંસા-પ્રવાહ આગળ જઈ બૌદ્ધ-જૈન આચારમાં વધારે વિકસ્યો (પૃ ૧૦૧) એમ કહે છે તેને બદલે એમણે એમ કહેવું જોઈતું હતું કે જે અહિંસાના પ્રવાહે વૈદિકો ઉપર છાપ પાડી અને વૈદિકોને અહિંસાનો સ્વીકાર કરવાની ફરજ પાડી, તે જ પ્રવાહ વધારે વિકસિત રૂપમાં આપણે જૈન-બૌદ્ધ શાસ્ત્રમાં જોવા પામીએ છીએ

"If Dr Zimmer's view is correct, however, the Pre-Aryan, Dravidian religion was rigorously moral and systematically Dualistic years before the birth of Zoroster This would seem to suggest that in Zorostrianism a resurgence of pre-Aryan factors in Iran, following a period of Aryan supremacy, may be represented—something comparable to the Dravidian resurgence in India in the form of Jainism and Buddhism" Zimmer Philosophies of India, p 185, Note 6 by the Editor—Campbell

* આની વિશેષ ચર્ચા ઉક્ત ડૉ દાડેકરના લેખમાં જોવી આર્યો પહેલાની ભારતીય પરંપરાને ડૉ દાડેકરે યતિપરંપરા કહી છે, અને વૈદિક આર્યોની પરંપરાને ઋષિપરંપરા નામ આપ્યું છે પણ આ લેખમાં અમે શ્રમણ અને બ્રાહ્મણ પરંપરા એવું નામ સ્વીકાર્યું છે વળી જુઓ Zimmer Philosophies of India, p 281, અને p 60, note 23, p 184, note 5.

૩ જુઓ અભિધાનરાજેન્દ્રકોષમાં 'આગમ' શબ્દ.

'लाघवम् आगमयन् – अवबुध्यमानः' – 'લઘુતાને જાણતો'; વ્યવહાર ભાષ્યમા (ગા૦ ૨૦૧ થી) આગમ વ્યવહાર વર્ણવતાં આગમના બે ભેદ પ્રત્યક્ષ અને પરોક્ષ એવા કરવામાં આવ્યા છે પ્રત્યક્ષમા કેવલ, મન પર્યય, અવધિ અને ઇન્દ્રિયપ્રત્યક્ષનો અને પરોક્ષમા ચતુર્દશ પૂર્વ અને તેથી ન્યૂન શ્રુતજ્ઞાનનો સમાવેશ કરવામા આવ્યો છે આ ઉપરથી કહી શકાય કે સાક્ષાત્ જ્ઞાન એ આગમ છે અને તે ઉપરાત સાક્ષાત્ જ્ઞાનને આધારે થયેલ ઉપદેશ અને તેથી થતુ જ્ઞાન એ પણ આગમ છે. અહી વિશેષ એ છે કે પ્રત્યક્ષ આગમમાંથી કેવલજ્ઞાનને આધારે અરિહત દ્વારા થયેલ જે ઉપદેશ હોય તેનો જ મુખ્યરૂપે સમાવેશ પરોક્ષ આગમમાં કરવાનો છે આ પરોક્ષ આગમ અલૌકિક આગમ અથવા શાસ્ત્ર યા શ્રુત કોટિમા આવે, પણ લોકમા લૌકિક આગમ પણ છે; તેમા ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી થતા ઉપદેશને આધારે થતુ જ્ઞાન પણ આગમ કહેવાય છે તેને જૈન દૃષ્ટિએ લૌકિક આગમ કહેવાય ઉપચારથી કેવલજ્ઞાનીના અથવા અન્ય ઉપદેષ્ટાના વચનને અને તેવા વચનો જે શાસ્ત્રમા સગ્રહાયા હોય એ શાસ્ત્રને પણ આગમ સજ્ઞા આપવામા આવી છે

અનુયોગદ્વારમા 'આગમ' શબ્દ સ્પષ્ટ રૂપે શાસ્ત્રના અર્થમા વપરાયેલો જોવા મળે છે તેમા જીવના જ્ઞાનગુણરૂપ પ્રમાણના ચાર ભેદ કરવામા આવ્યા છે પ્રત્યક્ષ, અનુમાન, ઔપમ્ય અને આગમ[૪] આ જોતા તે જ્ઞાન અર્થમા જ અભિપ્રેત છે એ સ્પષ્ટ છે પણ જ્યારે આગમ એ શુ છે એ પ્રશ્નનો ઉત્તર આપ્યો ત્યારે ભારત, રામાયણ, યાવત્ સાગોપાગ વેદોને લૌકિક આગમ કહ્યા અને સર્વજ્ઞ સર્વદર્શી ત્રિકાલજ્ઞાની અરિહત ભગવાન દ્વારા પ્રણીત દ્વાદશાગ ગણિપિટક—આચારથી માડીને દૃષ્ટિવાદ સુધી—ને લોકોત્તર આગમ કહ્યા આ ઉપરથી સ્પષ્ટ છે કે અહી આગમ શબ્દ તેના ઔપચારિક અર્થમા છે અર્થાત્ આગમજ્ઞાનના સાધનોને આગમ કહેવામા આવ્યા છે વળી, 'અથવા' કહીને આગમનુ એક બીજુ પણ વિવરણ આપવામાં આવ્યુ છે કે આગમ ત્રણ પ્રકારનો છે सुत्तागम, अत्थागम, तदुभयागम આ ઉપરથી પણ સૂત્ર=શાસ્ત્ર અને તેનો અર્થ=જ્ઞાન એ બન્ને અર્થમા આગમ શબ્દ પ્રસિદ્ધ હતો એ સિદ્ધ થાય છે વળી, આગમના એક અન્ય પ્રકારથી ભેદો બતાવવામા આવ્યા છે; જેમ કે अत्तागम=આત્માગમ, अणंतरागम= અનન્તરાગમ અને परपरागम[૫] આપણે જાણીએ છીએ કે આગમ બે પ્રકારના છે અર્થરૂપ અને સૂત્રરૂપ એથી તીર્થંકર, જેઓને અર્થનો સાક્ષાત્કાર છે અને જેઓ તે અર્થનો ઉપદેશ કરે છે, તે અર્થઆગમ છે એટલે અર્થરૂપ આગમ તીર્થંકરોનો આત્માગમ કહેવાય, કારણ કે તે અર્થાગમ તેમનો પોતાનો જ છે, બીજા પાસેથી મેળવેલ નથી પણ એ જ અર્થાગમ ગણધરોએ તીર્થંકરો પાસેથી મેળવ્યો છે અને તીર્થંકર અને ગણધરો વચ્ચે બીજુ કાઈ વ્યવધાન નથી, એટલે કે તીર્થંકર દ્વારા સીધો જ અર્થનો ઉપદેશ ગણધરો પ્રાપ્ત કરે છે તેથી ગણધરોને માટે તે અર્થાગમ અનન્તરાગમ કહેવાય પણ એ અર્થાગમને આધારે ગણધરો સ્વયં સૂત્રરૂપ આગમની રચના કરતા[૬] હોઈ ગણધરોને સૂત્રાગમ એ આત્માગમ કહેવાય, પરંતુ ગણધરના સાક્ષાત્ શિષ્યોને ગણધરો પાસેથી સૂત્રાગમ સીધો જ મળે છે, વચ્ચે કાઈ વ્યવધાન નથી, તેથી તે શિષ્યોને સૂત્રાગમ એ અનન્તરાગમ છે પરતુ અર્થાગમ તો તેમને પરપરાગમ કહેવાય, કારણ કે તે તેમણે પોતાના

---

૪. ભગવતી ૫–૩–૧૯૨ મા પ્રમાણના આ જ ચાર ભેદો ગણાવ્યા છે અને સ્થાનાગમા 'હેતુ' ના પણ આ જ ચાર ભેદો ગણાવ્યા છે સૂ ૩૩૮–૨૨૮

૫ અનુયોગદ્વાર સૂત્ર ૪૭૦

૬ सुत्तं गणहररइय तहेव पत्तेयबुद्धरइय च ।
सुयकेवलिणा रइय अभिन्नदसपुव्विणा रइय ॥ —શ્રીચન્દ્રીયા સગ્રહણી, ગા૦ ૧૧૨

ગુરુ ગણધર પાસેથી મેળવ્યો પણ તે ગુરુને પણ તે આત્માગમ ન હતો, પણ તીર્થંકરો પાસેથી મળેલ હતો ગણધરોના પ્રશિષ્યો અને તેમની પરંપરામાં થનારા શિષ્ય-પ્રશિષ્યોને માટે તો અર્થ અને સૂત્ર બન્ને પરંપરાગમ જ કહેવાય આ દૃષ્ટિને ધ્યાનમા રાખીને અનુયોગમા કહેવાયુ છે કે તીર્થંકરોને અર્થાગમ એ આત્માગમ છે, ગણધરોને સૂત્રાગમ એ આત્માગમ છે, અને અર્થાગમ એ અનન્તરાગમ છે પણ ગણધરના શિષ્યોને સૂત્રાગમ એ અનન્તરાગમ છે, અને અર્થાગમ એ પરંપરાગમ છે ૭ આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે આગમમા અર્થાત્ આગમનામે પ્રસિદ્ધ શાસ્ત્રમા જે અર્થ = પ્રતિપાદ્ય વિષય છે, તેનુ જ્ઞાન તીર્થંકરોને સ્વય છે, તેમા તેમને કોઇની અપેક્ષા નથી એ અર્થ = પ્રતિપાદ્ય વિષયને ગણધરો સૂત્રબદ્ધ કરતા હોઈ એ સૂત્ર તેમને માટે આત્માગમ છે, પણ અર્થ તો તેમને તીર્થંકરો પાસેથી અવ્યવહિત રૂપે મળ્યો હોઈ અર્થાગમ ગણધરો માટે અનન્તરાગમ છે આથી સિદ્ધ થયુ કે અર્થોપદેશક તીર્થંકર છે આ જ વસ્તુને દ્વાદશાગી તીર્થંકરપ્રણીત છે એમ કહી સૂચવવામા આવી છે પણ તીર્થંકરો અર્થોપદેશક છતા એ અર્થને સૂત્રબદ્ધ તો ગણધરો જ કરે છે તેથી સૂત્રકર્તા ગણધરો છે તેથી જ સૂત્રાગમ વિષે કહેવામા આવ્યુ કે તે ગણધરોનો આત્માગમ છે ગણધરોના સાક્ષાત્ શિષ્યો સૂત્રનુ જ્ઞાન તો સ્વય ગણધરો પાસેથી લેતા હોઈ તેમને માટે સૂત્રાગમ અનન્તરાગમ છે, પણ અર્થાગમ એ પરંપરાગમ છે; કારણ, સ્વય ગણધરોને તે આત્માગમ નથી, પણ તેમના ગુરુ તીર્થંકરને તે આત્માગમ છે. એટલે કે તીર્થંકરે ગણધરને અર્થાગમ આપ્યો અને ગણધરે પોતાના શિષ્યોને આપ્યો આમ તે અર્થાગમ પરંપરાગમ થયો, પણ ગણધરના શિષ્યના શિષ્યો અને તેમની પરંપરાને તો અર્થ અને સૂત્ર બને પ્રકારના આગમો પરંપરાગમ છે શાસ્ત્રરચનાની આ જ પરંપરાનો પ્રતિઘોષ આવશ્યક નિર્યુક્તિની નિમ્ન ગાથામા છે—

अत्थं भासइ अरहा सुत्त गथति गणहरा निउण।
सासणस्स हियट्ठाए तओ सुत्तं पवत्तइ ॥ ९२ ॥

લોકોત્તર આગમ—દ્વાદશાગીની રચના વિષેનો આ સિદ્ધાત દિગબર આચાર્યોને પણ માન્ય છે ષટ્ખડાગમની ધવલા ટીકા (પૃ ૬૦, પ્રથમ ભાગ) અને કસાયપાહુડની જયધવલા (પ્રથમ ભાગ, પૃ૦ ૮૪) ટીકામા પણ આ જ વસ્તુનુ સમર્થન કરવામા આવ્યુ છે

અનુયોગદ્વારમા જેમ દ્વાદશાગીને આગમ-લોકોત્તર આગમ-ની સજ્ઞા આપવામા આવી છે, તેમ તેમા તેને લોકોત્તર ભાવશ્રુત૮ પણ કહેવામા આવ્યુ છે પોથી-પાના, જેમા શ્રુતને લખવામા આવે છે, તેને અનુયોગદ્વારમા દ્રવ્યશ્રુતની૯ સજ્ઞા આપવામા આવી છે અને સ્વય શ્રુતજ્ઞાનને ભાવશ્રુતની સજ્ઞા આપી છે આમ પોથી-પાનાને અર્થાત્ પુસ્તકને ઉપચારથી શ્રુત અને સ્વય તીર્થંકર દ્વારા પ્રણીત દ્વાદશાગીને અર્થાત્ દ્વાદશાગીમા પ્રતિપાદિત શ્રુતજ્ઞાનને મુખ્ય શ્રુત કહેવામા આવ્યુ છે નદીસૂત્રમા એ જ દ્વાદશાગીને સમ્યક્શ્રુતને નામે ઓળખાવ્યુ છે આ પ્રમાણે કહી શકાય કે આગમની બીજી સજ્ઞા 'શ્રુત' પણ છે

શાસ્ત્રની 'શ્રુત' એવી સજ્ઞા પાછળનો ઇતિહાસ જોઈએ તો જણાશે કે વેદ માટે 'શ્રુતિ' શબ્દ પ્રસિદ્ધ હતો તે એટલા માટે કે વેદજ્ઞાન આચાર્યપરંપરાથી સાભળીને મેળવવામા આવતુ, તે જ પ્રમાણે જૈન આગમિક જ્ઞાનની પરંપરા પણ શ્રવણને આધારે ચાલતી હોઈ આગમો 'શ્રુત' કહેવાયા આના પ્રકાશમા આગમોના પ્રારંભમા આવતા 'सुय मे आउसं! तेण भगवया एवमक्खाय'નો

---

૭ અનુયોગદ્વાર, સૂત્ર ૪૭૦

૮ અનુયોગદ્વાર, સૂત્ર ૫૦

૯ 'पत्तयपोत्थयलिहियं' —અનુયોગદ્વાર, સૂત્ર ૩૯

વિચાર કરીએ તો આગમો શ્રુત શબ્દથી શા માટે ઓળખાયા એ સ્પષ્ટ થાય છે આવા વાક્યોથી એ સ્પષ્ટ થાય છે કે આગમના પઠન-પાઠનની કેવી પ્રણાલી હશે વળી, વિદ્યમાન આગમો ગણધર દ્વારા ગ્રથિત છે, એનો પણ પુરાવો આવા વાક્યોથી મળી જાય છે આવા વાક્યોની પરપરા પાલિપિટકમા પણ મળે છે અને આગમ તથા પિટક બન્નેની રચનાનો કાળ અથવા તો મૂળ ઉપદેશનો કાળ એક જ હતો એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

આપણે આગળ જોઈ ગયા કે અનુયોગદ્વારમા 'सुत्तागमे' શબ્દ પણ પ્રયુક્ત છે આ ઉપરથી જણાય છે કે શબ્દરચના 'સૂત્ર' નામે પણ પ્રસિદ્ધ હતી આથી જ આગમો સૂત્ર નામે પણ પ્રસિદ્ધ થયા ભારતીય સાહિત્ય પરપરામા 'સૂત્ર' નામે ઓળખાતી એક વિશિષ્ટ શૈલીમા લખાયેલા ગ્રથો સૂત્રગ્રથો તરીકે પ્રસિદ્ધ થયા છે વૈદિક પરપરામા ગૃહ્ય અને ધર્મસૂત્રોનો એક વિશેષ પ્રકાર પ્રસિદ્ધ છે વળી, વ્યાકરણ આદિ શાસ્ત્રોની રચના માટે પણ સૂત્ર શૈલી અપનાવવામા આવી છે આ શૈલીની વિશેષતા એ છે કે થોડામા થોડા શબ્દોમા વક્તવ્યને નાના નાના વાક્યોમા ગૂથી લેવુ જેમ વિવિધ પુષ્પોને એક સૂત્રમા-દોરામા બદ્ધ કરવામા આવે છે, તેમ અનેક અર્થોને શબ્દરચના દ્વારા ગૂથી લેવાતા હોઈ એ શબ્દરચના પણ સૂત્ર કહેવાય છે સૂત્રશૈલીના ગૃહ્ય કે ધર્મસૂત્રો જેવા વૈદિક ગ્રથો જોનારને જૈન આગમો 'સૂત્ર' ન જ કહેવાવા જોઈએ એમ લાગશે કારણ, પ્રચલિત સૂત્રશૈલીથી જુદી જ શૈલીમા એ લખાયા છે પણ જૈનોએ પોતાના આગમો માટે 'સૂત્ર' શબ્દનો જે પ્રયોગ કર્યો છે, તે, તે પ્રકારની વિશિષ્ટ શૈલીને મુખ્ય માનીને નહિ, પણ, એ સૂત્ર-સાહિત્યનો મૂળ ઉદ્દેશ, આપણે ધ્યાનમાં લઈએ તો જણાશે કે, વૈદિક આચારપ્રણાલી વિષે જે વિવિધ ઉપદેશ કે વિચારણા થયેલ તેનો સક્ષેપમા સગ્રહ કરી દેવો એ હતો એ જોતા મહાવીરના ઉપદેશનો સગ્રહ પણ સૂત્ર કહેવાય તો નવાઈ નહી આથી બન્ને સાહિત્યની શૈલીમા ભેદ છતા સૂત્રો કહેવાય જેમ અનેક મણિઓ કે પુષ્પોને સૂત્રબદ્ધ કરવાથી તે સચવાઈ રહે છે, વીખરાઈ જતા નથી, તેમ આચારના ઉપદેશને પણ ગ્રથબદ્ધ કરવાથી તે સચવાઈ રહે છે, તેથી તેવા ગ્રન્થો સૂત્રો કહેવાયા હોય તો યોગ્ય જ છે અર્થાત્ 'सूत्रणात् सूत्रम्' એવો અર્થ સૂત્રનો અભિપ્રેત છે બૌદ્ધ 'सुत्तपिटक' પણ એ જ અર્થમા 'સૂત્ર' છે, નહિ કે તેની શૈલી સૂત્રશૈલી છે તેથી વળી, જૈનોની એવી પણ માન્યતા છે કે આગમના એક જ વાક્યને આધારે થતા અર્થબોધનુ તારતમ્ય શ્રોતાની વિવિધ શક્તિને અનુસરીને અસખ્યાતથી પણ વધારે પ્રકારનુ છે આથી આગમના એક જ વાક્યમા અનેક પ્રકારે અર્થની સૂચના આપવાની શક્તિ હોઈ તેવા વાક્યોના સગ્રહને 'સૂત્ર' નામથી ઓળખવામા કશુ જ અનુચિત નથી તાત્પર્ય એ છે કે જૈન આગમ 'સૂત્ર' એટલા માટે કહેવાય છે કે તેમા વિવિધ અર્થોનો બોધ કરાવવાની-સૂચના કરવાની-શક્તિ છે આ પ્રમાણે 'सूचनात् सूत्रम्' એ અર્થમા પણ સૂત્ર શબ્દનો પ્રયોગ માની શકાય

દ્વાદશાગીને 'ગણિપિટક' એવી સજ્ઞા પણ આપવામા આવી છે બૌદ્ધ શાસ્ત્રસગ્રહને 'પિટક' એવુ નામ તે કાળે અપાયુ છે આ લક્ષમા લેતા શાસ્ત્રસગ્રહ માટે 'ગણિપિટક' શબ્દનો પ્રયોગ તે કાળની ચાલુ પ્રથાને આભારી હશે પિટક એટલે પેટી અર્થાત્ ગણિના-આચાર્યના જ્ઞાનનો ભડાર એટલે 'ગણિપિટક'

શ્રુત માટે પ્રાચીન શબ્દ 'પ્રવચન' પણ વપરાયો છે 'सुयमिह जिणपवयण'* ભગવતીમા ગોતમે ભગવાન મહાવીરને પ્રશ્ન કર્યો છે કે પ્રવચન પ્રવચન કહેવાય કે પ્રવચની પ્રવચન કહેવાય? આના ઉત્તરમા ભગવાને કહ્યુ છે કે અરિહત એ પ્રવચની છે અને દ્વાદશ અગો એ 'પ્રવચન' છે

* વિશેષાવશ્યકભાષ્ય, ગા૦ ૧૩૬૫

(ભગવતી શ૦ ૨૦, ઉદ્દેશ ૮). સ્થવિર ભદ્રબાહુસ્વામિએ એ પ્રવચનની ઉત્પત્તિ વિષે સુન્દર રૂપક બાંધ્યું છે—

तव-नियम-नाणरुक्खं आरूढो केवली अमियनाणी ।
तो मुयइ नाणवुट्ठिं भवियजणविबोहणट्ठाए ॥
त बुद्धिमएण पडेण गणहरा गिण्हिउ निरवसेस ।
तित्थयरभासियाइ गथति तओ पवयणट्ठा ॥

આવશ્યકનિર્યુક્તિ (ગા૦ ૮૯–૯૦)

'તપ, નિયમ, સયમ અને જ્ઞાનરૂપ વૃક્ષ ઉપર આરૂઢ થઈ ને અમિતજ્ઞાની—સર્વજ્ઞ—કેવલી ભવ્ય જનોના વિબોધને માટે જ્ઞાનની વર્ષા કરે છે ગણધરો તેને સપૂર્ણભાવે બુદ્ધિમય પટમા ગ્રહણ કરીને તે તીર્થંકર ભાષિતની પ્રવચન અર્થે માળા ગૂથે છે' આમા આવતા 'પ્રવચન' શબ્દનો અર્થ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે કર્યો છે તે આ છે—'पगयं वयण पवयणमिह सुयनाणं' . 'पवयणमहवा सघो' (ગા૦ ૧૧૧૨) અર્થાત્ પ્રગત વચન એ પ્રવચન છે અથવા તો સઘ એ પ્રવચન છે સંઘને પ્રવચન કહેવાનુ કારણ એ છે કે સઘનો જ્ઞાનોપયોગ એ જ પ્રવચન છે તેથી સઘ અને જ્ઞાનનો અભેદ માની સઘને પ્રવચન કહ્યો. પ્રગત વચન એ પ્રવચન છે તેનો અર્થ તેમને જે અભિપ્રેત છે, તે આ છે—'पगय पहाणवयण वारमगमिह' (ગા૦ ૧૦૬૮), 'जमिह पगतं पसत्थं पहाणवयणं च पवयण त च । सामन्न सुयनाण विसेसओ सुत्तमत्थो य ॥ (ગા૦ ૧૩૬૭) અર્થાત્ 'प्र' ઉપસર્ગના પ્રશસ્ત અને પ્રધાન એવા બે અર્થ છે તેથી પ્રશસ્ત વચન અથવા પ્રધાન વચનરૂપ શ્રુતજ્ઞાન એ પ્રવચન છે શ્રુતજ્ઞાનમા પણ પ્રધાન દ્વાદશાગી હોઈ એ જ પ્રવચન નામે ઓળખાય છે એ પ્રવચનના બે અશ છે શબ્દ અને અર્થ. શબ્દ એ સૂત્ર નામે ઓળખાય છે, અને તેના કર્તા ગણધરો છે જે અર્થના ઉપદેશને આધારે તેમણે સૂત્રરચના કરી તે અર્થના કર્તા તીર્થંકર સ્વય છે.* અહી પ્રશ્ન એ થશે કે ગણધરોએ દ્વાદશાગીની રચના કરી માટે તેઓ તેના કર્તા કહેવાયા, પણ તીર્થંકરે અર્થોનો ઉપદેશ આપ્યો તે શુ શબ્દ વિના? શબ્દ રહિત તો ઉપદેશ સભવે જ નહિ તો પછી શબ્દના કર્તા પણ તીર્થંકરને શા માટે ન માનવા? આનો ખુલાસો જિનભદ્રગણિએ કર્યો છે કે તીર્થંકર કાઇ ક્રમે કરી બારે અગોનો યથાવત્ ઉપદેશ દેતા નથી, પણ સક્ષેપમા સિદ્ધાતોનો ઉપદેશ આપે છે, જેને વિસ્તારીને ગણધરો સ્વપ્રતિભાથી એ ઉપદેશને બાર અગમા એ રીતે ગ્રથિત કરે છે કે સઘના સૌકોઈ તેને સરળતાથી સમજી શકે આ રીતે અર્થકર્તા તીર્થંકર છે અને સૂત્રકર્તા ગણધરો છે[૧૦] સક્ષેપમા સિદ્ધાતોનો ઉપદેશ કેવો હોય તેનુ નિરૂપણ વ્યાખ્યાકારોએ કર્યું છે કે 'उप्पन्ने इ वा विगमे इ वा धुवे इ वा' આ માતૃકાપદત્રયમાત્રનો ઉપદેશ તીર્થંકરો આપે છે અને તેને ગણધરો વિસ્તારી બાર અગરૂપે ગૂથે છે[૧૧]

આચાર્ય ભદ્રબાહુ પ્રવચનના એકાર્થક શબ્દો તરીકે પ્રવચન, સૂત્ર અને અર્થ એ ત્રણને નોંધે છે;[૧૨] જોકે પ્રવચન એ સામાન્ય છે અને તેના જ બે ભેદો સૂત્ર અને અર્થ છે અને વળી, સૂત્ર અને અર્થ પરસ્પર એક નથી છતા પણ સામાન્ય અને વિશેષને અભિન્ન માનીને સૂત્ર અને

---

* વિશેષા૦ ગા૦ ૧૧૧૯ (આ નિર્યુક્તિ ગાથા છે)

૧૦ વિશેષા૦ ગા૦ ૧૧૧૯–૧૧૨૪

૧૧ જુઓ વિશેષા૦ ગા૦ ૧૧૨૨ ની ટીકા

૧૨ एगट्ठियाणि तिन्नि उ पवयण सुत्त तहेव अत्थो य । આવસ્યકનિ૦ ગા૦ ૧૨૬

અર્થને પણ પ્રવચનના એકાર્થક તરીકે જણાવવામા કાઈ બાધા નથી આવો ખુલાસો જિનભદ્રગણિએ કર્યો છે ૧૩

## શ્રુતપુરુષ

આગમોનો મૌલિક વિભાગ 'અગ' તરીકે ઓળખાયો છે, તેની પાછળ સાહિત્યિક વિભાગ કરવાની પ્રાચીન પરપરા કારણભૂત છે જેમ સૃષ્ટિક્રમમા પુરુષની કલ્પના કરવામા આવી અને તેના વિવિધ અગરૂપે બ્રાહ્મણાદિ ચાર વર્ણોની ઉત્પત્તિ સ્વીકારવામા આવી અથવા તો લોકપુરુષની કલ્પના કરીને તેને આધારે સમગ્ર લોકના વિભાજનની પ્રક્રિયા શરૂ થઈ, તે જ રીતે વિદ્યાપુરુષ કે શ્રુતપુરુષની પણ કલ્પના કરીને તેના અગ-ઉપાગરૂપે વિદ્યાસ્થાનોની કલ્પના થઈ આ જ પરપરાનુ અનુસરણ કાવ્યપુરુષની કલ્પનામા પણ છે જેમ વૈદિક સાહિત્યમા પણ વિદ્યાના અગોની કલ્પના છે, તેમ જૈન શ્રુતમા પણ અગ-ઉપાગની કલ્પના કરવામા આવી સ્પષ્ટ છે કે શરીરમા જેમ ઉપાગોનો આધાર અગ છે, તેમ આગમમા પણ ઉપાગનો આધાર અગગ્રથો જ બને આ રીતે સમગ્ર આગમ-સાહિત્યમા અગગ્રથોનુ મહત્ત્વ અધિક છે, એટલુ જ નહિ પણ તે જ મૌલિક આગમો છે અને તેના આધારે અંગબાહ્ય કે ઉપાગાદિ અન્ય આગમોનુ નિર્માણ થયુ છે આ દૃષ્ટિએ ભગવાન મહાવીરનો અર્થોપદેશ સાભળીને ગ્રથિત થયેલા મૌલિક આગમોને અગ એવુ નામ જે આપવામા આવ્યુ છે તે તેના મહત્ત્વને સૂચવી જાય છે; સાથે જ તેની મૌલિકતાનુ પણ સૂચન કરે છે

## અંગરચનાની આધારભૂત સામગ્રી

આપણે એ જોયુ કે અગોની રચનામા ભગવાન મહાવીરનો ઉપદેશ એ જ મુખ્ય આધાર છે, પણ એ વિચારવુ પ્રાપ્ત છે કે ભગવાન મહાવીરે જે ઉપદેશ આપ્યો તે તેમની પોતાની જ

---

૧૩ વિશેષા૦ ગા૦ ૧૩૬૮–૭૫

सिंचइ खरइ जमत्थं तम्हा सुत्तं निरुत्तविहिणा वा ।
सूएइ सवइ सुव्वइ सिव्वइ सरए व जेणत्थं ॥ १३६८ ॥
अविवरियं सुत्तं पिव सुद्धिय वावित्तओ व सुत्तं ति ।
जो सुत्ताभिप्पाओ सो अत्थो अज्जए जम्हा ॥ १३६९ ॥
सह पवयणेण जुत्ता न सुयत्थेगत्थया परोप्परओ ।
जं सुत्तं वक्खेयं अत्थो तं तस्स वक्खाणं ॥ १३७० ॥
जुज्जइ च विभागाओ तिण्ह वि भिन्नत्थया न चेहरहा ।
एगत्थाणं पि पुणो किमिहेगत्थाभिहाणेहिं ॥ १३७१ ॥
मउलं फुल्लं ति जहा समोय विबोहमेत्तभिन्नाइं ।
अत्थेणाभिन्नाइं कमलं सामण्णओ चेव ॥ १३७२ ॥
अविवरियं तह सुत्तं विवरियमत्थो त्ति गेहकालम्मि ।
किंचिम्मत्तविभिन्ना सामन्नं पवयणं नेयं ॥ १३७३ ॥
सामन्न-विसेसाणं जह वेगा-ऽणेगया ववत्थाए ।
तदुभयमत्थो य जहा वीसुं बहुपज्जवा ते य ॥ १३७४ ॥
एवं सुत्त-ऽत्थाणं एगा-ऽणेगट्ठया ववत्थाए ।
पवयणमुभयं च तयं तियं च बहुपज्जयं वीसुं ॥ १३७५ ॥ —विशेषावश्यकभाष्य ।

શોધ હતી કે પરંપરાથી પ્રાપ્ત સામગ્રીને આધારે જ તેમણે ઉપદેશ આપ્યો ભગવાન મહાવીરનો બુદ્ધની જેમ એવો દાવો નથી કે આ જે કાંઈ હુ કહુ છુ તે મારી જ શોધ છે અને કોઈ અપૂર્વ વાત છે સસારચક્રને માનનાર અને અનાદિ સૃષ્ટિક્રમને માનનાર મહાવીર પોતાના ઉપદેશને વિષે સ્પષ્ટ કહે છે કે મે આ જે અહિસાનો ઉપદેશ આપ્યો છે તે કેવળ મેં જ આપ્યો છે એવુ નથી, પણ મારા પૂર્વે અનેક અર્હતોએ આપ્યો છે, વર્તમાનમાં અનેક અર્હતો આપે છે અને ભવિષ્યમા પણ અનેક અર્હતો આપશે આમ એ વિદ્યાને તેઓ અનાદિઅનંત સૂચવે છે. આમ વેદની અપૌરુષેયતા અને અગ આગમની અનાદિતા એક જ થઈ જાય છે

અગોમા એવા સ્પષ્ટ ઉલ્લેખો મળે છે, જેમા પોતાની વાતના સમર્થનમાં ભગવાન મહાવીર ભગવાન પાર્શ્વે પણ આમ જ કહ્યુ છે, એમ સ્પષ્ટ જણાવે છે વળી, એવા કેટલાક અધ્યયનો છે, જેને વિષે કહેવામા આવ્યુ છે કે આ ઋષભે કહ્યુ છે, આ કપિલ ઋષિએ કહ્યુ છે આથી એટલુ તો ફલિત થઈ જ શકે છે કે ભગવાન મહાવીરે ચાલી આવતી પ્રાચીન પરંપરાને, સમયાનુકૂલ પરિવર્તન અને પરિવર્ધન કરીને લોકો સમક્ષ રજૂ કરી

હવે એ વિચારીએ કે જે પારંપર્ય ભગવાન મહાવીરને મળ્યુ તે વૈદિક એટલે કે બ્રાહ્મણ-પરંપરાનુ હતુ કે શ્રમણપરંપરાનુ હતુ? ભારતીય વાઙ્મયમા અહિસા આદિ સાર્વભૌમ તત્ત્વોની જે મીમાસા અગગ્રંથોમા થયેલી છે તે જોતાં અને તેવી મીમાસાનો વેદ–બ્રાહ્મણ ગ્રન્થોમા અભાવ જોતા એમ જરૂર કહી શકાય કે આચારની બાબતમા તેમનો વારસો એ વૈદિક પરંપરાનો નથી. જેકોબી વગેરેએ એક સમયે એમ માનેલુ કે આચારાગ આદિમા આવતા આચારના નિયમોનો આધાર વૈદિક ધર્મશાસ્ત્રો–સૂત્રગ્રંથો છે પણ, આ વસ્તુનો સમગ્રભાવે વિચાર કરતાં હવે અદ્યતન વિદ્વાનો એ મતથી વિરુદ્ધ મત ધરાવે છે અને ડૉ દાડકર જેવા સ્પષ્ટપણે સ્વીકારતા થઈ ગયા છે કે સ્વય ધર્મગ્રન્થો–સૂત્રગ્રન્થોમા નિરૂપિત થયેલ સમગ્ર જીવનવ્યાપી તત્ત્વ મૂળે વૈદિક પરંપરાનુ નથી, પણ શ્રમણોની અસરથી વૈદિક પરંપરામા લેવામા આવ્યુ છે * આ રીતે કહી શકાય કે, અગ ગ્રન્થોમા જે આચારની વિચારણા છે, તે શ્રમણ પરંપરાની છે, નહિ કે વૈદિક પરંપરાની.

હવે ભગવાન મહાવીરની દાર્શનિક વિચારધારાનુ પારંપર્ય તેમને કઈ પરંપરામાથી મળ્યુ એ વિષે વિચારીએ આ બાબતમા પણ મહાવીર પૂર્વેની વૈદિક વિચારધારા સ્પષ્ટપણે સૃષ્ટિપ્રક્રિયામાં માને છે, એટલે કે ક્યારેક પણ આ સૃષ્ટિ કોઈ એક તત્ત્વમાથી ઉત્પન્ન થઈ એમ સ્વીકારે છે; જ્યારે, આથી ઊલટુ, જૈન આગમ સ્પષ્ટપણે માને છે કે આ સૃષ્ટિ કદી ઉત્પન્ન થઈ છે એમ નથી, એ તો અનાદિ-અનંત છે વળી, મહાવીર પૂર્વેની વૈદિકપરંપરા જગતના મળમા એક જ તત્ત્વ માને છે, જ્યારે ભગવાન મહાવીરને મતે જગત જીવ અને જડ એ બે તત્ત્વોનો વિસ્તાર છે એ તત્ત્વો પણ અનાદિ-અનત છે આમ દાર્શનિક દૃષ્ટિનો પણ બન્નેમા મૌલિક ભેદ છે એટલે અગ ગ્રંથોનુ દર્શન વેદને આધારે નિષ્પન્ન થયુ છે, એમ કહી શકાય નહિ આથી આપણે સ્પષ્ટપણે કહી શકીએ કે મહાવીરની દાર્શનિક વિચારધારાનુ પારંપર્ય બ્રાહ્મણપરંપરા સાથે નહિ પણ શ્રમણપરંપરા સાથે સંબદ્ધ છે

### રચના-પ્રદેશ

ભગવાન મહાવીરના ઉપદેશને આધાર બનાવીને સમગ્ર આગમોની રચના થઈ છે ભગવાન મહાવીરે પ્રથમ સફળ ઉપદેશ શ્વેતાંબરોને મતે અપાપા–પાવાપુરીમા અને દિગંબરોને મતે

* જુઓ ઉક્ત લેખ, પૃ૦ ૫૬

રાજગૃહના વિપુલાચલ ઉપર આપ્યો. આમ સ્થાન પરત્વે મતભેદ છતાં સામાન્ય રીતે બિહાર એ મૂળ આગમોની જન્મભૂમિ છે એમ કહી શકાય પણ આમાં પણ થોડો અપવાદ કરવો આવશ્યક છે. સૂત્રકૃતાંગનું વૈતાલિક અધ્યયન, ટીકાકારોના મત પ્રમાણે, ઋષભદેવના ઉપદેશનો સંગ્રહ છે આ દૃષ્ટિએ બિહારની બહાર પણ આગમની ઉત્પત્તિનાં મૂળ શોધવા રહ્યાં વળી, પૂર્વના આધારે ગ્રથિત પટ્ખંડાગમની રચના દક્ષિણમાં થઈ પણ તેનો 'ઉપદેશ' સૌરાષ્ટ્રમાંથી તેના કર્તાઓને પ્રાપ્ત થયો[૧૪] ઉત્તરાધ્યયનનો કેશી-ગૌતમ સંવાદ શ્રાવસ્તીમાં થયો આચાર્ય ભદ્રબાહુ ક્યાંના નિવાસી હતા તે નિશ્ચિત નથી તેમણે છેદ ગ્રંથો કલ્પ, વ્યવહાર અને (?) નિશીથની રચના કરી છે વળી, તેમના વિષે શ્વેતાંબર સંપ્રદાયનો મત એવો છે કે તેઓ નેપાલમાં જઈ ધ્યાન-સમાધિમાં લાગી ગયા હતા ત્યાં જઈ સ્થૂલભદ્રે તેમની પાસેથી દશ પૂર્વનું જ્ઞાન મેળવ્યું. નંદીસૂત્રની રચના, તેના સમયની દૃષ્ટિએ, સૌરાષ્ટ્રમાં થઈ હોય એવો વધારે સંભવ છે આચાર્ય કાલક યા શ્યામાચાર્યે પ્રજ્ઞાપનાની રચના કરી છે તેઓ માળવાના ધારાવાસ નામક નગરના નિવાસી હતા અનુયોગ-દ્વારના કર્તા આર્યરક્ષિત પણ માળવાના જ છે આચાર્ય જિનભદ્રગણિનું જીતકલ્પ સૌરાષ્ટ્રમાં રચાયું હોય એવો અધિક સંભવ છે મહાનિશીથ એ આચાર્ય હરિભદ્રે ઉદ્ધરેલ ગ્રંથ છે, એટલે એને રાજસ્થાન–ગુજરાતની રચના કહી શકાય પિંડનિર્યુક્તિ આદિ ગ્રંથ દ્વિતીય ભદ્રબાહુની રચના હોવાનો સંભવ છે તેઓ દક્ષિણના પ્રતિષ્ઠાનપુરના નિવાસી હતા

વળી, આગમોની વાચના પાટલિપુત્ર, મથુરા અને વલભીમાં થઈ અને વલભીવાચનામાં થયેલ સંકલન અત્યારે શ્વેતાંબરસંમત આગમો છે આ સ્થિતિમાં આગમોનો મૂળ ઉપદેશ બિહારમાં થવા છતાં તેનું અંતિમ રૂપ સૌરાષ્ટ્રમાં સ્થિર થયું

આ બધી વાતોનો વિચાર કરીએ તો કહેવું પડે છે કે સમગ્ર ભારતવર્ષ એ આગમોની રચના-ભૂમિ છે. આ દૃષ્ટિએ જ તેની ભાષાનો વિચાર થવો જોઈએ

## આગમોની ભાષા

વેદો સંસ્કૃત ભાષામાં છે, જ્યારે જૈન-બૌદ્ધના આગમો પ્રાકૃતમાં છે આમ થવાનું સ્પષ્ટ કારણ એ છે કે ભગવાન મહાવીર અને બુદ્ધને પોતાનો ઉપદેશ જનતાના બધા વર્ગોમાં ફેલાવવો હતો, નહિ કે માત્ર ઉચ્ચ વર્ગમાં વેદો એ તો બ્રાહ્મણોની સંપત્તિ, એમાં બીજાનો રાજ ન વાગે—એ માન્યતાના વિરોધમાં જ્ઞાન એ બધાને સમાનભાવે સુલભ થવું જોઈએ એવો ઘોષ ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધનો હતો વળી, જ્ઞાન માટે અમુક જ ભાષા વાહનરૂપે વપરાય અને તે પવિત્ર છે એવો ભ્રમ પણ તેમને નિવારવો હતો એટલે બન્ને અરિહંતોએ તેમનો ઉપદેશ લોકભાષામાં ગ્રથિત થાય એવો આગ્રહ રાખ્યો હતો આથી ભગવાન મહાવીરનો ઉપદેશ ગણધરોએ તે કાળની પ્રાકૃત ભાષામાં ગ્રથિત કર્યો એ ભાષાનું નામ શાસ્ત્રમાં અર્ધમાગધી આપવામાં આવ્યું છે પાછળના વૈયાકરણોએ માગધી અને અર્ધમાગધી ભાષાના જે લક્ષણો ગણાવ્યાં છે તે લક્ષણો આપણી સામે વિદ્યમાન આગમોમાં ક્વચિત્ જ મળે છે એટલે પ્રાકૃત ભાષાની સામાન્ય પ્રકૃતિ પ્રમાણે એ ભાષા સદા પરિવર્તિત થતી રહી હશે એમ માનવાને કારણ છે અને જે કારણે શાસ્ત્રોની ભાષા સંસ્કૃત નહિ પણ પ્રાકૃત રાખવામાં આવી હતી એટલે કે લોકભાષા સ્વીકારવામાં આવી હતી તે કારણે પણ લોકભાષા જેમ જેમ બદલાય તેમ તેમ એ શાસ્ત્રોની ભાષા બદલાવી જોઈએ એ અનિવાર્ય હતું

---

૧૪. "तदो सव्वेसिमंगपुव्वाणमेगदेसो आयरियपरंपराए आगच्छमाणो धरसेणाइरियं संपत्तो। तेण वि सोरट्ठविसय गिरिणयरपट्टणचंदगुहाठिएण .." धवला भाग १, पृ० ६७।

વળી, ભગવાન મહાવીરના સમયમા મગધમા વિસ્તાર પામેલો જૈનધર્મ ક્રમે કરી પશ્ચિમ અને દક્ષિણ તરફ વિસ્તરતો ગયો એટલે લોકભાષા પ્રાકૃતમા તે તે દેશોની લોકભાષાનુ વલણ દાખલ થાય એ સ્વાભાવિક છે એટલે આજે મળતા આગમોમા અર્ધમાગધીનાં લક્ષણો વિશેષ રૂપે ન મળે તો તેમા કાઈ આશ્ચર્ય નથી. જો વૈદિકોની જેમ જૈનોએ ભાષાનુ મહત્ત્વ સ્થાપિત કર્યું હોત તો આમ ન બનત, એ અહી આપણે નોંધવુ જોઈએ સમ્પ્રદાયભેદે શ્વેતાબરો અને દિગબરોમા પણ ભાષાભેદ દેખાય છે દિગબરોના પ્રાકૃત ગ્રથોમા શૌરસેની પ્રાકૃતભાષાને વિશેષ મહત્ત્વ અપાયુ છે સૌરાષ્ટ્રના ગિરિનગરમાં રહેનાર ધરસેન અને દક્ષિણાપથથી તેમની પાસે આવનાર ભૂતબલિ-પુષ્પદત —એમાંના કોઈની પણ માતૃભાષા શૌરસેની હોવાનો સભવ નથી. છતા પણ વિદ્યમાન ષટ્ખડાગમ અને ત્યાર પછીના લગભગ બધા દિગબર પરંપરાના ગ્રથોની—પછી ભલે ને તે ભારતના ગમે તે ભાગમા ગમે તે કાળે રચાયા હોય છતા પણ તે સૌની—ભાષા શૌરસેની પ્રાકૃત છે. આથી એક વસ્તુ ફલિત થાય છે કે દિગબરોએ વૈદિકોની જેમ જે એક ભાષા સર્વપ્રથમ સ્વીકારી તેનો સંબધ મથુરા આસપાસના શૂરસેન પ્રદેશ સાથે છે અને એવો પણ વધારે સભવ છે કે તેઓનુ પ્રસ્થાન શૂરસેન દેશથી દક્ષિણ તરફ થયુ હશે અને તેઓ ત્યાની શૌરસેની ભાષા સાથે લઈ ગયા હશે. પછી એ જ ભાષામા સમગ્ર સાહિત્ય ક્રમે કરી નિર્માણ થયુ

જૈન આગમોની જે પ્રતો મૂળમાત્રની મળે છે અને જે પ્રતો સટીક આગમોની મળે છે તેમા પણ ભાષાભેદ દેખાય છે કેટલીકવાર 'य' શ્રુતિને બદલે 'त' શ્રુતિને સ્થાન વિશેષ રૂપે જોવા મળે છે સામાન્ય રીતે એમ કહી શકાય કે ચૂર્ણિકારોની સામે આગમગ્રથોની જે ભાષા હતી, અથવા તો ચૂર્ણિકારોએ આગમોની જે વાચના ભાષાની દૃષ્ટિએ સ્વીકારી છે, તેથી જુદી જ વાચના સસ્કૃત ટીકાકારોની સામે છે, અથવા તો તેમણે ચૂર્ણિસમત વાચનાને મઠારીને આજે ઉપલબ્ધ વાચના તૈયાર કરી છે વસ્તુત શુ થયુ હશે એ કહેવુ કઠણ છે, પણ એટલુ નક્કી કે ચૂર્ણિ અને સસ્કૃત ટીકા સમત આગમોની વાચનામા ભાષાભેદ છે આ ભાષાભેદ કાળબળે ઉત્તરોત્તર થતો ગયો તેમ માનવુ અથવા ટીકાકારોએ દુર્બોધતા ટાળવા માટે ભાષાની એકરૂપતા લાવવા સ્વય પ્રયત્ન કર્યો એમ માનવુ —એ હજી વિવાદનો જ વિષય ગણવો જોઈએ પણ એટલુ નક્કી કે ટીકાના કાળ સુધીમા જૈન આગમોની ભાષા પરિવર્તિત થતી રહી છે અને તેણે પ્રાકૃતભાષાની પ્રકૃતિ—એટલે કે પરિવર્તિત થતા રહેવુ—જાળવી રાખી છે એમા તો શક નથી.

શ્વેતાબરોના આગમોની ભાષા પ્રાચીન કાળે અર્ધમાગધી હતી એમ સ્વય આગમોના જ ઉલ્લેખ ઉપરથી નિશ્ચિત થાય છે. પણ આજે તો જેને વૈયાકરણો મહારાષ્ટ્રી પ્રાકૃતને નામે ઓળખે છે તે ભાષાની નજીકની એ પ્રાકૃત છે. આથી આધુનિક વિદ્વાનો એને જૈન મહારાષ્ટ્રી એવુ નામ આપે છે એ ભાષાની સમગ્રભાવે એકરૂપતા પૂર્વોક્ત શૌરસેનીની જેમ આગમ ગ્રથોમા મળતી નથી, અને ભાષાભેદના સ્તરો સ્પષ્ટરૂપે તજ્જ્ઞને જણાઈ આવે છે. આચારાગમા જ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની ભાષા સ્પષ્ટપણે કાળભેદ બતાવે છે, તે જ પ્રમાણે સૂત્રકૃતાગ અને ભગવતીસૂત્રની ભાષાના રૂપોમા પણ પૂર્વોત્તર ભાવ સ્પષ્ટ છે અને ભગવતી પછીના ભાષાના સ્થિર રૂપો જ્ઞાતા વગેરે કથાપ્રધાન આગમગ્રથોમા નજરે ચડે છે. આ સામાન્ય રૂપરેખા છે પણ વસ્તુત ભાષાની દૃષ્ટિએ આગમોનુ આ વિભાજન ભાષાવિદોના અભ્યાસનો એક ખાસ વિષય બને એમ છે

### આગમો કેટલા?

આગમોમા સર્વપ્રથમ દ્વાદશાગરૂપ ગણિપિટકને જ સ્થાન મળ્યુ હશે એ નિર્વિવાદ છે, કારણ બન્ને સમ્પ્રદાયો તેને ગણધરગ્રથિત માને છે પણ ગણધરના શિષ્ય-પ્રશિષ્યોએ ઉત્તરોત્તર જે ગ્રથો

અગ ગ્રથોને આધારે ગ્રથિત કર્યા તેમનો પણ સમાવેશ ક્રમે કરી આગમોમાં થતો ગયો છે, એ પણ હકીકત છે આમ અગ અને અગબાહ્ય એવા બે વિભાગોમા આગમો સામાન્યરીતે વહેંચાઈ જાય છે નદીસૂત્રગત સમ્યક્ શ્રુતની ગણુતરીમા માત્ર અર્હત્પ્રણીત દ્વાદશાગીને જ ગણવામા આવી છે [૧૫] વળી, તે જ નદીમા સાદિ સપર્યવસિત આદિના વિચારમા પણ દ્વાદશાગી જ લેવામા આવી છે [૧૬] સમવાયાગ (સૂત્ર ૧૩૬) મા પણ ભગવાન મહાવીરપ્રણીત બાર અગો જ ગણાવ્યા છે અનુયોગદ્વારમા લોકોત્તર આગમપ્રમાણની ચર્ચામા કેવળ દ્વાદશાગનો જ ઉલ્લેખ છે આ બધા ઉલ્લેખો એ સૂચવે છે કે મૂળે જૈનાગમ દ્વાદશાગમા જ સમાવિષ્ટ થતા પણ સમયના વહેવા સાથે ગણધરોના શિષ્યોદ્વારા અને આગળ ચાલતા તેમની શિષ્યપરપરામા ક્રમે ક્રમે બીજા પણ શાસ્ત્ર રચાતા ગયા અને તે પ્રાય મૂળ આગમને અનુસરતા હોઈ ને, તેમને પણ શ્રુતમા સ્થાન આપવામા આવ્યુ આમ છતા આગમમા એ વિવેક કરવામા આવ્યો જ છે કે કયા ગ્રથો ગણધરપ્રણીત અને કયા તેથી ભિન્ન. આ વિવેકને લક્ષ્યમા રાખીને જ અગ અને અગબાહ્ય અથવા અગપ્રવિષ્ટ અગબાહ્ય એવા ભેદો શ્રુતના કરવામાં આવ્યા છે * દ્વાદશાગીથી પૃથક્ એવા બધા આગમોનો સમાવેશ અગબાહ્ય એ નામના વિભાગમા કરવામા દિગબર અને શ્વેતાબર એકમત છે પણ અગબાહ્યમા કયા ક્રમે નવો નવો ઉમેરો થતો ગયો હશે તેનો સપૂર્ણ ઇતિહાસ જાણવાનુ સાધન આપણી પાસે નથી છતા પણ એ ઇતિહાસની જે ત્રુટક કડીઓ મળી આવે છે તેને જોડીને જે ચિત્ર ખડુ થાય છે તે આપવાનો પ્રયાસ કરીએ તો અનુચિત નહિ લેખાય

આચાર્ય ઉમાસ્વાતિએ તત્ત્વાર્થસૂત્રમા શ્રુતના બે ભેદો કરી અગબાહ્યમા જે નામો ગણાવ્યા છે તે આ છે ૧ સામાયિક, ૨. ચતુર્વિંશતિસ્તવ, ૩ વદન, ૪ પ્રતિક્રમણ, ૫ કાયવ્યુત્સર્ગ, ૬ પ્રત્યાખ્યાન, ૭. દશવૈકાલિક, ૮ ઉત્તરાધ્યયન, ૯ દશા, ૧૦ કલ્પ-વ્યવહાર, ૧૧ નિશીથ, ૧૨ ઋષિભાષિત આદિ અહી આદિ શબ્દથી સૂચિત થાય છે કે આ સિવાય પણ બીજા અગબાહ્ય ગ્રથો છે ધવલા ટીકાકારે સ્પષ્ટરૂપે ૧૪ અગબાહ્ય છે એમ કહ્યુ છે. અને તેમણે જે ૧૪ નામો ગણાવ્યા છે તે આ છે ૧ સામાઇય, ૨ ચઉવીસત્થઓ, ૩ વદણા, ૪ પડિક્કમણ, ૫ વેણઇય, ૬. કિદિયમ્મ, ૭ દસવેયાલિય, ૮ ઉત્તરજ્ઝયણ, ૯ કપ્પ-વવહારો, ૧૦ કપ્પાકપ્પિય, ૧૧ મહાકપ્પિય, ૧૨. પુડરીય, ૧૩. મહાપુડરીય, ૧૪ ણિસીહિય[૧૭]

જયધવલામા[૧૮] આ ૧૪ અગબાહ્ય ગ્રથોની 'પ્રકીર્ણક' એવી સામાન્ય સજ્ઞા પણ આપવામા આવી છે ધવલા અને જયધવલામા એ ૧૪ અગબાહ્ય ગ્રથોનો વિષય પણ વિગતે આપવામા આવ્યો છે અને તેથી, એમ કહી શકાય કે, વીરસેન આચાર્ય સમક્ષ એ સૂત્રો હોવાનો સભવ ખરો અગો વિષે તો તેઓ સ્પષ્ટ રીતે કહે જ છે કે એ ક્રમે કરી નષ્ટ થઈ ગયા, પણ ઉક્ત અગબાહ્ય વિષે એમણે એવી કશી જ નોંધ કરી નથી

ઉક્ત બને સૂચીઓને આધારે એમ કહી શકાય કે નીચેના ગ્રથો ધવલાકારના સમય સુધીમા અગબાહ્ય તરીકે પ્રસિદ્ધ હતા

૧. સામાયિક, ૨. ચતુર્વિંશતિસ્તવ, ૩ વદન, ૪ પ્રતિક્રમણ, ૫ કાયવ્યુત્સર્ગ, ૬ પ્રત્યાખ્યાન,

---

૧૫ નદીસૂત્ર ૭૧

૧૬ નદીસૂત્ર ૭૩

* નદીસૂ૦ ૭૯, રાજવાર્તિક ૧ ૨૦ ૧૧ ૧૩, ધવલા પૃ૦ ૯૬, તત્ત્વાર્થભાષ્ય ૧ ૨૦

૧૭ ધવલા પૃ૦ ૯૬ પ્રથમ ભાગ, જયધવલા પ્રથમ ભાગ પૃ૦ ૨૪, ૯૭

૧૮ પૃ૦ ૧૨૨

૭ વેણુજ્ય, ૮ કિન્યિમ્મ, ૯ દશવૈકાલિક, ૧૦ ઉત્તરાધ્યયન, ૧૧ દશા, ૧૨. કલ્પ-વ્યવહાર, ૧૩ નિશીથ. ૧૪. ઋષિભાષિત, ૧૫. કપ્પાકપ્પિય, ૧૬. મહાકપ્પિય, ૧૭. પુંડરીય, ૧૮ મહાપુંડરીય

આમા પ્રથમના છ એ તો આવશ્યકમા સમાવિષ્ટ છે[૧૯] ધવલામા પ્રથમના ૬ નામોમા અંતિમ બેના નામ જુદા છે તેને કાયવ્યુત્સર્ગ અને પ્રત્યાખ્યાનના જો નામાન્તર ગણીએ તો તે બે ઓછા થાય પણ તેનો જે વિષય નિર્દિષ્ટ છે એ જોતા એ નામાતર ગણી શકાય એમ નથી માટે તને જુદા જ ગણાવ્યા છે આમ સખ્યાની દૃષ્ટિએ ૧૮ નામો ઉપલબ્ધ છતાં તત્ત્વાર્થભાષ્ય ગત 'આદિ' શબ્દથી તેમને કેટલા બીજા વિવક્ષિત છે તે જાણવાનુ સાધન આપણી પાસે નથી પણ એટલુ તો કહી શકાય કે ધવલાકાર જે ચૌદનો ઉલ્લેખ કરે છે તેથી તો એ સખ્યા મોટી જ હોવી જોઈએ કારણ, બારનો ઉલ્લેખ કર્યા પછી 'આદિ' પદ દે છે સામાન્ય રીતે એમ કહી શકાય કે ધવલાની સૂચિ એ શ્વેતામ્બર-દિગમ્બરની શ્રુતમાન્યતા જ્યાસુધી અભિન્ન હતી અને બનેના શ્રુતના વિવાદ ઊભો થયો ન હતો ત્યારની છે એટલે એ સૂચિ કદાચ ઉમાસ્વાતિ પહેલાની પણ હોઈ શકે

નદીસૂત્રમા ઉત્કાલિકમા નીચેના અગબાહ્ય ગ્રથો ગણાવ્યા છે

| | |
|---|---|
| ૧ દશવૈકાલિક | ૧૫. ચન્દ્રવેધ્યક |
| ૨ કલ્પાકલ્પિક | ૧૬ સૂર્યપ્રજ્ઞપ્તિ |
| ૩ ચુલ્લકલ્પશ્રુત | ૧૭ પૌરુષીમડલ |
| ૪ મહાકલ્પશ્રુત | ૧૮ મડલપ્રવેશ |
| ૫ ઔપપાતિક | ૧૯ વિદ્યાચરણવિનિશ્ચય |
| ૬ રાજપ્રશ્નીય | ૨૦ ગણિવિદ્યા |
| ૭ જીવાભિગમ | ૨૧ ધ્યાનવિભક્તિ |
| ૮ પ્રજ્ઞાપના | ૨૨ મરણવિભક્તિ |
| ૯ મહાપ્રજ્ઞાપના | ૨૩ આત્મવિશોધિ |
| ૧૦ પ્રમાદાપ્રમાદ | ૨૪ વીતરાગશ્રુત |
| ૧૧ નદી | ૨૫ સલેખનાશ્રુત |
| ૧૨ અનુયોગદ્વાર | ૨૬ વિહારકલ્પ |
| ૧૩ દેવેંદ્રસ્તવ | ૨૭ ચરણવિધિ |
| ૧૪ તદુલવૈચારિક | ૨૮ આતુરપ્રત્યાખ્યાન |
| ૨૯ મહાપ્રત્યાખ્યાન | |

ઉત્કાલિક ઉપરાત કાલિક અગબાહ્યમા પણ નદીસૂત્રમાં નીચેના શાસ્ત્રો સમાવિષ્ટ છે

| | |
|---|---|
| ૧. ઉત્તરાધ્યયન | ૬ મહાનિશીથ |
| ૨ દશાશ્રુત | ૭ ઋષિભાષિત |
| ૩ કલ્પ | ૮ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ |
| ૪ વ્યવહાર | ૯ દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ |
| ૫ નિશીથ | ૧૦ ચદ્રપ્રજ્ઞપ્તિ |

૧૯ નદીસૂત્ર ૮૧

૧૧. ક્ષુદ્રિકા વિમાનપ્રવિભક્તિ
૧૨ મહતી વિમાનપ્રવિભક્તિ
૧૩ અગચૂલિકા
૧૪ વર્ગચૂલિકા
૧૫ વિવાહચૂલિકા
૧૬ અરુણોપપાત
૧૭ વરુણોપપાત
૧૮ ગરુડોપપાત
૧૯ ધરણોપપાત
૨૦. વૈશ્રમણોપપાત
૨૧ વેલધરોપપાત
૨૨ દેવેંદ્રોપપાત
૨૩ ઉત્થાનશ્રુત
૨૪ સમુપસ્થાનશ્રુત
૨૫ નાગપરિજ્ઞા
૨૬ નિરયાવલિકા
૨૭ કલ્પિકા
૨૮ કલ્પાવતસિકા
૨૯. પુષ્પિતા
૩૦. પુષ્પચૂલિકા
૩૧ વૃષ્ણિદશા[૨૦]

અને અતે લખ્યુ છે કે, ' આદિ ૮૪ હજાર પ્રકીર્ણકો ઋષભદેવનાં, સખ્યાત હજાર પ્રકીર્ણકો વચલા તીર્થંકરોના અને ૧૪ હજાર પ્રકીર્ણકો ભગવાન મહાવીરના સમજવા, અને વળી અંતે લખ્યુ છે જે તીર્થંકરોના જેટલા શિષ્યો ચતુર્વિધ બુદ્ધિથી સપન્ન હોય તેટલા સહસ્ર અને જેટલા પ્રત્યેકબુદ્ધ હોય તેટલા પણ સહસ્ર સમજવા

નદીએ ગણાવેલ આવશ્યકથી અતિરિક્ત એવા અગબાહ્ય ગ્રથો ૬૦ છે અને નદીના કાળમા એ બધા હશે તોપણ આજે તો એમાના ઘણા નથી જ મળતા

## આગમોનું વર્ગીકરણ

આપણે જોયુ કે ગણિપિટકમાં સર્વપ્રથમ કેવળ અગોનો જ સમાવેશ થયો અને તેથી જે બહાર રહ્યુ તે અગબાહ્યમા સમાવિષ્ટ થયુ આ ઉપરથી અગપછી આગમોનો પ્રથમ વિભાગ અગ અને અગબાહ્ય એમ થયો આનુ જ બીજુ નામ અગ અને ઉપાગ; અથવા અગપ્રવિષ્ટ અને અનગપ્રવિષ્ટ અથવા અગ અને ઉપતત્ર એમ પડ્યુ ઉમાસ્વાતિ અગબાહ્ય અને ઉપાગ એ બન્ને શબ્દોનો પ્રયોગ કરે છે, જ્યારે ધવલા અગબાહ્ય અને ઉપતત્ર એ શબ્દોનો પ્રયોગ કરે છે નદીસૂત્રના ઉલ્લેખ ઉપરથી એમ કહી શકાય કે અગબાહ્યનુ બીજુ નામ પ્રકીર્ણક પણ હતુ વેદની જેમ અંગગ્રથો નિયતકાલમા જ ભણાતા તેથી તે કાલિક કહેવાયા પણ અગબાહ્યમા એમ ન રહ્યુ કેટલાકનો કાળ નિયત હતો અને કેટલાકનો અનિયત, આથી અગબાહ્ય ગ્રથોમા બે ભેદ પડ્યા કાલિક અને ઉત્કાલિક આ ભેદ અનુયોગદ્વાર જેટલો તો જૂનો છે જ આથી એમ કહી શકાય કે અનુયોગદ્વાર સુધીમા અગ અને અગબાહ્ય તથા અગબાહ્યમા કાલિક અને ઉત્કાલિક એવા વિભાગો સ્થિર થયા હતા ઉમાસ્વાતિ અને ધવલાના ઉલ્લેખોને આધારે એમ કહી શકાય કે સામાયિકાદિ અધ્યયનો ક્યારેક પૃથક્ ગણાતા પણ એ અધ્યયનો આવશ્યકને નામે પ્રસિદ્ધિને પામ્યા હશે ત્યારે તેમનો આવશ્યક એવે નામે વિભાગ પૃથક્ ગણવામા આવ્યો હશે આમ અગબાહ્યમા અમુક અધ્યયનો જ્યારે આવશ્યકાન્તર્ગત થઈ ગયા ત્યારે શેષ આવશ્યકવ્યતિરિક્ત

---

૨૦ આ ઉપરાત પાક્ષિકસૂત્રમા આશીવિષભાવના, દૃષ્ટિવિષભાવના, સ્વપ્નભાવના, મહાસ્વપ્નભાવના અને તૈજસનિસર્ગનો નિર્દેશ છે અને યોગનન્દીમા તે ઉપરાત સાગરપ્રજ્ઞપ્તિ, વૃષ્ણિકા અને ચારણભાવનાનો ઉલ્લેખ છે આમ તેની કુલ સખ્યા ૩૯ થાય છે

ગણાયાં સ્થાનાગ (સૂ૰ ૭૧), નદી (સૂ૰ ૮૦) અને અનુયોગ (સૂ૰ ૫) ને આધારે કહી શકાય છે કે અંગબાહ્યમા આવશ્યક અને આવશ્યકવ્યતિરિક્ત એવા વિભાગો પણ કરવામા આવ્યા છે અનુયોગદ્વારની વિશેષતા એ છે કે તેમા વિભાગ આ પ્રમાણે છે




પણ નદી વગેરેમા તે ભેદ આ પ્રમાણે છે




આમ બનવાનુ કારણ એ જણાય છે કે અનુયોગમાં આવશ્યકની વ્યાખ્યા પ્રસ્તુત હતી એટલે કાલિક-ઉત્કાલિક ભેદો પ્રથમ બતાવી આવશ્યક ઉત્કાલિકાતર્ગત હતુ તે બતાવ્યુ; જ્યારે નદીમા તો કોઈ વિશેષ શાસ્ત્ર પ્રસ્તુત ન હતુ પણ આગમના ભેદો પ્રસ્તુત હતા તેથી કાલિક-ઉત્કાલિકને છેલ્લુ સ્થાન મળ્યુ પણ આધુનિક કાળે શ્વેતાબર સપ્રદાયમા આગમોનો વિભાગ જુદી જ રીતે પ્રચલિત છે તે આ પ્રમાણે

૧. અગ, ૨. ઉપાગ, ૩. છેદ, ૪. મૂળ, ૫. પ્રકીર્ણક, ૬. ચૂલિકા.

જૈન શ્રુતને આ પ્રમાણે વિભક્ત કરવાની પદ્ધતિ ક્યારથી શરૂ થઈ હશે એ કહેવુ તો કઠણ છે, પણ તે કેવી પ્રક્રિયામાથી પસાર થઈ હશે એ વિષે થોડું કલ્પનાથી કહી શકાય એમ છે આગમોના અંગ અને અંગબાહ્ય આ વિભાગો લાબા કાળ સુધી ચાલ્યા હશે, પણ મધ્યકાળમા આગમોને વિભક્ત કરવાની પદ્ધતિમા ભેદ પડ્યો. એ પદ્ધતિ ક્યારથી શરૂ થઈ એ કહેવુ તો મુશ્કેલ છે, પણ બારમી શતાબ્દી આસપાસ તો એ પદ્ધતિ શરૂ થઈ ગઈ હશે જ એમ લાગે છે, કારણ કે ધનેશ્વરના શિષ્ય શ્રીચદ્રે સુખબોધા સમાચારીમા[૨૧] અંગ અને તત્સબધી ઉપાગોનો નિર્દેશ કર્યો છે

૨૧ આના વિશેષ વિવરણમા જુઓ—જૈન સાહિત્યકા બૃહદ્ ઇતિહાસ પ્રસ્તાવના પૃ૰ ૩૬, પ્રકાશક પાર્શ્વનાથ વિદ્યાશ્રમ શોધ સંસ્થાન, વારાણસી

વળી, છેદ સૂત્રોનો વર્ગ તેની રહસ્યમયતાને કારણે પૃથક્ રહે તે પણ આવશ્યક જણાતા અલગ પડ્યો હશે 'મૂળ' વિભાગ ક્યારે અને શા માટે પડ્યો હશે એ જાણવુ કઠણ છે પણ કલ્પના તરીકે એમ કહી શકાય કે દીક્ષિતને સર્વપ્રથમ એ વર્ગના શાસ્ત્રોનુ અધ્યયન આવશ્યક મનાયુ હતુ એટલે એ મૂળસૂત્રો મનાયા સમગ્ર શ્રુતની ચૂલિકારૂપે જ નદી અને અનુયોગદ્વારની રચના થઈ છે એટલે એ બેનો સમાવેશ 'ચૂલિકા સૂત્ર' નામના વર્ગમા થાય એ સ્વાભાવિક છે ઉપાગ, છેદ, મૂલ, ચૂલિકા એ બધા વિભાગો અગબાહ્યમા સમાવિષ્ટ પ્રકીર્ણક ગ્રથોમાથી ચૂટીને કરવામા આવ્યા, એટલે બાકી રહેલા નાના પ્રકીર્ણકો 'પ્રકીર્ણક' કહેવાયા આમ શ્રુતવિભાગો કાળક્રમે સ્થિર થયા હશે અને આધુનિક કાળે આ જ વિભાગોમા અગબાહ્ય વિભક્ત કરવામા આવે છે[૨૨] આ પ્રમાણે વર્ગીકૃત શ્રુતની સૂચી નીચે પ્રમાણે સ્થિર થઈ—જે આજે થોડા ફેરફાર સાથે સર્વત્ર શ્વેતાબરોમા માન્ય છે

| | |
|---|---|
| ૧૧ અંગ : | ૧ આચાર, ૨ સૂત્રકૃત, ૩. સ્થાન, ૪ સમવાય, ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, ૬ જ્ઞાતધર્મકથા, ૭ ઉપાસકદશા, ૮ અતકૃદ્દશા, ૯ અનુત્તરોપપાતિકદશા, ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાક (૧૨ દૃષ્ટિવાદ–લુપ્ત છે) |
| ૧૨ ઉપાંગ . | ૧ ઔપપાતિક, ૨ રાજપ્રશ્નીય, ૩ જીવાભિગમ, ૪ પ્રજ્ઞાપના, ૫ સૂર્યપ્રજ્ઞપ્તિ, ૬ જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, ૭ ચદ્રપ્રજ્ઞપ્તિ, ૮ નિરયાવલી, ૯ કલ્પાવતસિકા, ૧૦ પુષ્પિકા, ૧૧ પુષ્પચૂલિકા, ૧૨ વૃષ્ણિદશા |
| ૬ છેદસૂત્ર . | ૧ નિશીથ, ૨ મહાનિશીથ, ૩ વ્યવહાર, ૪ દશાશ્રુત, ૫ બૃહત્કલ્પ, ૬ જીતકલ્પ |
| ૪ મૂલ : | ૧ ઉત્તરાધ્યયન, ૨. દશવૈકાલિક, ૩ આવશ્યક, ૪ પિડનિર્યુક્તિ |
| ૧૦ પ્રકીર્ણક . | ૧ ચતુ શરણ, ૨ આતુરપ્રત્યાખ્યાન, ૩ ભક્તપરિજ્ઞા, ૪ સસ્તારક, ૫ તદુલવૈચારિક, ૬ ચદ્રવેધ્યક, ૭ દેવેંદ્રસ્તવ, ૮ ગણિવિદ્યા, ૯ મહાપ્રત્યાખ્યાન, ૧૦ વીરસ્તવ |
| ૨ ચૂલિકાસૂત્ર : | ૧ નદી, ૨ અનુયોગદ્વાર |

### આગમોનો સમય

તાત્ત્વિક દૃષ્ટિએ જૈનપરપરા માને છે કે આગમો અનાદિ-અનત છે અને તે તે વક્તાની દૃષ્ટિએ તે તે કાળે નવા બને છે પણ આપણે તો અહી ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરવાનો છે આગમમા જે શાસ્ત્રોનો સમાવેશ કરવામા આવે છે તે શાસ્ત્રના નિર્માણનો કાળ જ અહી વિચારવો છે પછી ભલે ને તેનો પ્રતિપાદ્ય વિષય વિદ્યાની દૃષ્ટિએ તેથી પણ પ્રાચીન હોય

આપણે આગળ જોયુ તે પ્રમાણે બધા જ આગમો કાઈ ગણધરકૃત નથી મનાતા; કેવળ અગો જ ગણધરકૃત મનાયા છે અને એ અગોની રચનાનો કાળ ગણધરોના કાળને માનીએ તોપણ જે અનેક વાચનાઓ થઈ, પાટલીપુત્રની વીરનિર્વાણ ૧૬૦ વર્ષ પછી, માથુરીવાચના આચાર્ય સ્કદિલની અધ્યક્ષતામાં વીરનિર્વાણ ૮૨૭થી ૮૪૦ની વચ્ચે, અને લગભગ એ જ સમયે વલભીમા

૨૨ આની વિશેષ ચર્ચા માટે જુઓ જૈન સાહિત્યકા બૃહદ્ ઇતિહાસ, પ્રસ્તાવના, પૃ૦ ૨૭

નાગાર્જુનની અધ્યક્ષતામા, એ ઉપરથી જણાય છે કે શ્રુતમાં અવ્યવસ્થા થઈ ગઈ હતી, તેમાં વ્યવસ્થા લાવવા માટે આ વાચનાઓ કરવામા આવી છે પણ વિદ્વાનોનુ ધ્યાન એક વસ્તુ તરફ દોરવુ આવશ્યક છે અને તે એ કે આ વાચનાઓમાની પ્રથમ વાચના કેવળ બાર અગને વ્યવસ્થિત કરવા—ખાસ કરી બારમા અંગને વ્યવસ્થિત કરવા—યોજવામાં આવી હતી અગબાહ્ય ગ્રથોમાં અવ્યવસ્થા ઊભી થઈ હતી એવુ આ વાચના પ્રસગમા નિર્દિષ્ટ નથી એથી માનવુ રહ્યુ કે એ સમય સુધીમા જે અંગબાહ્ય ગ્રથોની રચના થઈ હશે—જેવા કે દશવૈકાલિક આદિ—તેમા અવ્યવસ્થા થઈ હતી એમ માનવાને કશુ જ કારણ નથી અને બીજી વાચનામા પણ જે શ્રુત વ્યવસ્થિત કરવામા આવ્યુ છે તેને કાલિક એવી સજ્ઞા આપવામાં આવી છે કાલિકમાં મૂળે તો દ્વાદશાંગી જ ગણાતી એટલે એ પણ અગની જ વાચના હતી

આચાર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પુસ્તકલેખનમા તો અંતિમ વાચનાને પરિણામે જે વ્યવસ્થા થઈ તે સ્વીકારીને જ લેખન થયુ છે વસ્તુસ્થિતિ આવી છતા આગમના સમયની ચર્ચામાં વિદ્વાનો આ મુદ્દાને ભૂલીને બધા જ આગમો આચાર્ય દેવર્દ્ધિગણિના સમયમા વ્યવસ્થિત થયા તેથી તેમનો અતિમ અવધિ એ છે એમ સામાન્ય રીતે નિર્દેશે છે તે ઉચિત નથી સારાંશ એ છે કે સમયની ચર્ચામા અગબાહ્યને બાદ રાખીને જ ચર્ચા કરવી જોઈએ અગબાહ્યમાથી જેના વિષે તેના કર્તાનો સમય મળી શકતો હોય અગર જ્યારથી તેનો ઉલ્લેખ મળતો હોય ત્યાર પહેલાના તે છે એમ સ્પષ્ટપણે સ્વીકારવુ જ જોઈએ અને તેમાં ઉમેરા થયા હોય તો તે ઉમેરાનો સમય બીજો હોય, પણ મૂળ ગ્રથનો તો તે જ સમય માનવો જોઈએ જ્યારે તે તે ગ્રથ બન્યો હોય

અગગ્રથો ગણધરકૃત મનાય છે, પણ તેમા સમયે સમયે ઉમેરા થયા છે તે ઉમેરાને બાદ રાખીએ તો તેનો સમય મહાવીરસમકાલીન છે એટલે કે મહાવીરનો ઉપદેશ વિક્રમપૂર્વ ૫૦૦ મા શરૂ થઈ ગયો હતો તેમણે એ ઉપદેશ ૩૦ વર્ષ સુધી આપ્યો ત્યારપછી ૧૨ વર્ષ ગૌતમના અને ૧૨ વર્ષ સુધર્મના છે એ બધાને ગણીએ તો પણ ૫૦–૬૦ વર્ષ બીજાં જાય. આમ અગરચનાની સપૂર્તિ વિક્રમપૂર્વે ૪૫૦ આસપાસ થઇ ગઈ હશે એમ માનવુ જોઈએ અને તેને અંતિમરૂપ પાટલિપુત્રની વાચનામા મળ્યુ હોય તો તેમા પણ કાઈ અસભવ નથી. એ દૃષ્ટિએ આચારાગના પ્રથમ શ્રુતસ્કધનો સમય જો આપણે વિક્રમપૂર્વે ૩૦૦ મૂકીએ તો અસગત નહિ ગણાય આચારાગના ભાષા અને ભાવ એ બન્ને તો એ વાતની સાક્ષી આપે જ છે કે તે ભગવાન મહાવીરના ઉપદેશની અત્યંત નિકટ છે આ દૃષ્ટિએ પણ આ સૂચવેલ સમય અમાન્ય કરવાને કશુ જ કારણ જણાતુ નથી

આચારાગનો દ્વિતીય શ્રુતસ્કધ તેમા પાછળથી જોડાયો છે એ હકીકત નિર્યુક્તિમા સ્વીકૃત છે અને તે કોઈ સ્થવિરની રચના છે. આ દૃષ્ટિએ તેનો પણ અતિમ અવધિ આપણે ભદ્રબાહુ સુધીનો રાખીએ તોપણ વીર નિર્વાણ પછી ૧૬૦ સુધીમા તે પણ ઉમેરાઈ ગયુ હશે; વિક્રમપૂર્વે ૨૦૦ થી આ તરફ તો કોઈ પણ હાલતમા મૂકી શકાય નહિ.

શેષ અગોમા પણ યત્રતત્ર સુધારાવધારા થયા હશે પણ તેથી તેમનો સમય વલભીવાચના જેટલો મૂકવો તે કોઈ પણ રીતે ઉચિત નથી અર્થાત્ વલભીવાચના પૂર્વેનો છે.

સ્થાનાંગ જેવા અગમાં, તેની વિશિષ્ટ રચનાને કારણે, ભગવાન મહાવીર પછીના ૬૦૦ વર્ષે ઘટેલી ઘટનાનો ઉલ્લેખ આવે તે ઉપરથી તે અગ સમગ્રભાવે ત્યારપછી જ બન્યુ એમ માનવાને બદલે એ ઘટનાનો ઉલ્લેખ માત્ર પછી તેમાં જોડી દેવામા આવ્યો એમ જ માનવુ જોઈએ વળી, ભગવતીમા ભગવાન મહાવીર પછી હજાર વર્ષે પૂર્વોની ઉચ્છેદ થશે—એવો નિર્દેશ આવે એ ઉપરથી ભગવતીનો

સમય ભગવાન મહાવીર પછી એક હજાર વર્ષ માનવાને બદલે એમ માનવુ ઉચિત છે કે એવા ઉલ્લેખો બાદમા ઉમેરવામા આવ્યા

ભાષાને આધારે પણ ગ્રથનો સમય નક્કી કરવા જતા મોટો ભ્રમ ઊભો થવા સભવ છે કારણ અગગ્રંથોની ભાષા પ્રાકૃત છે અને પ્રાકૃતભાષાની પ્રકૃતિ જ પરિવર્તનશીલ છે એ દૃષ્ટિએ આચાર્યોએ—ખાસ કરી ટીકાકારોએ—એ ભાષાને પોતાના સમયની રૂઢ પ્રાકૃતમા મૂકી દેવા પ્રયત્ન કર્યો છે પણ આથી કાઈ સમગ્રભાવે ગ્રથ નવો નથી બની જતો એની ભાષાના પ્રાકૃત રૂપો બદલાઈ ગયા એટલુ જ આ દૃષ્ટિએ જોતા સમય-નિર્ણયમા ભાષાને ગૌણ રાખવી જોઈએ અને જે વસ્તુ છે તે કેટલી પ્રાચીન છે એ ઉપર વિશેષ લક્ષ આપવુ જોઈએ આ દૃષ્ટિએ જોઈએ તો અગોનો સમય સમગ્રભાવે ઈ પૂર્વે ત્રીજી શતાબ્દી પૂર્વેનો છે એમ માનવુ જોઈએ આમા એક અપવાદ પ્રશ્ન-વ્યાકરણનો છે પ્રશ્નવ્યાકરણનો સમવાયાગ અને નદીમા જે પરિચય અપાયો છે તેથી જુદુ જ પ્રશ્ન-વ્યાકરણ આજે ઉપલબ્ધ છે આથી તે વલભીવાચના પછી ક્યારે નવુ બન્યુ અગર જુદી જ વસ્તુને પ્રશ્નવ્યાકરણ રૂપે ક્યારે ગોઠવી દેવામા આવી એ જાણવાનુ સાધન નથી છતા પણ એમ કહી શકાય કે તે અભયદેવ (વિ૦ ૧૨ મી શતી) પહેલા તો બની ગયુ હશે, કારણ, તેમણે તેની ટીકા લખી છે

ઉપાગોમાના અમુક શાસ્ત્રોનો સમય તો તેના કર્તાને આધારે નિશ્ચિત થઈ જ શકે છે; જેમકે પ્રજ્ઞાપનાના કર્તા શ્યામાચાર્ય છે અને તે જ નિગોદ વ્યાખ્યાતા કાલકાચાર્ય છે તેઓ વીરનિર્વાણ ૩૩૫ મા યુગપ્રધાન થયા અને ૩૭૬ સુધી યુગપ્રધાનપદે રહ્યા આથી પ્રજ્ઞાપના એ વીરનિર્વાણ ૩૩૫–૩૭૬ ના વચલા ગાળાની રચના માનવી જોઈએ એટલે કે તેને પણ વિક્રમપૂર્વ ૧૩૫–૯૪ ના વચલા ગાળાની કૃતિ માની શકાય

ઉપાગોમા સમાવિષ્ટ થતા ચદ્રપ્રજ્ઞપ્તિ અને સૂર્યપ્રજ્ઞપ્તિને દિગબરો કરણાનુયોગમા સ્વીકારે છે, અને વળી, દૃષ્ટિવાદના પરિકર્મમા પણ તેનો સમાવેશ કરે છે નદીસૂત્રની આગમસૂચીમા પણ એમનો ઉલ્લેખ છે આ દૃષ્ટિએ એ બને ગ્રથો પ્રાચીન હોવા જોઈએ અને તે પણ શ્વેતાબર-દિગબર ભેદ પહેલાના આથી તેમનો સમય પણ ઇસવીસન પૂર્વેનો માનીએ તો આપત્તિજનક લેખાવો ન જોઈએ તેનુ એક વિશેષ કારણ એ પણ છે કે એ ગ્રથગત જ્યોતિષનો વિષય એ પ્રાચીન વૈદિકપરપરાને અનુસરતો છે આથી પણ તે ગ્રથો પ્રાચીન છે એમ માનવુ જોઈએ ચદ્રપ્રજ્ઞપ્તિ અને સૂર્યપ્રજ્ઞપ્તિનો ઉપલબ્ધ પાઠ એક જ છે છતા આ બે ગ્રથો પૃથક્ કેમ થયા ? તેનુ સ્પષ્ટીકરણ ટીકાકાર પણ આપતા નથી

ઉપાગોમાના નિરયાવલી આદિ પાચ વિષે એમ કહી શકાય કે મૂળે તે પાચ જ ઉપાગો ગણાતા અને શેષનો ઉપાગ તરીકે ઉલ્લેખ સ્વય આગમ જેટલો જૂનો નથી આ દૃષ્ટિએ એ પાચેય આરાતીય—તીર્થંકરના નિકટવર્તી—આચાર્યોની રચના હોવાનો વધારે સભવ છે આ દૃષ્ટિએ તેમનો સમય ભગવાન મહાવીરના નિર્વાણ પછી બસો વર્ષની અદર જ મુકાવો જોઈએ એ સૂત્રોને કાલિક ગણવામા આવ્યા છે તે પણ તેની પ્રાચીનતા સૂચવે છે જબુદ્વીપપ્રજ્ઞપ્તિને પણ નદીની કાલિકસૂચિમા સ્થાન મળ્યુ છે અને દિગબરોએ તેને દૃષ્ટિવાદના પરિકર્મમા પણ સમાવિષ્ટ કર્યું છે આ દૃષ્ટિએ તેનો સમય પણ શ્વેતાબર-દિગબર મતભેદ પહેલાં જ હોવો જોઈએ

રાજપ્રશ્નીય સૂત્રની વસ્તુ તો દીઘનિકાયના પાયાસીસુત્ત જેવી જ છે આ દૃષ્ટિએ વિચાર કરીએ તો, અને તેમા આવતા કેશી શ્રમણ, અને ગૌતમ સાથે વિવાદ કરનાર કેશી શ્રમણ જો એક હોય તો, એમ કહી શકાય કે આ સૂત્રની રચના પણ આરાતીય આચાર્યોમાથી જ કોઈએ કરી હશે એ દૃષ્ટિએ તેને પણ દશવૈકાલિકના સમય જેટલુ જૂનુ માનવુ જોઈએ, એટલે કે તે વિક્રમ-પૂર્વ ચોથી શતીથી અર્વાચીન તો ન જ હોય

ઔપપાતિક અને જીવાભિગમ એ બન્ને ઉપાંગોનો ઉલ્લેખ નદીની ઉત્કાલિકશાસ્ત્રની સૂચીમા છે એ જોતા અને તેનુ વસ્તુ જોતા એ પણ દશવૈકાલિકના સમયની આસપાસ, જ્યારે કે આરાતીય આચાર્યોએ અગગ્રથોના વિષયને પ્રકરણબદ્ધ કરી વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો હતો, ત્યારની જ રચના હોવાનો વધારે સભવ છે. વળી, તેમને અગના ઉપાંગ તરીકે સ્થાન મળ્યુ છે તે પણ તેમના રચનાકાળને પ્રાચીન જ ઠરાવે છે છેદગ્રથોમા સમાવિષ્ટ થતા દશા, કલ્પ અને વ્યવહાર એ આચાર્ય ભદ્રબાહુની કૃતિ તરીકે પ્રસિદ્ધ છે એટલે તેમનો સમય પણ વીરનિર્વાણ ૧૭૦ આસપાસ નિશ્ચિત છે એટલે કે તે પણ વિક્રમપૂર્વે ૩૦૦ વર્ષે બની ચૂક્યા હતા નિશીથસૂત્ર તો આચારાગની ચૂલિકારૂપ છે. યદ્યપિ ચૂર્ણિકારને મતે તે ગણધરકૃત છે, પણ ચૂર્ણિથી પણ પ્રથમ રચાયેલ નિર્યુક્તિ તેને સ્થવિરગ્રથિત કહે છે તેથી તે વાત માન્ય કરવી જોઈએ કે સ્થવિરના વિષયમા પણ મતભેદ છે પચકલ્પચૂર્ણિ તો તેને સ્પષ્ટત ભદ્રબાહુકર્તૃક માને છે, જ્યારે સ્વય નિશીથને અતે આવતી ગાથામા તેને વિશાખાચાર્યકૃત ગણ્યુ છે. એને ભદ્રબાહુકૃત માનીએ કે વિશાખાચાર્યકૃત અથવા કોઈ જૂના સ્થવિરકૃત, પણ તેથી તેના સમયમા એવો ખાસ ભેદ પડતો નથી કારણ, એ શ્વેતાબર-દિગબરના ભેદપૂર્વની રચના છે એ તો નિશ્ચિત જ છે; બન્ને સપ્રદાયોમાં અગબાહ્યમા તેનો સમાવેશ છે. આચાર્ય ઉમાસ્વાતિ પણ તેનો ઉલ્લેખ કરે જ છે વળી સ્વયં ભદ્રબાહુ પણ વ્યવહારમાં નિશીથનો આચારપ્રકલ્પને નામે ઉલ્લેખ કરે જ છે આ દૃષ્ટિએ તેને વીરનિર્વાણ ૧૫૦ આસપાસની રચના માની જ શકાય તેમ છે વિશાખાચાર્યકૃત તેનુ અતિમરૂપ સ્વીકારીએ તોપણ તે ૧૭૫ વીરનિર્વાણમા બની ચૂક્યુ હતુ એમ માની શકાય છે. અર્થાત્ વિક્રમપૂર્વ ૩૦૦ મા તો એ બની ચૂક્યુ હતુ એમ માની શકાય છે

'મૂલ' તરીકે ઓળખાતા ચાર ગ્રથોમાથી દશવૈકાલિકનો સમય નિશ્ચિત જ છે તે આચાર્ય શય્યભવની રચના છે આચાર્ય શય્યભવનુ મૃત્યુ વીરનિર્વાણ ૯૮ મા થયુ. અર્થાત્ દશવૈકાલિકની રચના વિક્રમપૂર્વ ૩૭૨ પહેલા ક્યારેક થઈ તેમાં જે ચૂલિકાઓ છે તે ત્યારપછી તેમા જોડવામા આવી છે અને તેને વિષેની પરંપરા એવી છે કે તે સ્થૂલભદ્રના સમયમા જોડવામાં આવી આ સિવાય દશવૈકાલિકમા કશુ જ નવુ જોડવામાં આવ્યુ નથી અને, ભાષાના સસ્કારને બાદ કરીએ તો, તે તેના જૂના રૂપે સચવાયુ છે ઉત્તરાધ્યયનની સકલના શ્વેતાબર-દિગબર મતભેદ પહેલા થઈ ગઈ હતી તે દિગબરોની અગબાહ્ય સૂચીને આધારે કહી શકાય છે વિદ્વાનોએ તે સકલનાને વિક્રમપૂર્વ બીજી કે તીજી શતાબ્દીની સ્વીકારી છે. આવશ્યકસૂત્રના છ અધ્યયનોમાના ચારનો ઉલ્લેખ તો દિગબર સૂચીમાં પણ છે અને અગોમા જ્યા કોઈ પણ મુનિના અધ્યયનનો પ્રસગ છે ત્યા सामाइयमाइयाइ एक्कादसगाइ એવો ઉલ્લેખ આવે છે એ ઉપરથી જણાય છે કે અધ્યયનક્રમમા સર્વપ્રથમ સ્થાન આવશ્યકના સામાયિક અધ્યયનને છે આથી માની શકાય કે તેની રચના પણ ગણધરકૃત અંગસમકાલીન છે પિડનિર્યુક્તિ અને વિકલ્પે ઓઘ નિર્યુક્તિ એ 'મૂળ' મનાય છે. આ બન્ને નિર્યુક્તિઓ જૂની છે આચાર્ય ભદ્રબાહુની નિર્યુક્તિ પહેલાં પણ નિર્યુક્તિઓ હતી, એનુ પ્રમાણ મળે છે સભવ છે તેનુ વિદ્યમાનરૂપ ભદ્રબાહુ દ્વિતીયને આભારી હોય; પણ તેમાની ઘણી ગાથાઓ એમ ને એમ જૂની પણ લઈ લેવામા આવી હોય આમ માનવુ એ કારણે વ્યાજબી છે કે નિર્યુક્તિની ઘણી ગાથાઓ દિગબરોના મૂલાચારમા પણ મળે છે આ દૃષ્ટિએ યદ્યપિ તેનુ છેલ્લુ સસ્કરણ ભદ્રબાહુ દ્વિતીય કૃત માનીએ તોપણ તેનુ જૂનુ રૂપ તેથી પહેલા પણ માનવુ જોઈએ. દ્વિતીય ભદ્રબાહુનો સમય વિક્રમ પાચમી-છઠ્ઠી શતાબ્દી છે

*

# નંદીસૂત્ર

## પ્રથમ સ્થાન કેમ ?

પ્રસ્તુત પુસ્તકમા જ નહિ પણ આગમ-પ્રકાશનની સમગ્ર યોજનામા પાચ જ્ઞાનને વર્ણવતા નદીને પ્રથમ ભાગમા લેવાનુ નક્કી કરવામા આવ્યુ છે, તેનુ સ્પષ્ટીકરણ કરવુ જરૂરી છે નદી એ અગબાહ્ય ગ્રથ છે અને તેનુ સ્થાન અંગ પછી જ હોય તે સ્વાભાવિક છે પણ અહી તેને જે પ્રથમ સ્થાન આપવામા આવ્યુ છે તે તેના સમગ્ર આગમોમા વિશિષ્ટ સ્થાનને લીધે છે આગમ-વાચનાના પ્રારભમા મગલાચરણનુ સ્થાન નદી ધરાવે છે તેથી અમે પણ પ્રસ્તુત સમગ્ર આગમ-પ્રકાશન યોજનામા મગલાચરણરૂપ નન્દીને પ્રથમ સ્થાન આપ્યુ છે

આચાર્ય જિનભદ્રગણિસમક્ષ એક સમસ્યા હતી કે પાચનમસ્કાર રૂપ મગલ અને પાચ-જ્ઞાનાત્મક નદીરૂપ મગલ એ બે મગલોમાથી પ્રથમ કોની વ્યાખ્યા કરવી [1] આચાર્ય જિનભદ્રે પ્રથમ પાચજ્ઞાનરૂપ નદીની વ્યાખ્યા કરી અને તેમ કરવામા સ્પષ્ટીકરણ કર્યું કે નમસ્કારરૂપ મગલ તો સ્વય આવશ્યકશ્રુતસ્કધનો એક ભાગ છે કારણ કે તે સર્વશ્રુતાભ્યતર છે [2] અને તે સર્વશ્રુતાભ્યતર છે એમ શાથી માનવુ ? તો તેનો ઉત્તર આપ્યો કે નદીમા જ્યા સર્વ શ્રુતની ગણતરી કરવામા આવી છે ત્યા સૂત્રરૂપ છતાં તેને પૃથક્ શ્રુતસ્કધ ગણવામા આવ્યુ નથી, અને તે સર્વમગલોમા પ્રથમ મગલ હોઈ બધા જ વિશેષસૂત્રોની આદિમા તેનુ સ્થાન છે જ [3] એટલે તે તે વિશેષ સૂત્રની વ્યાખ્યા પ્રસગે તેની વ્યાખ્યાનો અવસર આવવાનો જ છે પ્રસ્તુતમા સામાયિકસૂત્રની વ્યાખ્યા પ્રસગે તેની વ્યાખ્યા થશે જ આથી પ્રથમ પાચ નમસ્કાર રૂપ મગલની વ્યાખ્યા ન કરતા આચાર્ય જિનભદ્ર પાચજ્ઞાનરૂપ નદીની વ્યાખ્યા પ્રથમ કરે છે, પણ સાથે જ તેઓ ખુલાસો કરે છે કે નદીરૂપ પાચજ્ઞાનનો નિર્દેશ મગલ માટે આવશ્યક છતા બધી જ વ્યાખ્યા પ્રસગે, પ્રસ્તુતની જેમ, નદીની વ્યાખ્યા કરવી અનિવાર્ય નથી, તે વૈકલ્પિક છે વળી, તે પૃથક્ શ્રુતસ્કધ પણ છે તેથી પ્રસ્તુતમા પણ તેની વ્યાખ્યા અનિવાર્ય નથી, પણ શિષ્યહિતાર્થે કરવામા આવે તો કાઈ વાધો પણ નથી [4] આચાર્ય જિનભદ્રને મતે સામાયિકઆવશ્યકની વ્યાખ્યા એ સર્વાનુયોગ=સર્વશાસ્ત્રોની

---

१. "आईय नमोक्कारो जइ पच्छाऽऽवासय ततो पुव्व ।
तस्स भणितेऽणुयोगे जुत्तो आवासयस्स ततो ॥" विशेषावश्यकभाष्य, गा०-૮

२ "सो सव्वसुतक्खधब्भतरभूतो जओ ततो तस्स ।
आवासयाणुयोगादिगहणगहितोऽणुयोगो वि ॥" એજન, ગાથા ૯

३ "तस्स पुणो सव्वसुतब्भतरता पढममगलग्गहणा ॥
ज च ण पिधो पढिज्जइ णदीए सो सुतक्खधो ॥" એજન, ગાથા ૧૦

४ "णणु णदीवक्खाणे भणितमणग इध कतो सका ।
भण्णति अकते सका तस्साणियम च दाएति ॥
णाणाभिधाणमेत्त मगलमिट्ठ ण तीय वक्खाण ।
इधमत्थाणे जुज्जति ज सा वीसु सुतक्खधो ॥
इय साणुग्गहमुदित ण तु णियमोऽयमधवाऽववातोऽय ।
दाइज्जति कधणाए कताइ पुरिसादवेक्खाए ॥" એજન, ગાથા ૮૪૪-૪૬

વ્યાખ્યાની મૂળભૂત વ્યાખ્યા છે. એ વ્યાખ્યામાં જે નિષ્ણાત થાય તે સર્વ શાસ્ત્રોની વ્યાખ્યામાં નિષ્ણાત થાય[૫]

શાસ્ત્રની વ્યાખ્યાના કે વાચનાના પ્રારંભમાં નંદી એટલે કે પાંચ જ્ઞાનનો ઉલ્લેખ અને તે તે શાસ્ત્રનો પાંચમાંના શ્રુતજ્ઞાન સાથે સંબંધ દર્શાવવાની પ્રથાનું અનુયોગદ્વાર સૂત્ર પણ સમર્થન કરે છે આગમો ઉપર વ્યાખ્યા કરતો સૌથી પ્રાચીન ગ્રંથ કોઈ હોય તો તે અનુયોગદ્વાર સૂત્ર છે અને તેમાં સર્વપ્રથમ આવશ્યકસૂત્રની વ્યાખ્યા કરવામાં આવી છે. છતાં તેને આગમ ગ્રંથોમાં સ્થાન આપવામાં આવ્યું છે, તે એની વિશેષતા છે એ અનુયોગદ્વારનો પ્રારંભિક ભાગ આચાર્ય જિનભદ્રગણિના ઉક્ત વચનને પુષ્ટિ આપે જ છે, ઉપરાંત શાસ્ત્ર અને નંદીના સંબંધનું પ્રસ્તુત ચર્ચામાં ઉપયોગી એવું પ્રમાણ પણ તે ઉપસ્થિત કરે છે; એટલું જ નહિ પણ આ ગ્રંથમાં આપવામાં આવેલ યોગનંદીના રૂપનું પણ તે સમર્થન કરે છે આમ એ વસ્તુ સિદ્ધ છે કે વાચનાના પ્રારંભમાં નંદીને સ્થાન છે અને તે મંગળ રૂપે હોવા ઉપરાંત જ્ઞાન સાથેના શાસ્ત્રના સંબંધને પણ દર્શાવી આપે છે

વાચનાનો પ્રારંભ નંદીથી કેમ થાય છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે નંદી એ ભાવમંગલ[૬] તો છે જ, ઉપરાંત ભાવમંગલમાં પાંચ જ્ઞાનનું સ્થાન છે અને આગમ કે શ્રુત એ પણ પાંચજ્ઞાનમાંનું જ એક જ્ઞાન છે આથી જે તે આગમની વાચના પ્રસંગે સંબંધ બતાવવામાં આવે કે પ્રસ્તુત આગમનો સંબંધ પાંચજ્ઞાનોમાંના શ્રુતજ્ઞાન સાથે છે આ પ્રકારે નંદીનો સંબંધ તે તે આગમ સાથે જોડાઈ જાય છે આથી નંદીથી વાચનાની શરૂઆત થાય તે સ્વાભાવિક છે

આ વસ્તુ ધ્યાનમાં લઈને અમારી યોજનામાં અમે પણ નંદીને પ્રથમ ભાગમાં સ્થાન આપ્યું છે તે વ્યાજબી ઠરે છે

## નંદીસૂત્રો : અનુજ્ઞા અને યોગ નંદીસૂત્રો

પ્રસ્તુત ભાગમાં શ્રીદેવવાચકવિરચિત નંદીસૂત્ર, લઘુનંદી, જે અનુજ્ઞાનંદી તરીકે પણ ઓળખાય છે, તે અને યોગનંદી—એ ત્રણ પ્રકારનાં નંદીસૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે એટલે એ ત્રણે વિષેની કેટલીક માહિતી આપવી જરૂરી છે શ્રી દેવવાચકકૃત નંદી વિષે તો આગળ વિશેષ ચર્ચા થશે એટલે પ્રસ્તુતમાં શેષ એ વિષે થોડું કહેવું છે અનુજ્ઞાનંદીમાંના અનુજ્ઞા શબ્દનો અર્થ આજ્ઞા, રજા પરવાનગી, અધિકારદાન, મંજૂરી ઇત્યાદિ છે. સામાન્ય રીતે ગુરુ પોતાના શિષ્યને કોઈ પણ બાબતમાં અનુજ્ઞા આપે તે અનુજ્ઞા કહેવાય છે પ્રસ્તુતમાં અનુજ્ઞાનંદીને નામે જે પાઠ આપવામાં આવ્યો છે તે લઘુનંદી એવા નામે પણ ઓળખાય છે છતાં એમ સમજવાનું નથી કે તે નંદીસૂત્રનો સંક્ષેપ છે આ વસ્તુને અનુજ્ઞાનંદીનો પ્રસ્તુતમાં આપેલ પાઠ જ સિદ્ધ કરે છે

અહીં આપેલ અનુજ્ઞાનંદી કે લઘુનંદીના પાઠનો ઉપયોગ, આચાર્ય જ્યારે પોતાના શિષ્યને ગણધારણ કરવાની અથવા તો આચાર્ય બનવાની અનુજ્ઞા–રજા–પરવાનગી આપે છે, ત્યારે હોય છે એ કાર્ય મંગળરૂપ હોઈ તેને અનુજ્ઞાનંદી એવું સાર્થક નામ આપવામાં આવ્યું છે એટલે પાંચજ્ઞાનરૂપ નંદી સાથે તેનો સીધો સંબંધ છે જ, તેથી તેને નંદીસૂત્રથી જુદું કરવા લઘુનંદી કે અનુજ્ઞાનંદી નામે ઓળખાવવામાં આવે તો કાંઈ અયુક્ત નથી

---

૫ "सव्वाणुयोगमूलं भासं सामाइयस्स सोतूण ।
होति परिकम्मियमती जोग्गो सेसाणुयोगस्स ॥" એજન, ગાથા ૩૬૦૩

૬. એજન, ગાથા ૭૮.

અનેક કલ્પોમાનો એક કલ્પ અનુજ્ઞાકલ્પ છે અને તેનુ વિશેષ વિવરણ પચકલ્પભાષ્ય અને તેની ચૂર્ણિમાં મળે છે

અહી એ સ્પષ્ટ કરવુ જરૂરી છે કે સ્વય અનુજ્ઞાનદીમા લોકોત્તર દ્રવ્યાનુજ્ઞાના વર્ણનપ્રસગે સચિત્ત એટલે કે ચેતનદ્રવ્યરૂપ શિષ્ય-શિષ્યાઓની અને અચિત્ત એટલે કે અચેતન વસ્ત્રાદિની અનુજ્ઞાની ચર્ચા ઉપરાત ભાવાનુજ્ઞામા આચારાગ આદિ શ્રુતની અનુજ્ઞાની પણ ચર્ચા છે પણ તેમાથી માત્ર આચાર્યપદના દાનપ્રસગને જ મહત્ત્વ આપી આ લઘુનદીનો ઉપયોગ હાલમા માત્ર લોકોત્તર દ્રવ્યાનુજ્ઞા પૂરતો મર્યાદિત થઈ ગયો છે, અર્થાત્ કોઈ શિષ્યને આચાર્ય જ્યારે શિષ્ય–શિષ્યા બનાવવાની છૂટ આપે છે—એટલે તેને આચાર્ય પદવી આપે છે—તે પૂરતો તેમ જ યોગક્રિયા કરાવવા પૂરતો પ્રસ્તુત લઘુનદીનો ઉપયોગ મર્યાદિત થઈ ગયો છે આવુ ક્યારથી બન્યુ તે કહી શકાય તેમ નથી આચાર્ય શ્રીચન્દ્રે તેમની અનુજ્ઞાનદીની ટીકામા અનુજ્ઞાના જે રીતે ૨૦ નામો નોધ્યા છે તે પ્રમાણે પ્રસ્તુત અનુજ્ઞાનદીમા આપ્યા છે ટીકામા આચાર્ય શ્રીચન્દ્ર જણાવે છે કે 'एतेषा च पदानामर्थः सम्प्रदायाभावान्नोच्यते—અર્થાત્ એ વીસ પદોનો અર્થ અમને ગુરુગમના અભાવથી પ્રાપ્ત નથી માટે અહી નથી જણાવ્યો

અનુજ્ઞાના એકાર્થક નામોને દર્શાવતી અનુજ્ઞાનદિગત બે ગાથાઓ (પૃ ૫૩), પચકલ્પભાષ્યમા અનુજ્ઞાકલ્પાધિકારમા પણ આવે છે પંચકલ્પભાષ્યગત પ્રસ્તુત ગાથાઓમા થોડો ભેદ છે તેથી તે બે ગાથાઓ નીચે આપીએ છીએ

अणुण्णा उण्णमणी णमण णामणी
ठवणा पभवे पभावण वितारे।
तदुभयहिय मज्जाता कप्पे मग्गे य णाए य ॥
सगह सवर निज्जर थिरकरणमछेदजीव(य)वुड्ढिपय।
पयपवर चेव तहा वीस अणुण्णाइ णामाइं ॥

—प्रेसकॉपी, पृ. ३२६

ઉપરની પચકલ્પભાષ્યની બે ગાથાઓની પચકલ્પમહાભાષ્યમા અને પચકલ્પચૂર્ણિમા જે વ્યાખ્યા કરી છે તેની સમજુતી નીચે પ્રમાણે છે

૧ **અનુજ્ઞા** એટલે આચાર્યદ્વારા જે બાબતમા સ્વીકૃતિ કે મજૂરી મળે તે, સામાન્ય રીતે અનુજ્ઞાનુ પ્રવર્તન ઋષભદેવે તેમના ગણધર ઋષભસેનથી શરૂ કર્યુ છે એટલે કે તેમણે એ મજૂર કર્યુ કે ઋષભસેન આચાર્ય બને અને પોતાના શિષ્યોને આગમની વાચના વગેરે આપે આમ અનુજ્ઞા આપવાની પરપરા ચાલી

૨ **ઉન્નમની :** અનુજ્ઞા એ ઉન્નમની પણ કહેવાય, કારણ કે તે પ્રસગે આચાર્યાદિને ઊભા થઈ વદન કરવાનુ હોય છે

૩ **નમની .** અનુજ્ઞા જેને મળી હોય તેને ગૃહી અને શ્રમણો પ્રણિપાત–નમન કરે છે તેથી તે નમની કહેવાય

૪ **નામની :** અનુજ્ઞા શ્રુત અને ચારિત્ર ધર્મમા પ્રવેશ કરાવે છે, માટે તે નામની કહેવાય

૫. **સ્થાપના** અનુજ્ઞાને જે મેળવે છે તેની આચાર્ય રૂપે સ્થાપના થતી હોય છે તેથી અનુજ્ઞા સ્થાપના કહેવાય છે અર્થાત્ અનુજ્ઞા જેણે પ્રાપ્ત કરી હોય તે શિષ્યસપત્ વધારી શકે છે અને શિષ્યોને આચારધર્મ તથા શ્રુતધર્મમા સ્થિત કરે છે

૬. **પ્રભવ** અનુજ્ઞાવડે આચાર્યરૂપે સ્થાપિત થાય એટલે તે પ્રભુ કહેવાય. અને એથી સર્વે જ્ઞાનાદિ ગુણોનો પ્રભવ=પ્રસૂતિ=ઉત્પત્તિ થાય છે માટે તે પ્રભવ છે

૭ **પ્રભાવના :** અનુજ્ઞાવડે ગુણોની કે આચાર્યની પ્રભાવના થતી હોઈ પ્રાકટ્ય કે દીપ્તિ વધતી હોઈ તે પ્રભાવના કહેવાય છે

૮ **વિતાર .** અનુજ્ઞાને લઈને ગણનો ઉદય થાય છે કે ગુણોનુ વિતરણ થાય છે માટ તે વિતાર છે

૯. **તદુભયહિય=તદુભયહિત .** મહાભાષ્યાનુસારી અર્થ આ લોક અને પરલોકમા જેના વડે હિત થાય છે તે અનુજ્ઞા તદુભયહિત કહેવાય છે

અહી ચૂર્ણિમા તદુભય એટલે સૂત્ર અને અર્થ વિષયક હોઈ તે અનુજ્ઞા **તદુભય** કહેવાય—तदुभयसूत्रार्थानुज्ञा इत्यर्थः। અને હિતને જુદુ નામ ગણાવી ચૂર્ણિકાર તેનો આ લોક અને પરલોકનુ હિત એવો અર્થ કરે છે—ऐहिकामुष्मिकहितम।

૧૦. **મર્યાદા :** ગણધર પોતે અનુજ્ઞા વિષેની મર્યાદા—સીમા ધારણ કરતા હોઈ તે મર્યાદા કહેવાય

૧૧. **કલ્પ :** કરણીય બાબતમાં ગણની નીતિ અનુજ્ઞાદ્વારા નક્કી થતી હોઈ તે કલ્પ કહેવાય છે

૧૨ **માર્ગ ·** અનુજ્ઞામા જ્ઞાનાદિ મોક્ષમાર્ગ સ્થિત છે તેથી માર્ગ કહેવાય છે

૧૩. **ન્યાય .** ન્યાય કરનાર અથવા ન્યાયરૂપ છે માટ તે ન્યાય છે

૧૪. **સંગ્રહ** અનુજ્ઞાવડે બાહ્ય વસ્ત્રાદિનો અને આતર જ્ઞાનાદિનો સગ્રહ થતો હોઈ તે સગ્રહ છે

૧૫. **સંવર :** ઇન્દ્રિય અને નોઇન્દ્રિયનો અનુજ્ઞાવડ પોતાના આત્મામા અને ગણમા સવર થતો હોઈ તે સવર છે

૧૬. **નિર્જરા :** અનુજ્ઞાસપન્ન વ્યક્તિ અગ્લાનભાવે ગણને ધરે છે તેથી પોતાના કર્મની નિર્જરા કરે છે અને ગણમા રહેલ અન્ય શ્રમણોને પણ કર્મની નિર્જરા કરાવે છે માટે અનુજ્ઞા નિર્જરા પણ છે

૧૭ **સ્થિરકરણ .** અસ્થિર મનવાળા તરુણ શ્રમણોને સ્થિર કરવામા અનુજ્ઞા વડે સમર્થ થવાય છે તેથી તે સ્થિરકરણ છે

પ્રસ્તુતમા ચૂર્ણિમાં 'वरणं वृत्ति ' એવો પાઠ છે તે ઉપરથી જણાય છે કે અનુજ્ઞા વડે વાડનુ કામ થાય છે તેથી તે વરણ કહેવાય

૧૮ **અચ્છેદ :** જ્ઞાનાદિ ગુણોની એથી અવ્યુચ્છિત્તિ થતી હોઈ તે અછેદ કહેવાય

૧૯ **જીત ·** તીર્થંકરે ગણધરોને અનુજ્ઞા આપી અને ગણધરોએ પોતાના શિષ્યોને, આ પ્રમાણે પરપરાથી એ પ્રાપ્ત હોઈ—આચાર્યોદ્વારા અનુષ્ઠિત હોઈ—તે જીત કહેવાય

૨૦. **વૃદ્ધિપદ** અનુજ્ઞા વડે ગણમા જ્ઞાન અને આચારની વૃદ્ધિ થતી હોઈ તે વૃદ્ધિપદ કહેવાય

૨૧. **પદપ્રવર :** અનુજ્ઞાસપન્ન વ્યક્તિનુ પદ શ્રેષ્ઠ હોઈ તે પદપ્રવર કહેવાય

પચકલ્પમહાભાષ્ય અને પચકલ્પચૂર્ણિના વ્યાખ્યાન મુજબ ઉપર જણાવ્યા પ્રમાણે અકો આપતા અનુજ્ઞાના એકાર્થક નામો એકવીસ થાય છે અનુજ્ઞાનદિના પાઠ સાથે સરખાવતા પચકલ્પ-

ભાષ્યના પાઠમા **અચ્છેદ** પદ વધારે છે છતા પચકલ્પભાષ્યની આ બે ગાથાઓના પૂર્વની ઉત્થાનિકારૂપ ગાથાના અતમા 'वीस तु समासेण वोच्छामी ताणिमाइ तु' આ કથનને આધારે તથા પચકલ્પભાષ્યની ઉપર જણાવેલી બે ગાથાઓ પૈકીની બીજી ગાથાના અતમા આવતા 'वीस अणुण्णाइ णामाइ' આ વક્તવ્યના આધારે પણ એટલુ તો ચોક્કસ જ છે કે પચકલ્પભાષ્યકારને અનુજ્ઞાશબ્દના એકાર્થક નામોની સખ્યા વીસ જ અભીષ્ટ છે આથી પચકલ્પમહાભાષ્ય અને તેની ચૂર્ણિમા જણાવેલા ઉપરના એકવીસ નામો પૈકીના કયા બે નામ પચકલ્પભાષ્યકારને મતે એકનામરૂપ હશે ? તેનો ગુરુગમ પચકલ્પમહાભાષ્યકાર આદિના સામે નથી જૈનાગમસાહિત્યમા જે કોઈ નામના એકાર્થક નામોની સખ્યા જણાવવામા આવે છે તેમા તે તે મુખ્ય નામને ગણીને જ કુલસખ્યા જણાવાઈ છે, તેથી અહી અનુજ્ઞાના એકવીસ એકાર્થક નામોમાથી અનુજ્ઞાને બાદ કરીને શેષ વીસ એકાર્થક નામો હોવાનુ પ્રતિપાદન કરવુ તે સમગ્ર પરપરાથી ઉપરવટ થઈને કરવા જેવુ છે આથી જ શ્રીચદ્રસૂરિજીનુ 'एतेषा च पदानामर्थः सम्प्रदायाभावान्नोच्यते' આ વાક્ય સૂચક અને યથાર્થ લાગે છે

સર્વે આગમોના અધ્યયનના પ્રારભમા જે પ્રકારે નદીનો મગલ રૂપે ઉપયોગ કરવામા આવે છે તે પ્રકારનુ નદીનુ સક્ષિપ્ત રૂપ યોગનદીમા આપવામા આવ્યુ છે સાર એ છે કે જ્ઞાનના આભિનિબોધિક આદિ પાચ પ્રકારો છે તેમાથી માત્ર શ્રુતજ્ઞાનના ઉદ્દેશાદિ થાય છે, અર્થાત્ શ્રુતનુ જ અધ્યયન-અધ્યાપન થઈ શકે છે અને શ્રુતમા પણ જે શ્રુતના ઉદ્દેશાદિ કરવાના હોય તેનો સબધ અગપ્રવિષ્ટ કે અગબાહ્ય સાથે બતાવીને તેના ઉદ્દેશાદિ થાય છે એમ સબધ જોડવામા આવ્યો છે આ પ્રસગે આ યોગનદીમા પાચ જ્ઞાનના નામ ગણાવી શ્રુતમા બાર આચારાદિ અગો અને અગ-બાહ્યમા કાલિકમા અતર્ગત ઉત્તરાધ્યયન આદિ ૩૯, ઉત્કાલિકમા અતર્ગત દશવૈકાલિક આદિ ૩૧ આવશ્યક વ્યતિરિક્ત અને સામાયિકાદિ ૬ આવશ્યક શ્રુતનો સમાવેશ છે, એમ નિર્દિષ્ટ છે આ પ્રકારે યોગનદી એટલે શ્રીદેવવાચકકૃત નદીસૂત્રનો સક્ષેપ

આ નદીમા યોગશબ્દ પ્રારભમા મૂકવામાં આવ્યો છે અને તેને યોગનદી એવુ જે નામ આપવામા આવ્યુ છે તેનુ કારણ એ છે કે શ્રુતના અભ્યાસનો પ્રારભ યોગ વિના એટલે કે તપસ્યા વિના થતો નથી એટલે શ્રુત નિમિત્તે જે યોગવિધિ કરવાની હોય છે તેના પ્રારભમા જ આ નદીના પાઠનો ઉપયોગ થતો હોઈ તેને યોગનદી જેવુ સાર્થક નામ આપવામા આવ્યુ છે

## નદીસૂત્રનો આધાર

નદીસૂત્ર એ અગબાહ્ય હોઈ તેની રચનાનો આધાર તેથી પ્રાચીન અગ અને અગબાહ્ય ગ્રથમા શોધવો રહ્યો સ્થાનકવાસી વર્ધમાન જૈન સઘના આચાર્ય આત્મારામજીએ નદીસૂત્રનો હિદી અનુવાદ પ્રકાશિત કર્યો છે તેને અતે તેમણે પરિશિષ્ટ ૧ મા નદીપ્રર્વના આગમોના પાઠો આપીને આધારભૂત સામગ્રીની નોંધ કરી છે એટલે તે વિષે અહી વિશેષ લખવુ નથી તેમા તેમણે સ્થાનાગ, સમવાયાગ, ભગવતી,[૭] અને અનુયોગના પાઠો આપ્યા છે, જેને તેઓ નદીની રચનામા આધારભૂત ગણે છે વિશેષ જિજ્ઞાસુઓને ઉપરોક્ત સ્થળ જોવા ભલામણ કરીએ છીએ

---

૭ ભગવતીમા 'जहा नदीए' (શતક ૨૫, ઉ ૩) એવો ઉલ્લેખ છે, પણ તે તો આગમો ગ્રથસ્થ થયા તે કાળે સક્ષેપ અભીષ્ટ હોઈ અને તે વિષયનો યથાવત વિસ્તાર નદીમા હોઈ તેની ભલામણ કરી દેવામા આવી છે એમ માનવુ જોઈએ

ન્યાયાવતારવાર્તિકવૃત્તિની પ્રસ્તાવનામા આગમોમા જ્ઞાનચર્ચાના વિકાસની ભૂમિકાઓ વિસ્તારથી ચર્ચવામા આવી છે (પૃ૦ ૫૭) તેથી તે વિષે અહીં લખવુ જરૂરી નથી. પણ તેનો જે ઉપસહાર છે તે જોઈએ આગમોમા આવતી જ્ઞાનચર્ચાની અર્થપરંપરાનો વિસ્તાર નદીસૂત્રમા પ્રાપ્ત થાય છે તે પણ બતાવી આપે છે કે નદીસૂત્રકારની સમક્ષ આગમગત એટલે કે સ્થાનાગ, સમવાયાગ, ભગવતી આદિગત જ્ઞાનચર્ચા હતી. તેમા તેમણે કાલાનુસાર જે અર્થપરપરાનો વિસ્તાર થયો હતો તેનો સમાવેશ કરીને નદીસૂત્રની રચના કરી છે

નદીસૂત્રગત જ્ઞાનવિવેચનને સક્ષેપમા આપવુ હોય તો આ પ્રમાણે આપી શકાય




આ રીતે નદીસૂત્રમા સક્ષેપથી જ્ઞાનચર્ચા કરવામા આવી છે અને શ્રુતના અગપ્રવિષ્ટભેદપ્રસગે વિશેષમા આચારાગ આદિ બારેય અગોનો પરિચય આપ્યો છે.

પ્રારભમા લેખક અર્હત્ ભગવાન્ મહાવીરની; સઘની નગરરૂપે, ચક્રરૂપે, રથરૂપે, પદ્મરૂપે, ચન્દ્રરૂપે, સૂર્યરૂપે, સમુદ્રરૂપે અને મહામેરુરૂપે; ઋષભાદિ ચોવીસે તીર્થંકરોની નામ લઈ ને સ્તુતિ

કરી છે પછી ભગવાન મહાવીરના અગિયારે ગણધરોની નામપૂર્વક સ્તુતિ કરીને, વીરશાસનનો મહિમા ગાયો છે અને પછી સુધર્માથી માડીને દૂસગણિ સુધીના સ્થવિરોને યાદ કરીને સ્તવ્યા છે[૮] અને જ્ઞાનપ્રરૂપણાની પ્રતિજ્ઞા કરી છે નદીસૂત્રમા દેવવાચકે તેના નિર્માણમા આગમોની—મૂળ આગમોની તો સહાય લીધી જ છે એમા શકા નથી; પણ તેમણે આવશ્યકટીકાઓમાના સર્વપ્રાચીન ગ્રથ અનુયોગદ્વારનો પણ ઉપયોગ કર્યો છે તે તો ઉપર્યુક્ત આચાર્ય શ્રી આત્મારામજીના નિર્દેશો ઉપરથી જણાઈ જ આવે છે પણ જે તેમણે નથી નોંધ્યુ તે વિષે અહી નિર્દેશ કરવો પ્રાપ્ત છે આવશ્યકસૂત્રની આચાર્ય ભદ્રબાહુકૃત નિર્યુક્તિનો પ્રભાવ નદીસૂત્રમા આવતા પદ્યભાગની રચનામા વિશેષરૂપે જોવામા આવે છે

વર્ધમાનઅવધિ (સૂત્ર ૨૪) ની ચર્ચા પ્રસગે ‘ जावतिया ’ ઇત્યાદિ અનેક ગાથાઓ (૪૫–૫૨) આપવામા આવી છે તે ન આપવામા આવે તોપણ વર્ધમાનઅવધિનુ વર્ણન જે છે તે સગત જ છે આ ગાથાઓ આવશ્યકનિર્યુક્તિની (ગાથા ૩૦–૩૭) છે[૯] આ ગાથાઓ નદીમા આવશ્યકનિર્યુક્તિમાથી લેવામા આવી છે તે સ્પષ્ટ છે

નદીસૂત્રગત ગાથા ૫૪મી ચૂર્ણિકારે સ્વીકારી નથી અને તે આવશ્યકનિર્યુક્તિમાથી ઉપયોગી હોઈ લેવામા આવી છે એમ જણાય છે આવશ્યક નિર્યુક્તિમા તે ગાથા ૬૬ મી છે[૧૦]

નદીસૂત્રગત ગાથા ૫૫મી પણ આવશ્યકનિર્યુક્તિની (ગાથા ૭૬મી) છે અને તે ત્યાથી લેવામા આવી છે તે વિશેષાવશ્યકમા પણ છે—ગાથા ૮૧૦

નદીસૂત્રગત ગાથા ૫૬–૫૭ પણ આવશ્યકનિર્યુક્તિમાથી લેવામા આવી છે જુઓ આવશ્યકનિર્યુક્તિ ગાથા ૭૭–૭૮; વિશેષાવશ્યકભાષ્ય ૮૨૩, ૮૨૯

આભિનિબોધિક જ્ઞાનના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એ બે ભેદો નદીકારે કર્યા છે, અને અશ્રુતનિશ્રિતના ચાર ભેદ છે એમ કહી તેના તે ચારે ભેદો અને તે વિષેનુ વિવરણ બધુ પદ્યમા કર્યુ છે નદીના ક્રમપ્રમાણે આ વસ્તુનો નિર્દેશ ગદ્યમા હોવો જોઈતો હતો, પણ તેમ થયુ નથી, પણ એ ભાગ ગાથાબદ્ધ છે

આવશ્યકનિર્યુક્તિમા જ્યા મતિજ્ઞાનની પ્રારભમા ચર્ચા છે ત્યા શ્રુતનિશ્રિત કે અશ્રુતનિશ્રિતની કોઈ ચર્ચા નથી એ ઉપરથી જણાય છે કે આભિનિબોધિકના આ બે ભેદો જૈન પરપરામા આવશ્યકનિર્યુક્તિની રચના પછી થયા છે જો કે તેમનો ઉલ્લેખ સ્થાનાગ (સૂ૦ ૭૧)મા પણ છે, પરતુ તેમા અને નદીના તેના વર્ણનમા થોડો ભેદ છે એટલે તે ભેદોનો સ્વીકાર અને આભિનિબોધિકજ્ઞાનમા તેની યોજના વ્યવસ્થિત રીતે કરવાનો પ્રયત્ન સર્વપ્રથમ દેવવાચકનો છે એમ માનવુ જોઈએ[૧૧]

---

૮ આ બાબતમા આવશ્યક ચૂર્ણિનુ કથન છે કે “सुधम्म अग्गिवेसाण एवमादि जाव अप्पणो आयरियत्ति”—એટલે નદીગત સ્થવિરાવલિમા આચાર્ય પરપરા છે નદીચૂર્ણિમા તો સ્પષ્ટ કહ્યુ છે કે—तो “सुधम्मातो थेरावली पवत्ता, जतो भण्णति” નદી ચૂર્ણિ પૃ૦ ૭ (P T S) અને એમ કહીને ક્રમશ ગુરુશિષ્ય-પરપરા બતાવી છે

૯ વિશેષાવશ્યકભાષ્યમા જુઓ ગાથા ૫૮૮, ૫૯૮, ૬૦૮, ૬૦૯, ૬૧૦, ૬૧૫, ૬૧૭, ૬૨૧, આ બધી નિર્યુક્તિની ગાથાઓની વ્યાખ્યા ભાષ્યકારે કરી છે

૧૦ એજન, ગાથા ૭૬૬

૧૧ વિશેષ ચર્ચા માટે જુઓ ન્યાયાવતારવાર્તિકવૃત્તિની (શ્રી દલસુખ માલવણિયા સપાદિત) પ્રસ્તાવના પૃ૦ ૫૯ થી

આવશ્યકનિર્યુક્તિમાં જોકે આભિનિબોધિક જ્ઞાન પ્રસગે શ્રુતનિશ્રિત-અશ્રુતનિશ્રિતની ચર્ચા નથી પણ આગળ જઈ નમસ્કારનિર્યુક્તિપ્રસગે સિદ્ધપદની નિર્યુક્તિમા કર્મસિદ્ધ આદિરૂપે સિદ્ધના અગિયાર ભેદો ગણાવ્યા છે (આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૯૨૧). તેમા એક નવમો ભેદ અભિપ્રાય-સિદ્ધનામે પણ છે અહી અભિપ્રાયનો અર્થ બુદ્ધિ સમજવાનો છે, કારણ કે નિર્યુક્તિમા જ તે બાબતને સ્પષ્ટ કરવામા આવી છે—"अभिप्पाओ वुद्धिपज्जाओ" (આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૯૩૦) અને પછી તે બુદ્ધિસિદ્ધ વિષે જણાવ્યુ છે—

विउला विमला सुहुमा जस्स मई जो चउव्विहाए वा ।
वुद्धीए सपन्नो स वुद्धिसिद्धो इमा सा य ॥

આવશ્યકનિર્યુક્તિ ગાથા ૯૩૧

"જેની બુદ્ધિ વિપુલ છે, વિમળ છે, સૂક્ષ્મ છે તે બુદ્ધિસિદ્ધ કહેવાય અથવા તો જે ચાર પ્રકારની બુદ્ધિથી સપન્ન હોય તે બુદ્ધિસિદ્ધ કહેવાય અને તે આ પ્રમાણે છે"—

આમ કહીને ઔત્પત્તિકી આદિ ચારે બુદ્ધિઓ ગણાવી છે અને તેનુ સદૃષ્ટાન્ત વિવરણ પણ કર્યું છે અને તેમા જે ગાથાઓ (આવશ્યક નિર્યુક્તિ ૯૩૨–૯૪૫) છે તે જ ક્રમે પ્રસ્તુતમા નદીસૂત્રમા લઈ લેવામા આવી છે (નદી ગા૦ ૫૮–૭૧) આથી સ્પષ્ટ છે કે નદીકાર અહી આવશ્યકનિર્યુક્તિનુ બુદ્ધિવર્ણન શબ્દશ સ્વીકારી લે છે એટલુ જ નહિ પણ મતિજ્ઞાનના વિવરણમા તેની સયોજના પણ કરી લે છે અને તેથી મતિજ્ઞાનના વિવરણમા તેમ કરવામા જે મુશ્કેલી ઊભી થતી હતી અને પરપરા પ્રમાણે જે વિવરણ ચાલ્યુ આવતુ હતુ તેને તેમનુ તેમ રહેવા દઈ મતિજ્ઞાનના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એવા બે ભેદ પાડીને અશ્રુતનિશ્રિતમા ઔત્પત્તિકી આદિ ચારેય બુદ્ધિઓનો સમાવેશ કરી લીધો છે

આભિનિબોધિક જ્ઞાનની ચર્ચાનુ સમાપન કરીને નદીમા ચર્ચાનો સાર બતાવતી જે ગાથાઓ (૭૨–૭૭) મૂકવામા આવી છે તે આવશ્યકનિર્યુક્તિગત જ્ઞાનચર્ચાની પ્રારભિક ગાથાઓ (૨–૬ અને ૧૨) છે એટલે તે પણ આવશ્યકનિર્યુક્તિમાથી લેવામા આવી છે એ સ્પષ્ટ છે

અનક્ષરશ્રુતના ભેદોની ગણના નદીસૂત્ર (ગાથા ૭૮) મા આવશ્યકનિર્યુક્તિની જ ગાથા ૨૦ મી મૂકીને જ કરવામા આવી છે

ચૌદ પૂર્વોની વસ્તુની સખ્યા અને ચૂલિકાઓની સખ્યાદર્શક ગાથા (૭૯–૮૧) વિષે જો કે નદીકારે તે સગ્રહણીગાથા છે એવો નિર્દેશ નથી કર્યો, પણ તે સગ્રહણીગાથા હોવી જોઈએ નદી ગાથા ૮૨ મી ને તો નદીકાર સ્વય સગ્રહણીગાથા કહે જ છે

આવી સગ્રહણીઓ અભ્યાસી પોતાના સ્મરણમા સહાયક બને તે ખાતર રચતા હતા કેટલીક વાર સ્વયં ગ્રથકાર પણ આવા સગ્રહ શ્લોકો બનાવીને પ્રકરણના પ્રારભમા કે અતમા મૂકતા તેનુ અનેક પ્રાચીન ગ્રથોમા જોવા મળે છે. અને એમ પણ બનતુ કે એવા સગ્રહશ્લોકો અન્ય ગ્રથોમાથી ઉપયોગ પ્રમાણે લઈ ને પોતાના ગ્રથમા સમાવી પણ લેવામા આવતા એ જ પ્રક્રિયા નદીમા પણ અપનાવવામા આવી છે.

નદીસૂત્રના અતે જે ગાથાઓ (૮૩–૮૭) મૂકવામા આવી છે તે પણ આવશ્યકનિર્યુક્તિમાથી જ લેવામા આવી છે—આવશ્યકનિર્યુક્તિ ગાથા ૧૯, ૨૧, ૨૨, ૨૩, ૨૪ પ્રસ્તુતમા અનુદ્ધૃત આવશ્યકનિર્યુક્તિની ગાથા ૨૦ આ પૂર્વે નદીમા ૭૮ મી ગાથા તરીકે ઉદ્ધૃત થયેલી જ છે તેથી તેને વચ્ચેથી અહી છોડી દેવામા આવી છે

આમ આપણે જોઈ શકીએ છીએ કે નદીસૂત્રના નિર્માણમા શ્રી દેવવાચકે આવશ્યક-નિર્યુક્તિની સામગ્રીનો પૂરો ઉલ્લેખ કર્યો છે

આવશ્યકનિર્યુક્તિ આદિ નિર્યુક્તિઓ જે રૂપમા આજે મળે છે તે રૂપનુ સકલન આચાર્ય ભદ્રબાહુ દ્વિતીયે કર્યું હોય એવો પૂરો સભવ છે, પણ એનો અર્થ એવો નથી કે તેમા આવતી બધી ગાથાઓની રચના આચાર્ય ભદ્રબાહુ દ્વિતીયની જ રચના છે એટલે એમ માની શકાય કે પ્રસ્તુત નદીમા આવતી નિર્યુક્તિગાથાઓ એ પરપરાપ્રાપ્ત ગાથાઓ છે

## નંદીસૂત્રના કર્તા—દૂષ્યગણિના શિષ્ય દેવવાચક

નદીસૂત્રમા અપાયેલ સ્થવિરાવલીમા અતિમનામ દૂસગણિનુ છે અને તેમના એક વિશેષણરૂપે કહ્યુ છે—'पयईए महुरवाणिं' અર્થાત્ જેઓ પ્રકૃતિથી મધુરભાષી છે—એ બતાવે છે કે લેખકને દૂષ્યગણિનો સાક્ષાત્ પરિચય છે એ વસ્તુની પુષ્ટિ નદીસૂત્રની ચૂર્ણિથી પણ થાય છે તેમા ચૂર્ણિકાર સ્પષ્ટ લખે છે કે 'दूसगणिसीसो देववायगो' (પૃ. ૧૩ PTS)—અર્થાત્ દેવવાચક દૂષ્યગણિના શિષ્ય હતા આમ ચૂર્ણિથી જ સર્વપ્રથમ આપણે દેવવાચકનુ નામ જાણીએ છીએ, જેમણે નદીસૂત્રની રચના કરી છે લેખકે નદીમા અતે દૂષ્યગણિને વદના કરી હતી તેથી તેના લેખક દૂષ્યગણિના શિષ્ય હશે એવુ અનુમાન સહજે થાય છે, અને તેનુ સમર્થન કરવા ઉપરાત તેમનુ નામ દેવવાચક હતુ એટલી વિશેષ માહિતી ચૂર્ણિકાર આપે છે

નદીસૂત્રકાર દેવવાચક અને આગમોને પુસ્તકારૂઢ કરનાર દેવર્દ્ધિના નામસામ્યને લઈને વિક્રમના તેરમા શતકમા થએલ આચાર્ય શ્રીદેવેન્દ્રસૂરિ આદિએ બન્નેને એક જણાવ્યા છે અને એ વસ્તુનુ સમર્થન પૂ પં શ્રી કલ્યાણવિજયજી પણ કરે છે કલ્પસ્થવિરાવલિ અને નદીસ્થવિરાવલિને જુદી જુદી દૃષ્ટિએ લખાયેલ સ્થવિરાવલિ માનીને—એટલે કે યુગપ્રધાન સ્થવિરાવલિ નદીમા આપવામા આવી છે અને ગુર્વાવલિ કલ્પસૂત્રમા આપવામા આવી છે એમ સ્વીકારીને—તેઓ પોતાના મતની પુષ્ટિ કરે છે[૧૨] પરતુ તેમણે નિર્દેશેલ બધાયે પ્રમાણોથી પ્રાચીન પ્રમાણ નદી ચૂર્ણિનુ છે અને તેમાં તો દૂસગણિના શિષ્ય દેવવાચક છે તેમ સ્પષ્ટ લખેલ છે હવે જો કલ્પસૂત્રમા ગુર્વાવલિ આપવામા આવી છે એ વસ્તુ પન્યાસ શ્રી કલ્યાણવિજયજી સ્વીકારતા હોય તો તેમા દેવર્દ્ધિના ગુરુનુ નામ આર્ય સાડિલ્ય છે ચૂર્ણિમા દેવવાચકને સ્પષ્ટ રીતે દૂસગણિના શિષ્ય કહ્યા છે આથી એ વસ્તુ સ્પષ્ટ થાય છે કે દૂસગણિના શિષ્ય દેવવાચક અને આર્ય સાડિલ્યના શિષ્ય દેવર્દ્ધિ એ બન્ને એક નહિ પણ જુદા જ આચાર્યો હોવા જોઈએ સમગ્ર ચર્ચા કરતી વખતે ચૂર્ણિનો ઉલ્લેખ શ્રી કલ્યાણ-વિજયજી સમક્ષ હતો નહિ તેથી તે કાળની ઉપલબ્ધ સામગ્રીને આધારે તેમણે જે નિર્ણય કર્યો છે તે અત્યારે વિચારણીય લાગે છે અને અમારા મતે તો તે બન્ને જુદા હોય એમ જણાય છે આથી જ કલ્પ અને નદીસૂત્રની સ્થવિરાવલીમા પણ ભેદ છે અન્યથા એક જ વ્યક્તિ જુદી જુદી રીતે સ્થવિરાવલિ લખે અને તે પણ પોતાના જ ગ્રથોના પ્રારભમા—એમ બનવુ સભવ નથી અને જો તેમ કરે તો એ જુદાપણાના કારણો સ્પષ્ટ દર્શાવ્યા વિના રહે પણ નહિ એવુ કશુ આમા નથી બન્ને ગ્રથોની વસ્તુ પરપરાથી જ પ્રાપ્ત છે તો તેવી પરપરા પ્રાપ્ત કરનાર જો એક જ હોય તો પરપરાભેદ સભવે નહિ ભેદ છે એથી સ્પષ્ટ થાય છે કે પરપરા પ્રાપ્ત કરનાર વ્યક્તિઓ જુદી હતી અને તેમની ગુરુપરપરા પણ જુદી હતી

---

૧૨ वीरनिर्वाणसवत् और जैनकालगणना, पृ० ११९

## દેવવાચકનો સમય

પન્યાસ શ્રી કલ્યાણવિજયજીએ દેવવાચક અને દેવર્દ્ધિને એક ગણ્યા અને દેવર્દ્ધિનો સમય કલ્પસૂત્રની મહાવીરચરિતની અન્તિમ પંક્તિને આધારે નક્કી કર્યો કલ્પસૂત્રમાં જણાવ્યું છે—

—" समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स नववाससयाइं वइक्कताइं दसमस्स य वाससयस्स अयं असीइमे संवच्छरे काले गच्छइ "—

એટલે કે ભગવાન મહાવીરના નિર્વાણનું આ ૯૮૦મું વર્ષ ચાલે છે—આ ઉલ્લેખને આધારે દેવર્દ્ધિનો સત્તાસમય આ છે છે[13] અને, તેમણે જ ઉલ્લેખેલ વાચનાન્તરને પ્રમાણ માનવામાં આવે તો, ૯૯૩ વીરનિર્વાણ સંવત્ આવે છે

પં શ્રી કલ્યાણવિજયજીએ પોતાના પુસ્તકમાં ત્રણ સ્થવિરાવલિઓ આપી છે નંદી-સ્થવિરાવલિ (પૃ ૧૨૬), દશાશ્રુતસ્કંધસ્થવિરાવલિ (પૃ ૧૨૫) અને વાલભી સ્થવિરાવલિ (પૃ ૧૨૮) અને એ ત્રણેનો સમન્વય સાધીને ૯૮૦ વીરનિર્વાણ દેવર્દ્ધિનો સમય માન્ય રાખ્યો છે. તેમને મતે દેવર્દ્ધિ અને દેવવાચક એક હોઈ દેવવાચકનો સમય પણ વીરનિર્વાણ ૯૮૦ માન્ય ગણાય પરંતુ જો આપણે, પ્રથમ કહ્યા પ્રમાણે બન્નેને ભિન્ન માનતા હોઈએ તો જુદી સમયવિચારણા કરવી આવશ્યક રહે છે

પં શ્રી કલ્યાણવિજયજીએ જે વાલભી સ્થવિરાવલિની (પૃ ૧૨૮) નોંધ કરી છે તે તેમણે સંશોધિત કરીને આપી છે સંશોધનમાં માત્ર વાચનાન્તર પાઠનો જે તેર વર્ષનો ભેદ છે તેનું નિવારણ કરવા પ્રયત્ન કર્યો છે આથી તે કાંઈ આપણી સમય-વિચારણામાં વિશેષ બાધક નહિ બને એટલે એને પ્રમાણ માનીને આપણે આગળ વધીએ તો તત્કાલ પૂરતું આપણું કામ સરે છે આમાં નવા સંશોધનને અવકાશ છે જ એ વસ્તુ અહીં સ્પષ્ટ કરવી આવશ્યક છે જ. વાલભી સ્થવિરાવલિની નોંધમાં અંતે ભૂતદિન્નના ૭૯ વર્ષ અને કાલકનાં ૧૧ વર્ષ છે અને કાલકની સાથે તે સ્થવિરાવલિ પૂરી થાય છે અને અને વીરનિર્વાણ ૯૮૧ સુધીમાં કાલકનો કાલ પૂર્ણ થાય છે

દેવવાચકે જે પરંપરા નંદીમાં નોંધી છે તે પ્રમાણે ભૂતદિન્ન પછી કાલક નહિ પણ લૌહિત્યનો ઉલ્લેખ છે અને લૌહિત્ય પછી પોતાના ગુરુ દૂસગણિનો ઉલ્લેખ છે વાલભી સ્થવિરાવલિ પ્રમાણે કાલકના ૧૧ વર્ષ છે તે ન ગણીએ તો ભૂતદિન્નનો સ્વર્ગવાસ વીરનિર્વાણ ૯૭૦ (વિક્રમ ૫૦૦)માં થયો તે પછી નંદી પ્રમાણે ક્યારેક અથવા તો તરત જ લૌહિત્ય થયા અને તે પછી દૂસગણિ અને દૂસગણિના જ શિષ્ય દેવવાચક છે એમ પણ બને કે ભૂતદિન્નનો સમય ૭૯ વર્ષ જેટલો લાંબો હોઈ તેમની હયાતિમાં જ તેમના શિષ્ય લૌહિત્ય અને પ્રશિષ્ય દૂસગણિ બને વિદ્યમાન હોય આથી આપણે દેવવાચકને વીરનિર્વાણ ૯૭૦ (વિક્રમ ૫૦૦)થી પણ પહેલાના માની શકીએ અને જો તેમ ન બન્યું હોય તોપણ ભૂતદિન્નના પછીના ૫૦ વર્ષમાં ક્યારેક થયા તેમ માનવામાં તો કશો જ વાંધો આવે નહિ એટલે કે વીરનિર્વાણ ૯૭૦ + ૫૦ = ૧૦૨૦ (વિ ૫૫૦) પહેલા ક્યારેક અથવા તો વિક્રમ ૫૦૦ થી માંડી ૫૫૦ સુધીમાં તેઓ ક્યારેક થયા એમ માની શકાય. પણ આ વિચારણાની સત્યતાનો આધાર ઉક્ત વાલભી સ્થવિરાવલીમાં શ્રી પં કલ્યાણવિજયજીએ આપેલા વર્ષોની સચ્ચાઈ ઉપર રહે છે એટલે આ પ્રશ્નને આપણે બીજી રીતે પણ તપાસવો જરૂરી છે

દેવવાચકના સમયની વિક્રમ ૫૫૦ એ અંતિમ અવધિ ગણવી જોઈએ; એથી વહેલાં પણ

---

૧૩ वीरनिर्वाणसंवत् और जैनकालगणना, પૃ૦ ૧૧૮

તેઓ થયા હોય એવી શક્યતા છે જ તેમની આ અંતિમ અવધિનુ સમર્થન આચાર્ય જિનભદ્રનુ વિશેષાવશ્યક પણ કરે છે કારણ, તેમા નદીના ઉલ્લેખો આવે છે[૧૪] આચાર્ય જિનભદ્રનો સમય વિક્રમ ૫૪૬–૬૫૦ લગભગ છે એટલે કે નદી તેમના વિશેષાવશ્યકભાષ્ય પહેલા રચાયુ હોય એ નિશ્ચિત છે કેટલુ પહેલા રચાયુ હશે એ કહેવુ કઠણ છે, પણ ૯૮૦ અગર ૯૯૩ (વિક્રમ ૫૧૦--૫૨૩) વીરનિર્વાણ સવતમા આચાર્ય દેવર્દ્ધિએ કલ્પસૂત્રનુ લેખન સમાપ્ત કર્યું છે એટલે નદીનો સમય એ પૂર્વેનો જ હોવો જોઈએ, કારણ કે નદીનો ઉલ્લેખ અન્ય અંગ આગમોમા આવે જ છે[૧૫] આથી એટલી બાબતમા તો સદેહ છે જ નહિ કે નદીની રચના વિક્રમ ૫૨૩ થી પણ પૂર્વે થઈ ગઈ હતી આવશ્યકનિર્યુક્તિ અને નદીમા પૌર્વાપર્ય કોનુ છે તે વિચારવુ પણ અહી પ્રાપ્ત છે આવશ્યકનિર્યુક્તિની ગાથા ૧૦૨૦ (દીપિકા) મા એક સાથે નદી-અનુયોગદ્વારનો ઉલ્લેખ છે; વળી ગા૦ ૧૩૪૬ મા તો "सुत्त नदिमाईय" સ્પષ્ટ નિર્દિષ્ટ છે આવશ્યકનિર્યુક્તિ પરપરા પ્રમાણે પ્રથમ ભદ્રબાહુકૃત મનાય છે, પણ આતરિક પરીક્ષણ એ માન્યતાને સમર્થન આપે એમ નથી એટલે તે બીજા ભદ્રબાહુની કૃતિ કે સકલન હોય તેમ સભવે છે.[૧૬] અને દ્વિતીય ભદ્રબાહુ, વરાહમિહિર જેમણે વિક્રમ ૫૬૨ મા પચસિદ્ધાતિકા લખી છે, તેમના સમકાલીન છે આથી આવશ્યકનિર્યુક્તિનો સમય પણ વિ૦ સ૦ ૫૬૨ આસપાસ માનીએ તોપણ નદીની રચના એથી પહેલા થઈ હશે એમ માનવુ જરૂરી છે[૧૭] આથી અગ આદિના વલભી લેખનકાળને ધ્યાનમા લઈએ તો પૂર્વોક્ત રીતે વિક્રમ સવત્ ૫૨૩ પહેલા નદી રચાયુ એમ માનવામા કશી બાધા આવતી નથી

નંદીસૂત્રમા જ્યા મિથ્યાશ્રુત ગણાવ્યા છે ત્યા જે સૂચી છે તે પણ તેના સમય વિષે પ્રકાશ પાડે છે ઉપરાત, તે કાળે અજૈન ગ્રથો કયા વિશેષ પ્રતિષ્ઠિત હતા તેનો પણ ખ્યાલ આપે છે તેમાં નિર્દેશેલ ગ્રથોમાથી એક માત્ર ભાગવય (ભાગવત) એવો ગ્રથ છે, જે વિક્રમની પાચમી સદી પછીનો છે સભવ છે કે તેની પ્રતિષ્ઠા વધી ત્યારે તેનુ નામ અહી ક્યારેક ઉમેરી દેવામા આવ્યુ હોય એ નામ બધી પ્રતોમા મળતુ નથી, માત્ર અહી ઉપયોગમા લેવાયેલી બે જ પ્રતોમાં મળે છે, તે પણ સિદ્ધ કરે છે કે તે નામ પછીથી ઉમેરાયુ છે વળી, એક બીજી પણ સમસ્યા સમાધાન માગે છે એક તરફ આવશ્યકનિર્યુક્તિમાં નદી-અનુયોગનો ઉલ્લેખ છે તો બીજી તરફ આપણે આગળ જોયુ તે પ્રમાણે, આવશ્યક નિર્યુક્તિગત ઘણી ગાથાઓ નદીમાં મળી આવે છે તો તેનુ શુ સમાધાન છે? એક સમાધાન એવુ કરી શકાય કે જો દેવવાચકે જ તે ગાથાઓ લીધી હોય તો દ્વિતીય ભદ્રબાહુકૃત મનાતી નિર્યુક્તિમા કાઈ બધી ગાથાઓ તેમની જ રચેલી છે એવુ નથી; પ્રાચીન નિર્યુક્તિની ગાથાઓ પણ દ્વિતીય ભદ્રબાહુએ તેમા સમાવિષ્ટ કરી જ લીધી હશે અને તેમાની જ ગાથાઓ પ્રસ્તુત નદીમા લેવામા આવી હોય અને બીજુ સમાધાન એ હોઈ શકે કે સ્વય નદીમા, આપણે આગળ જોયુ તે પ્રમાણે, કોઈએ ઉપયોગી સમજીને તે તે ગાથાઓ ક્યારેક મૂકી દીધી હોય, સ્વય દેવવાચકે તે ગાથાઓનો સમાવેશ પોતે ન પણ કર્યો હોય આથી વિક્રમ સ ૫૨૩ થી પહેલા દેવવાચકદ્વારા નદીની રચના ક્યારેક થઈ ગઈ હતી એમ માનવામા તો અત્યારે કશી બાધા જણાતી નથી

---

૧૪ વિશેષાવશ્યક ગા૦ ૭૮, ૮૪૪, ૨૯૨૬, સ્વોપજ્ઞ ટીકા ગા૦ ૯૫, ૯૭ વ્યવહારભાષ્યમા નદીનો ઉલ્લેખ છે ઉદ્દેશ ૭, ગાથા ૩૦૧, ઉદ્દેશ ૬, ગાથા ૨૦૬

૧૫ 'जहा नदीए' ભગવતી સૂ૦ ૩૧૮, ૩૨૨, ૭૩૨, સમવાયાગ સૂત્ર ૮૮

૧૬ બૃહત્કલ્પ ભાષ્ય, છઠ્ઠા ભાગની પ્રસ્તાવના પૃ૦ ૫ થી

૧૭ અહી એ સ્પષ્ટ કરવુ જરૂરી છે કે નદીમા આવતી આવશ્યકનિર્યુક્તિની ગાથાઓ એ પ્રાચીન પરપરાપ્રાપ્ત ગાથાઓ માનવી જોઈએ.

# અનુયોગદ્વાર

## અનુયોગનું મહત્ત્વ

પ્રસ્તુત ભાગમા નંદીસૂત્ર પછી અનુયોગદ્વાર લેવામા આવ્યુ છે. વાચનાના પ્રારંભમાં પાચજ્ઞાનરૂપ નદી મગળરૂપે છે તો અનુયોગદ્વારસૂત્ર સમગ્ર આગમોને અને તેની વ્યાખ્યાને સમજવાની ચાવી રૂપ છે આથી સહજ રૂપે આ બન્ને આગમોનુ જોડકુ બની ગયુ છે. આગમોના વર્ગીકરણમા તે બન્નેનુ સ્થાન ચૂલિકા વર્ગમા છે. તેથી જેમ મદિર તેના શિખરથી વિશેષ શોભા પ્રાપ્ત કરે છે, તેમ પ્રસ્તુત નદી-અનુયોગદ્વારરૂપ શિખરવડે આગમમદિર શોભાને પામે છે.

અનુયોગદ્વારના પ્રારભમા કહેવામા આવ્યુ છે કે આવશ્યકશ્રુતનો અનુયોગ અહી પ્રસ્તુત છે [1] આ વાચી એમ લાગે કે આમા આવશ્યકસૂત્રની વ્યાખ્યા હશે. પરંતુ સમગ્ર ગ્રથ વાચ્યા પછી એક બાબત સ્પષ્ટ થાય છે કે આમા આવશ્યકસૂત્રની વ્યાખ્યા કરવામા આવી નથી, પણ અનુયોગના દ્વારો એટલે કે વ્યાખ્યાના દ્વારો, ઉપક્રમ આદિનુ જ વિવેચન કરવામા આવ્યુ છે વિવેચનની કે વ્યાખ્યાની પદ્ધતિ કેવી હોય તે દર્શાવવા આવશ્યકને દૃષ્ટાંત તરીકે લીધુ છે એમ સમજવુ જોઈએ સમગ્રમા માત્ર આવશ્યકશ્રુતસ્કધાધ્યયન—એ ગ્રથનામની વ્યાખ્યા, આવશ્યકનાં ૭ અધ્યયનોના પિડાર્થનો—અર્થાધિકારોનો નિર્દેશ, આવશ્યકના અધ્યયનોનાં નામોનો નિર્દેશ અને સામાયિક શબ્દની વ્યાખ્યા—આટલુ જ માત્ર સમજાવવામા આવ્યુ છે. આવશ્યકસૂત્રનાં પદોની વ્યાખ્યા વિષે કશુ જ કહેવામા આવ્યુ નથી. એ ઉપરથી નિશ્ચિત થાય છે કે અનુયોગદ્વાર એ મુખ્યરૂપે અનુયોગનાં—વ્યાખ્યાના દ્વારોનુ નિરૂપણ કરતો ગ્રથ છે, નહિ કે આવશ્યકસૂત્રની વ્યાખ્યા કરતો. તેમા આવશ્યકસૂત્રની વ્યાખ્યાની જે પ્રતિજ્ઞા કરી છે તે, વ્યાખ્યા માટે નિદર્શન—દૃષ્ટાત માત્ર છે. આથી કહી શકાય કે અનુયોગદ્વાર એ આગમવ્યાખ્યાની પદ્ધતિનુ નિરૂપણ કરતો ગ્રથ છે આથી તેનુ નામ જે અનુયોગદ્વાર પ્રસિદ્ધ છે તે પણ સાર્થક છે કારણ કે તે વ્યાખ્યાના દ્વારોનુ જ નિરૂપણ કરે છે, નહિ કે આવશ્યકસૂત્રના પદોનુ આથી આ ગ્રથે સૂત્રનુ સ્થાન લીધુ કોઈપણ એક ગ્રથની ટીકા તરીકે આ ગ્રથ ન ઓળખાયો તેની પાછળનુ રહસ્ય પણ એ જ છે કે એ આવશ્યકની વ્યાખ્યા કરવાની પ્રતિજ્ઞા કરે છે છતાં તે તેની વ્યાખ્યા કરતુ નથી.

આગમોમા અગો પછી સર્વાધિક મહત્ત્વ આવશ્યકસૂત્રને આપવામા આવ્યુ છે, કારણ કે તે સૂત્રમા નિરૂપિત સામાયિકથી જ શ્રમણજીવનનો પ્રારંભ થાય છે અને પ્રતિદિન બને સધ્યા ટાણે શ્રમણજીવનની જે આવશ્યક ક્રિયા છે તેની શુદ્ધિનુ અને આરાધનાનુ નિરૂપણ એમા કરવામા આવ્યુ છે તેથી અગોના અધ્યયન પહેલા પણ તેનુ અધ્યયન જરૂરી બન્યુ છે [2] અને એ જ કારણે આવશ્યકસૂત્રની વ્યાખ્યા કરવાની પ્રતિજ્ઞા પુસ્તકમા કરવામા આવી છે. વ્યાખ્યા તરીકે એમા

---

१ इम पुण पट्ठवण पडुच्च आवस्सगस्स अणुओगो—सू० ५ ।

२ "सामाइयाईणि एकादसगाणि" भगवतीसू ९३, सामाइ चोद्दस पुव्वाइ—भगवतीसूत्र ६१७ ।
"सामाइयमातीय सुतणाण जाव बिंदुसाराओ"—आवश्यकनिर्युक्तिगाथा ९३, विशेषा० स्वो० गा० ११२३ । विशेषा० हे० टी० गा० ११२६ ।
જુઓ—જૈન સાહિત્યકા બૃહદ્ ઇતિહાસ, પ્રસ્તાવના પૃ० ૫૫

ભલે સમગ્ર ગ્રંથની વ્યાખ્યા ન હોય અને માત્ર ગ્રંથના નામના પદોની જ વ્યાખ્યા હોય, પણ ખરી રીતે વ્યાખ્યાની જે પદ્ધતિ તેમા અનુસરવામા આવી છે તે જ સમગ્ર આગમોની વ્યાખ્યામા અપનાવવામા આવી છે એમ પણ કહી શકાય કે આવશ્યકની વ્યાખ્યા કરવાને બહાને ગ્રંથકારે તેમા સમગ્ર આગમોને સમજવાની ચાવી મૂકી દીધી છે આચાર્ય જિનભદ્રે પોતાના વિશેષાવશ્યક-ભાષ્યમા માત્ર આવશ્યકના પ્રથમ અધ્યયન સામાયિકની જ વ્યાખ્યા કરી છે પણ તે વ્યાખ્યા પરંપરાએ પ્રસ્તુત અનુયોગની પણ છે તેના મહત્ત્વ વિષે તેમણે પોતાના ભાષ્યમા કહ્યું છે—

सव्वाणुयोगमूलं भास सामाइयस्स सोतूण ।
होति परिकम्मियमती जोग्गो सेसाणुयोगस्स ॥

અર્થાત્—સર્વ અનુયોગના મૂળ જેવુ આ સામાયિકનુ ભાષ્ય સાભળીને શ્રોતાની બુદ્ધિનો સંસ્કાર થાય છે અને તે બાકીના અનુયોગને સમજી શકવા સમર્થ બને છે

આમ આ અનુયોગનુ મહત્ત્વ હોઈ અનુયોગદ્વાર સૂત્રને નદીસૂત્ર સાથે પ્રથમ ભાગમા લેવામાં આવ્યુ છે

## અનુયોગ શબ્દનો અર્થ

આચાર્ય શ્રી જિનભદ્ર ગણિએ અનુયોગ શબ્દની સમજ આ પ્રમાણે આપી છે—

अणुयोजणमणुयोगो सुतस्स णियएण जमभिधेयेणं ।
वावारो वा जोगो जो अणुरूवोऽणुकूलो वा ॥८३६॥

अणु० गाहा । आह—अनुयोग इति कः शब्दार्थः ? उच्यते—श्रुतस्य स्वेनार्थेन अनुयोजनमनुयोगः । अथवा [अणोः—] सूत्रस्य स्वाभिधेयव्यापारो योगः । अनुरूपोऽनुकूलो [वा] योगोऽनुयोगः ॥८३६॥

अधवा जमत्थतो थोव पच्छभावेहि सुतमणु तस्स ।
अभिधेये वावारो जोगो तेण व सबधो ॥८३७॥

**अध०** गाहा । अथवाऽर्थतः पश्चादभिधानात् स्तोकत्वाच्च सूत्रम् अनु, तस्याभिधेयेन योजनमनुयोगः । अणुनो वा योगोऽणुयोगः, अभिधेयव्यापार इत्यर्थः ॥८३७॥

—स्वोपज्ञवृत्ति–विशेषा०

આનો સારાશ એ છે કે શ્રુત = શબ્દનો તેના અર્થ સાથે યોગ તે અનુયોગ અથવા સૂત્રનો પોતાના અર્થ વિષે જે અનુરૂપ કે અનુકૂળ વ્યાપાર તે અનુયોગ એટલે શબ્દનો કે સૂત્રનો યથાયોગ્ય અર્થ કરી આપવાની પ્રક્રિયા તે અનુયોગ છે અનુયોગ શબ્દનુ પ્રાકૃતરૂપ अणु + योग છે अणु શબ્દનો અર્થ સ્તોક–થોડુ એવો થાય અને અનુ એટલે પશ્ચાત્ પણ થાય સૂત્ર = શબ્દ અર્થ કરતા અણુ = સ્તોક[૩] છે તેથી તે અણુ કહેવાય અને વક્તાના મનમા અર્થ પ્રથમ આવે છે અને પછી તેના પ્રતિપાદક શબ્દનો પ્રયોગ થાય છે અથવા કહો કે ભગવાન મહાવીરે પ્રથમ અર્થનો ઉપદેશ આપ્યો અને પછી ગણધરે સૂત્રરચના કરી એટલે સૂત્ર = શબ્દ અર્થથી પશ્ચાત્–પછી છે આથી સૂત્ર અનુ કહેવાય અને એ અનુ = શબ્દનો અર્થ સાથે યોગ તે અનુયોગ અથવા અનુ = અણુ = સૂત્રનો જે

---

૩ "सूत्र तु सूचनाकारिग्रन्थे तन्तुव्यवस्थयो" હૈમ–અનેકાર્થસગ્રહ ૨, ૪૮૧

"सूत्र सूचनकृत्—" અભિધાનચિંતામણિ–૨૫૪

વ્યાપાર = અર્થપ્રતિપાદન તે અનુયોગ કહેવાય તાત્પર્ય એટલુ જ છે કે શબ્દની વ્યાખ્યા કરવાની પ્રક્રિયા તે અનુયોગ છે

આ જ વસ્તુનુ સમર્થન બૃહત્કલ્પભાષ્યમા પણ અનુયોગની વ્યાખ્યામા (બૃ ભા ગા. ૧૯૦–૧૯૩) કરવામા આવ્યુ છે તેમાં શિષ્યની શકા છે કે શબ્દ કરતા અર્થનુ બહુત્વ કેમ મનાય? જેમ પેટીમાં ભરવાની ચીજો કરતા પેટી મોટી હોય તેમ પેટી જેવુ સૂત્ર છે તો તે અર્થથી અણુ કેમ? વળી, પ્રથમ શબ્દ અને પછી તેનો અર્થ છે, કારણ, સૂત્ર વિના અર્થ કોનો? લોકમા પણ પ્રથમ સૂત્ર જ મનાય છે અને પછી તેનો અર્થ વૃત્તિ–વાર્તિક આદિરૂપે છે આના ઉત્તરમા આચાર્યે જણાવ્યુ છે કે—

अत्थं भासइ अरिहा तमेव सुत्तीकरेंति गणधारी ।
अत्थ च विणा सुत्त अणिस्सियं केरिस होज्जा ? ॥ १९३ ॥

વળી, ટીકાકારે ખુલાસો કર્યો છે કે પેટીને એમા ભરવાની વસ્તુ કરતા મોટી કહી તે પણ બરાબર નથી, કારણ કે એ જ પેટીમા વસ્ત્ર ભર્યા હોય તો એકાદ તેમાથી કાઢીને અનેક પેટીઓને તે વડે બાધી શકાય છે તેમ એકાદ અર્થને આધારે અનેક સૂત્રોની રચના થઈ શકે છે તેથી સૂત્ર કરતા અર્થની મહત્તા છે જ.

યદ્યપિ ભર્તૃહરિએ ‘सर्वं शब्दे प्रतिष्ठितम्’ (વા ૧–૧૨૪) કહીને શબ્દનુ માહાત્મ્ય વધાર્યું છે; પણ નિરુક્તના ટીકાકાર દુર્ગે ઠીક જ કહ્યુ છે કે અર્થ એ પ્રધાન છે અને શબ્દ તો અર્થ માટે છે—“अर्थो हि प्रधान, तद्गुणः शब्दः” પૃ ૨ અને વ્યાકરણથી શબ્દના સ્વરૂપનુ જ્ઞાન થાય છે, પણ નિરુક્તથી તો તેના અર્થના નિર્વચનનુ પરિજ્ઞાન થાય છે—“यथा शब्दलक्षणपरिज्ञानं सर्वशास्त्रेषु व्याकरणात्, एवं शब्दार्थनिर्वचनपरिज्ञानं निरुक्तात्”—પૃ. ૩. અને જ્યાંસુધી શબ્દાર્થનુ નિર્વચન થયુ ન હોય ત્યાસુધી તેની વ્યાખ્યા સભવતી નથી —“न चानिरुक्तो मन्त्रार्थो व्याख्यातव्य इति” पृ. ३, માટે નિરુક્ત એ વ્યાકરણાદિ બધાં અગોમા પ્રધાન છે વેદના અર્થો સભવે જ નહિ એવો એક પક્ષ હતો તેનુ નિરાકરણ નિરુકતકારે કર્યું છે અને વેદના અર્થોનુ નિરૂપણ કર્યું છે (નિરુક્ત, દુર્ગ ટીકા–પૃ ૮૬, ૯૨) વેદની વ્યાખ્યામા નિરુક્ત જે ભાગ ભજવે છે તેવો જ ભાગ જૈન આગમની વ્યાખ્યામા નિર્યુક્તિ ભજવે છે. શબ્દોનુ નિર્વચન કરવામા નિરુકત કે નિર્યુક્તિમાં એક જ બાબતનુ મુખ્ય ધ્યાન રાખવામા આવ્યુ છે કે અભિપ્રેત અર્થને તે તે શબ્દના નિર્વચનદ્વારા સિદ્ધ કરવો.

## અનુયોગના પર્યાયો

સ્થવિર આર્ય ભદ્રબાહુ સ્વામીએ અનુયોગના પર્યાયો નીચેની ગાથામાં જણાવ્યા છે—

अणुयोगो[४] अ णियोगो भास विभासा य वत्तिय चेव ।
एते अणुओगस्स तु णामा एगट्ठिया पंच ॥

(आव० नि० गा० १२६, विशे० १३८२, बृ० १८७)

અર્થાત્ અનુયોગ, નિયોગ, ભાષા, વિભાષા અને વાર્તિક એ પર્યાયો છે અને તે બધાનુ વિવરણ

૪. ‘અણુયોગ’નુ રૂપાતર ‘અણિયોગ’ એવુ પણ મળે છે—વિશેષા૦ સ્વો૦ ગા૦ ૧૩૬૧ તથા ધવલામા ઉદ્ધૃત પ્રસ્તુત ગાથામા પણ अणियोग પાઠ છે ધવલા, ભા ૧, પૃ૦ ૧૫૪

આચાર્ય શ્રી જિનભદ્રગણિએ વિશેષાવશ્યકભાષ્યમા અને સઘદાસગણિએ બૃહત્કલ્પભાષ્યમા કર્યું છે. અનુયોગવિષે પૂર્વમા વિવરણ કર્યું જ છે એટલે નિયોગ આદિ વિષે વિચાર કરીએ

બૃહત્કલ્પમા **નિયોગ**ની વ્યાખ્યા આ પ્રમાણે છે—

अहिगो जोगो निजोगो जहाऽइदाहो भवे निदाहो ति ।
अत्थ निउत्त सुत्तं पसवइ चरणं जओ मुक्खो ॥

—ગા० ૧૯૪

આનો સારાશ એ છે કે સૂત્રમા જ્યારે અર્થ જોડવામા આવે ત્યારે તેનુ મૂલ્ય વધી જાય છે, તેથી તેવી અર્થનો યોગ નિયોગ કહેવામા આવે છે કેવલ સૂત્ર કે કેવલ અર્થનુ એટલુ મૂલ્ય નથી જેટલુ સૂત્ર સાથે જોડાયેલ અર્થનુ છે, એટલે કે જ્યારે બને ભેગા થાય ત્યારે મહત્ત્વ છે કારણ કે તેમ થવાથી સૂત્રનુ હાર્દ પ્રકટ થાય છે અને તેથી તેના ફળ રૂપે ચારિત્રની પ્રસૂતિ થાય છે, જેથી મોક્ષ મળે છે. ગાય સાથે વાછડુ જોડવામાં આવે ત્યારે દૂધ મળે છે તેના જેવુ આ છે અથવા તો રાજાએ લખી આપેલ કાગળનુ મૂલ્ય જો તેમાં તેની મુદ્રા હોય તો જ છે અન્યથા નથી તેમ સૂત્રનુ મૂલ્ય અર્થનુ જોડાણ તેમાં હોય તો જ છે, અન્યથા નથી —બૃ० ગા० ૧૯૫

આચાર્ય શ્રી જિનભદ્રે પણ નિયોગની વ્યાખ્યા કરી છે તે આ પ્રમાણે છે—

णियतो व णिच्छितो वाऽधिओ व जोगो मतो णिओगो त्ति । गा० १४१७

આમા 'નિ'ના બે અર્થ કરવામા આવ્યા છે નિશ્ચિત અને અધિક

ભાષાનુ વિવરણ બૃહત્કલ્પમા કરવામા આવ્યુ છે કે—

पडिसद्दगस्स सरिसं जो भासइ अत्थमेगु सुत्तस्स—गा० १९६

અર્થાત્ જેમ પર્વતની ગુફામા શબ્દ બોલીએ અને તેનો તેના જેવો જ સામે પડઘો પડે છે, તેમ સૂત્રનો શબ્દને અનુસરીને એક જ અર્થ કરવો તે ભાષા કહેવાય

આચાર્ય શ્રી મલયગિરિએ ભાષાનાં ઉદાહરણો આ પ્રમાણે ટાકયા છે—

"समभावः सामायिकम् । द्वाभ्या बुभुक्षया तृषा चाऽऽगलितो बालः । पापात् डीन-पलायित पण्डित, अथवा पण्डा-बुद्धि सा सञ्जाताऽस्येति पण्डित । साधयति मोक्षमार्गमिति साधु । यतते सर्वात्मना सयमानुष्ठानेष्विति यति —બૃ० ગા० ૧૯૬

ઉપરના અર્થમાં બાલ શબ્દ પ્રાકૃત છે—बि+आल=बाल અને બાકીના શબ્દોમા સંસ્કૃતપ્રાકૃતમા કશો જ ફેર પડતો નથી.

પણ આચાર્ય શ્રી જિનભદ્રે **ભાષા**ની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે—

भासा वत्ता वाया सुयवत्तीभावमित्तय सा य ।

—વિશેષા०, ૧૪૧૮

અર્થાત્ વ્યક્તવાણીને ભાષા કહેવાય છે એટલે સૂત્રને વિવરણ વિના માત્ર અર્થ બતાવી વ્યક્ત કરવુ તે ભાષા છે ભાષામા સૂત્રનો સપૂર્ણ રીતે વિવરણ કરીને અર્થ કરવામા આવતો નથી તે કાર્ય તો વિભાષા અને વાર્તિકનુ છે

વિભાષાનુ વિવરણ બૃહત્કલ્પમા આ પ્રમાણે છે—

"एगपए उ दुगाई जो अत्थे भणइ सा विभासा उ"

અર્થાત્ એકપદના અનેક સભવિત અર્થો જે વ્યાખ્યામા કરવામા આવે તે વિભાષા છે, જેમકે પ્રાકૃત આસ=અશ્વ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે વિભાષામાં થાય છે—

"असइ य आसु य धावइ न य सम्मइ तेण आसो उ ॥"

—બૃ૦ ગા૦ ૧૯૮

ટીકાકારે જણાવ્યુ છે—"अश्नातीति अश्वः यदि वा आशु धावति न च श्राम्यतीति अश्वः ।"

આચાર્ય શ્રી જિનભદ્રે પણ વિભાષાની વ્યાખ્યા એ પ્રમાણે જ કરી છે—

विविधा विसेसतो वा होति विभाखा दुगातिपज्जाया ।
जध सामइय समओ सामायो वा समायो वा ॥

—વિશેષા૦, ૧૪૧૯

આમાં સામાયિકશબ્દના વિવિધ અર્થોની ચર્ચા છે

**વાર્તિક** વિષે બૃહત્કલ્પમા કહેવામાં આવ્યુ છે—

"अत्थ पुव्वधर समत्तमो विभासेइ ॥"

—બૃ૦ ગા૦ ૧૯૯

પૂર્વધર સૂત્રનો જે અર્થ સમગ્રભાવે વર્ણવે છે તે વાર્તિક છે. એટલે કે સૂત્રનો એવો એક પણ અર્થ બાકી નથી રહેતો જે વાર્તિકમાં કહેવામા આવ્યો ન હોય.

આચાર્ય શ્રી જિનભદ્રે વાર્તિકનું વિવરણ આ પ્રમાણે કર્યું છે—

वित्तीए वक्खाण वत्तियमिह सव्वपज्जवेहिं वा ।
वित्तीतो वा जात जम्मि व जध वत्तए सुत्ते ॥

—વિશેષા૦, ૧૪૨૦

વૃત્તિ = સૂત્રવિવરણનુ પણ જે વ્યાખ્યાન કરવામા આવે તે વાર્તિક છે અર્થાત્ ટીકાની પણ ટીકા તે વાર્તિક છે અથવા તો સર્વપર્યાયો વડે જે વ્યાખ્યાન તે પણ વાર્તિક છે. અથવા તો વૃત્તિથી જેની ઉત્પત્તિ છે તે, અથવા તો સૂત્રમાં જે પરંપરાથી વ્યાખ્યા હોય તે વાર્તિક છે

વાર્તિકકારની વિશેષતા બૃહત્કલ્પ અને આચાર્ય શ્રી જિનભદ્ર બને વર્ણવે છે બૃહત્કલ્પ ભાષ્યમા સૂચવ્યા પ્રમાણે તે પૂર્વધર હોય એ તો આપણે પ્રથમ જોઈ ગયા છીએ ઉપરાત, તેમા જણાવ્યુ છે કે જે સમયે જે યુગપ્રવર-યુગપ્રધાન હોય તેમની પાસેથી જેણે વિવરણ ગ્રહણ કર્યું હોય તે વાર્તિકકાર બની શકે છે ભગવાન શ્રી ઋષભ અને શ્રી મહાવીર વચ્ચે શરીર આદિના પ્રમાણમા ઘણો તફાવત છે તો તે બનેનુ જ્ઞાન સરખુ કેમ હોય ? એવી શકાનુ પણ સમાધાન કરવામા આવ્યુ છે કે શરીરપ્રમાણ વગેરેમા ભલે ભેદ હોય, પણ તેમના ધૃતિ, સહનન અને કેવલજ્ઞાનમા તો કશો જ ભેદ નથી તેથી બને સરખી રીતે જ વિવરણ કરવા સમર્થ છે.—બૃ૦ ૨૦૧-૨૦૩ ત્યારે સહજ પ્રશ્ન થાય કે તો શુ દ્વાદશાગમાં આદિશ્રુત જે કાઈ છે તે બધુ જ નિયત છે કે એમા કાઈ ભેદ પડે છે ? આના ઉત્તરમા જણાવ્યુ છે કે જ્ઞાતાધ્યયનમાંના ઉદાહરણો, ઋષિભાષિત અને પ્રકીર્ણક—આમા તે તે કાળે બનતી ઘટનાઓનો સમાવેશ સભવિત હોવાથી ભેદ પડે ખરો, પણ બાકીનુ તો બધુય પ્રાય નિયત છે, જે શ્રી ઋષભ અને શ્રી મહાવીરનુ સરખુ જ છે —બૃ૦ ૨૦૪

આચાર્ય શ્રી જિનભદ્ર પણ ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાની = પૂર્વધરને વાર્તિકકાર કહે છે અને એમ પણ કહે છે કે જે કાળે જે યુગપ્રધાન હોય તે અથવા તો તેની પાસેથી જે શીખેલ હોય તે વાર્તિકકાર બની શકે છે —વિશેષા૦ ૧૪૨૧.

આચાર્ય શ્રી જિનભદ્રે એમ પણ કહ્યુ છે કે અનુયોગાચાર્યે જે વ્યાખ્યા કરી હોય તેથી ન્યૂન કરી

શકે તે ભાષક, તેટલી જ કહી શકે તે વિભાષક, પણ જે તેથી પણ અધિક પોતાની પ્રજ્ઞાબળે કરે તે વાર્તિકકાર કહેવાય —વિશેષા० ૧૪૨૨

અનુયોગના પર્યાયોની ઉપર કરેલી વિચારણા એ સિદ્ધ કરે છે કે પ્રસ્તુતમા પર્યાયો સર્વથા એકાર્થક નથી, પણ અનુયોગના જે વિવિધ પ્રકારો છે તેને પણ પર્યાયો ગણવામાં આવ્યા છે તેથી એમ કહી શકાય કે સામાન્ય રૂપે એ પર્યાયો એક જ (અર્થાત્ શબ્દની વ્યાખ્યા કે સૂત્રની વ્યાખ્યા એવો) અર્થ ધરાવે છે, પણ તે બધામાં પોતાની આગવી વિશેષતા છે જ તેથી તે પર્યાયો એટલે અનુયોગના વિવિધ પ્રકારો છે, વિશેષો છે એટલે કે અનુયોગરૂપ દ્રવ્ય = અર્થના તે વિવિધ પર્યાયો, પરિણામો, વિશેષો છે, વ્યાખ્યા કરવાના વિવિધ પ્રકારો છે

અહી આચાર્ય હેમચન્દ્રે સૂત્રાદિની વ્યાખ્યા જે આપી છે તે તુલનીય છે—

सूत्रं सूचनकृद् भाष्यं सूत्रोक्तार्थप्रपञ्चकम् ।
प्रस्तावस्तु प्रकरण निरुक्त पदभञ्जकम् ॥ २५४ ॥

उक्तानुक्तदुरुक्तार्थचिन्ताकारि तु वार्तिकम् ।
टीका निरन्तरव्याख्या पञ्जिका पदभञ्जिका ॥ २५६ ॥

—અભિધાનચિન્તામણિ–દેવકાંડ

વાચસ્પત્યમા ભાષ્યનુ લક્ષણ ઉદ્ધૃત છે તે આ પ્રમાણે છે—

"सूत्रार्थो वर्ण्यते यत्र पदै सूत्रानुसारिभि ।
स्वपदानि च वर्ण्यन्ते भाष्य भाष्यविदो विदु ॥"

સ્થવિર આર્ય ભદ્રબાહુ સ્વામીએ (આવ૦ નિ૦ ગા૦ ૧૩૦, વિશે ૧૪૨૩) કાષ્ઠકર્મ આદિ અનેક ઉદાહરણો વડે ભાષા, વિભાષા અને વાર્તિકની સમજ આપી છે અને તેનો વિસ્તરાર્થ આચાર્ય શ્રી જિનભદ્રે વિશેષાવશ્યકભાષ્યમા કર્યો છે તે રોચક છે (ગા૦ ૧૪૧૪થી) તેમાથી એકાદ બે ઉદાહરણો વિષે અહી પરિચય આપવામા આવે છે એક ચિત્ર એવુ હોય, જે માત્ર આકૃતિ બતાવે, બીજુ એવુ કે જેમા વિવિધરગો પણ હોય; જ્યારે તીજુ એવુ હોય, જે ચિત્રગત વિષયના ભાવોને આબેહૂબ ઉપસ્થિત કરતુ હોય તેમ ભાષા, વિભાષા અને વાર્તિક વિષે છે ભડારમા ભરેલા રત્નો વિષે કોઈ ભડારી માત્ર એટલુ જ જાણે કે તેમા રત્નો છે બીજો કોઈ એમ જાણે કે તે કઈ કઈ જાતિના છે અને તેમનુ માપ શુ શુ છે, પણ તીજો તો એવો હોય જે તે રત્નોના ગુણ-દોષો આદિ બધી જ બાબતોથી માહિતગાર હોય ભાષાદિ ત્રણ વિષે પણ આમ જ છે એક કમળ જરાક વિકસિત હોય, બીજુ અર્ધવિકસિત હોય અને તીજુ પૂર્ણપણે વિકસિત હોય—આવુ જ ક્રમે કરી ભાષા આદિ વિષે છે

## અનુયોગ અને અનનુયોગ

નામાદિ સાત પ્રકારનો અનુયોગ વર્ણવતાં તેનુ અનનુયોગથી પાર્થક્ય—એટલે કે અનુયોગ કેવો હોય અને કેવો ન હોય તેનુ નિરૂપણ દૃષ્ટાત દ્વારા આર્ય ભદ્રબાહુ સ્વામીએ કર્યું છે, તે સમજવા જેવુ છે —આવ૦ નિ૦ ગા૦ ૧૨૮, ૧૨૯; વિશેષા૦ ગા૦ ૧૪૦૯, ૧૪૧૦; બૃ૦ ગા૦ ૧૭૧, ૧૭૨ એ દૃષ્ટાતોનુ તાત્પર્ય આચાર્ય શ્રી જિનભદ્રે પોતાના વિશેષાવશ્યક ભાષ્યમા બતાવ્યુ છે — વિશેષા૦ ૧૪૧૧ થી

તેમાં પ્રથમ દૃષ્ટાંત છે ગાય અને વાછડાનું દૂધ દોહતી વખતે જો અન્ય ગાયનું વાછડું અન્ય ગાય સાથે જોડવામા આવે તો ગાય દૂધ તો દેતી નથી, ઊલટુ પ્રથમ દોહેલુ દૂધ પણ લાતમારી ઢોળી નાખે છે અને દોહનારને પણ શરીરપીડા ઊભી કરે છે. તે જ પ્રમાણે જો વ્યાખ્યા કરતી વખતે એક દ્રવ્યના ધર્મો અન્ય દ્રવ્ય વિષે કહેવામાં આવે તો તેથી જીવાદિ દ્રવ્યનુ સ્વરૂપ યથાર્થ સમજાતુ નથી અને પરિણામે ચારિત્રરૂપ દૂધની પ્રાપ્તિ થતી નથી; ઉપરાત, બુદ્ધિભેદ થતા તે પૂર્વે જે ચરિત્રની પ્રાપ્તિ થઈ હોય તે પણ ગુમાવવી પડે છે અને પરિણામે શરીરમા રોગાદિની પીડા પણ ઊભી થાય છે અને છેવટે તે મોક્ષમાર્ગથી પણ ભ્રષ્ટ થાય છે આ દ્રવ્યના અનનુયોગની બાબતમા દૃષ્ટાત છે; જ્યારે તેથી વિપરીત હોય એટલે કે જે ગાયનુ જે વાછડું હોય તેને તે જ ગાય સાથે જોડવામાં આવે તો દૂધ મળે છે, તેમ જીવદ્રવ્યના ધર્મો જીવદ્રવ્યમા અને અજીવ દ્રવ્યના ધર્મો અજીવ દ્રવ્યમા વર્ણવવામા આવે તો તે યથાર્થ વ્યાખ્યા થઈ ગણાય. આ દ્રવ્યના અનુયોગ વિષે દૃષ્ટાત છે. —વિશેષા૦ ૧૪૧૧–૧૪૧૫

આ જ રીતે ક્ષેત્રના અનુયોગ અને અનનુયોગ વિષે કુબ્જાનુ, કાલ વિષે એક સાધુના સ્વાધ્યાયનુ દૃષ્ટાત આપવામાં આવ્યુ છે, વચન વિષે બે દૃષ્ટાતો છે—બધિરોલ્લાપનુ અને ગ્રામેયકનુ, અને ભાવ વિષે શ્રાવકભાર્યાદિ સાત દૃષ્ટાતો આપવામાં આવ્યા છે તેનુ વિવરણ બૃ૦ ભા૦ ગા૦ ૧૭૧ અને ૧૭૨ ની વ્યાખ્યામા છે. તથા વિશેષા૦ ની આચાર્ય શ્રી હેમચદ્રકૃત વ્યાખ્યામા છે — વિશેષા૦ હે૦—ગા૦ ૧૪૧૮.

## અંગમાં અનુયોગની ચર્ચા

અગોનો જે પરિચય સમવાયાંગ અને નંદીમા મળે છે, તેમા સર્વત્ર આચારાગ આદિના પરિચયને અંતે તે તે આચારાગ આદિના ‘સખ્યેય અનુયોગદ્વારો છે’ તેવો ઉલ્લેખ મળે છે— સમવાયાગ-સૂ૦ ૧૩૬–૧૪૭ તે સૂચવે છે કે પ્રાચીન કાળથી જ તે તે મૂળ સૂત્રની વ્યાખ્યાઓ કરવામા આવી હતી વળી, દૃષ્ટિવાદના મૂળ પાંચ વિભાગોમા (મતાતરે ચાર વિભાગ—સ્થા૦ ૨૬૨) ચોથો વિભાગ અનુયોગનો છે અને તે અનુયોગના મૂલપ્રથમાનુયોગ અને ગડિકાનુયોગ—એવા બે ભેદ કરવામા આવ્યા છે—સમ૦ ૧૪૭, નદીસૂ૦ ૧૧૦; જ્યારે દિગબર પરપરા પ્રમાણે પઢમાણિયોગ—એ નામે દૃષ્ટિવાદનો તીજો ભેદ છે અને તેનો જે વિષય બતાવવામા આવ્યો છે તે લગભગ એ જ છે જે સમવાય અને નદીમા અનુયોગનો છે (ધવલા ભાગ ૨, પ્રસ્તાવના પૃ. ૫૬) દૃષ્ટિવાદના પર્યાયોમા પણ ‘અનુયોગગત’ એવો પર્યાય આપવામા આવ્યો છે (સ્થા૦ ૭૪૨).

સ્થાનાગસૂત્ર (૭૨૭) મા દ્રવ્યાનુયોગના દશ પ્રકાર બતાવવામા આવ્યા છે તેમા તે પ્રકારોમા દ્રવ્યની અનેક પ્રકારે સમજ આપવાનો પ્રયત્ન દેખાય છે આ બાબતમા પ્રસ્તુત અનુયોગમા કશુ જ કહેવામાં આવ્યુ નથી તેનુ કારણ એ જણાય છે કે અગનિર્દિષ્ટ દ્રવ્યાનુયોગ તે ચરણ-કરણાનુયોગ આદિ ચાર અનુયોગમાંના દ્રવ્યાનુયોગસંબધી છે; જ્યારે પ્રસ્તુત અનુયોગમા સમગ્રભાવે અનુયોગ–વ્યાખ્યાપ્રકારની ચર્ચા છે તેમા એકાર્થકાનુયોગ (સ્થા૦ ૭૨૭) જેવી બાબતનુ અનુસરણ અનુયોગદ્વારમા જ્યા તે તે શબ્દના પર્યાયો આપ્યા છે તેમા જોવા મળે છે તે ઉપરથી એમ કહી શકાય કે પર્યાયનિર્દેશ એ પણ અનુયોગનુ એક અગ (અનુ૦ સ૦ ૨૯, ૫૧, ૭૨) મનાયુ છે અને તે પદ્ધતિનુ અનુસરણ પ્રાચીન કાળમા પણ થતુ હશે જે આપણને દ્રવ્યાનુયોગના ભેદોમા તીજા ભેદ રૂપે સ્થાનાગમા નિર્દિષ્ટ મળે છે

અનુયોગદ્વારની ઉપક્રમ આદિ મૂળ ચાર દ્વારની સામગ્રી અગશ્રુતમા છે કે નહિ તે તપાસતા

જણાય છે કે સ્થાનાગમાં ઉપક્રમ શબ્દ આવે છે અને ત્યા તેનો અર્થ ઉપાયપૂર્વક આરભ એવો થાય છે ઉપક્રમના ત્રણ ભેદ—ધાર્મિક, અધાર્મિક અને મિશ્ર, અથવા આત્મોપક્રમ, પરોપક્રમ અને ઉભયોપક્રમ છે (સ્થા૦ ૧૮૮). ઉપક્રમ શબ્દ અનુયોગમા પણ આ અર્થને અનુસરે છે અનુયોગદ્વારવર્ણિત નામાદિનિક્ષેપોની ચર્ચા અગે ભેદ એટલો છે કે ત્યા 'દ્રવ્ય'ને સ્થાને 'આદેશ' શબ્દનો પ્રયોગ છે અને 'ભાવ' શબ્દનો પ્રયોગ ન કરતા તે દ્વારા પ્રસ્તુતમા વિવક્ષિત સર્વશબ્દનુ 'નિરવશેષ' એવુ તાત્પર્ય બતાવ્યુ છે સ્થાનાગમાથી એટલી માહિતી મળે છે કે તેમા 'સર્વ' શબ્દના નામાદિ ચાર ભેદો ચાર નિક્ષેપોને અનુસરીને છે (૨૯૯) નયોની બાબતમા સમવાયાગમા જ્યા દૃષ્ટિવાદના વિષયોની ચર્ચા છે ત્યા દૃષ્ટિવાદના એક ભેદ સૂત્રના નિરૂપણપ્રસગે (સમ૦ ૨૨, ૮૮, ૧૪૭) કેટલાક નયોનો ઉલ્લેખ છે અને સ્થાનાગ (સૂ૦ ૫૫૨)મા સાતે નયોના નામ આપવામા આવ્યા છે

ભગવતીસૂત્રમા દ્રવ્યાર્થતા, ભાવાર્થતા (૭ ૨ ૨૭૩; ૧૪ ૪ ૫૧૨; ૧૮ ૧૦), અવ્યુચ્છિત્તિ-નય, વ્યુચ્છિત્તિનય (૭ ૩ ૨૭૯), દ્રવ્યાર્થતા, જ્ઞાન-દર્શનાર્થતા, પ્રદેશાર્થતા, ઉપયોગાર્થતા (૧ ૮ ૧૦), દ્રવ્યાર્થતા અને પર્યાય-(૧૪ ૪ ૫૧૨) સદ્ભાવપર્યાય–અસદ્ભાવપર્યાય અને આદેશ (૧૨ ૧૦ ૪૬૯), દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ આ ચાર (૨ ૧ ૯૦; ૫ ૮ ૨૨૦; ૧૧ ૧૦ ૪૨૦, ૧૪ ૪ ૫૧૩; ૨૦ ૪), ઉપરાત ગુણ (૨ ૧૦), ભવ (૧૯ ૯), સસ્થાન (૧૪ ૭) આ બધી બાબતોને લઈ ને વસ્તુવિચાર કરવામા આવ્યો છે તે બતાવે છે કે નયવિચારણા આગમના કાળે પણ થતી હતી અને એ બાબતમા જૈન શ્રુતમા ઠીક ઠીક પ્રગતિ જોવામા આવે છે આ ઉપરાત વ્યવહાર–નિશ્ચયનય દ્વારા પણ ભગવતીસૂત્રમા વિચારણા થઈ છે (૧૮·૬) એ બતાવે છે કે નયોની ચર્ચા ભગવાન મહાવીરના કાળથી થતી હતી [૫]

આટલી અધૂરી માહિતીને આધારે પણ એમ નિ શક કહી શકાય છે કે ભગવાન મહાવીરના સમયથી જ સૂત્રની વ્યાખ્યા કરવાની પદ્ધતિનો—એક વિશેષ પ્રકારની પદ્ધતિનો—ક્રમિક વિકાસ થઈ રહ્યો હતો, જેનુ પરિપક્વ રૂપ આપણને અનુયોગદ્વારમાં જોવા મળે છે

## અનુયોગદ્વાર સૂત્રે સ્વીકારેલી વ્યાખ્યા પદ્ધતિ

જૈન આગમોની વ્યાખ્યાના પ્રાચીન પ્રકારને જાણવાનુ એકમાત્ર સાધન અનુયોગદ્વારસૂત્ર છે તેથી જો તેની વ્યાખ્યાપદ્ધતિનુ સક્ષેપમાં નિરૂપણ કરવામા આવે તો આપણને સહજમા એ ધ્યાનમા આવે છે કે તે પછીના સમગ્ર જૈનાગમટીકાસાહિત્યમા અનુયોગમા અપનાવેલી પદ્ધતિનો કેવો આદર થયો છે? જૈન આગમની પ્રાચીન ચૂર્ણિટીકાઓનો પ્રારભનો ભાગ જોતા સમજી શકાય છે કે તે સમગ્ર નિરૂપણમા એ જ પદ્ધતિ અપનાવવામા આવી છે, જે અનુયોગદ્વારમા છે આ વસ્તુ કેવળ શ્વેતામ્બરસમત જૈન આગમોની ટીકાઓને લાગુ પડે છે એમ નથી, પરતુ દિગમ્બરોએ પણ એ પદ્ધતિને અપનાવી છે એનો પુરાવો દિગમ્બરસમત ષટ્ખડાગમ આદિ પ્રાચીન શાસ્ત્રોની ટીકાઓ પણ આપી જાય છે આથી એક વાત તો નિશ્ચિત થાય છે કે આ પદ્ધતિનુ પ્રચલન ઘણા પ્રાચીન કાળથી હશે અને તેથી જ તે પદ્ધતિ એક સરખી રીતે બન્ને સપ્રદાયના આગમ અને આગમસમ ગ્રથોની ટીકાઓમા અપનાવવામા આવી છે

હવે સક્ષેપમા આપણે જોઈએ કે અનુયોગદ્વારગત વ્યાખ્યા પદ્ધતિ કેવી છે—

---

૫ આ બાબતના વિસ્તાર માટે જુઓ—'આગમયુગકા જૈનદર્શન' (દલસુખ માલવણિયા)—પૃ૦ ૧૧૮ થી

(૧) પ્રથમ પાંચજ્ઞાનનો નિર્દેશ

સૌથી પહેલાં પાચ જ્ઞાનનો નિર્દેશ આવે છે અને તેમાના શ્રુતજ્ઞાન સાથે વ્યાખ્યેય શાસ્ત્રનો સબધ બતાવવામા આવ્યો છે (સૂ૦ ૧–૫)

(૨) વ્યાખ્યેય શાસ્ત્રના નામની વ્યાખ્યા

પ્રસ્તુતમા આવશ્યક, શ્રુત, સ્કંધ અને અધ્યયન એવો પદચ્છેદ કરી ગ્રથના નામને સમજાવવાની પ્રતિજ્ઞા કરી છે અને ક્રમે કરી તે તે પદોને સમજાવ્યા છે (સૂ૦ ૬–૭૦), પણ અધ્યયન પદને આ પ્રસગે સમજાવ્યુ નથી, કારણ કે અનુયોગનાં ચાર દ્વારોમાના દ્વિતીય નિક્ષેપ દ્વારના ભેદોમા ઓઘ નામના ભેદના વિવરણપ્રસગે 'અધ્યયન'નુ વિવરણ (સૂ૦ ૫૬૫) કરવાનુ હોઈ અહી તેને પુનરુક્તિના ભયે જતુ કર્યું છે આ પ્રકારનો ખુલાસો ટીકાકારે કર્યો છે તે ઉચિત જ છે (અનુ૦ ટી૦ પૃ૦ ૪૪ અ) આ જ વસ્તુ આચાર્ય શ્રી જિનભદ્રે પણ કહી છે.—વિશેષા૦ સ્વો૦ ગા૦ ૮૯૮.

(૩) ગ્રંથગત વિષયનું નિરૂપણ

પિંડાર્થ (સમુદાયાર્થ) રૂપે, જેને અર્થાધિકાર એવુ પણ નામ આપવામાં આવ્યુ છે આમા આવશ્યકસૂત્રના છ યે અધ્યયનોમા પ્રતિપાદ્ય વિષયો જે ક્રમે છે તેનો નિર્દેશ છે (સૂ૦ ૭૩).

(૪) આવશ્યક સૂત્રનાં સામાયિક આદિ છ અધ્યયનોનાં નામ (સૂ૦ ૭૪)

(૫) અનુયોગદ્વારો—

છ અધ્યયનમાથી પ્રથમ સામાયિક નામના અધ્યયનના ચાર અનુયોગદ્વારોનો—વ્યાખ્યાના દ્વારોનો—નિર્દેશ કર્યો છે તે છે—(સૂ૦ ૭૫)

૧ ઉપક્રમ; ૨ નિક્ષેપ; ૩ અનુગમ અને ૪. નય

આ રીતે પ્રથમ પિંડાર્થ વર્ણવીને ગ્રથના અવયવાર્થના નિરૂપણમા આ ચાર દ્વારો મુખ્ય છે, જેને આધારે ગ્રથની વ્યાખ્યા કરવાની છે તેથી એ ચારેય દ્વારોનુ નિરૂપણ વિસ્તારથી કરવામા આવ્યુ છે.

**૧ ઉપક્રમ :** પ્રથમ આમાં ઉપક્રમની જ વ્યાખ્યા (સૂ૦ ૭૫–૯૧) નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ દ્વારોવડે કરવામા આવી છે પ્રસ્તુતમા તો પ્રશસ્ત ભાવોપક્રમ વિવક્ષિત છે, જે ગુરુ આદિને વિનયવડે પોતાને અનુકૂળ બનાવવારૂપ છે (સૂ૦ ૯૧) અને પછી ગ્રથવિષે ઉપક્રમની બાબતમાં શા શા વિષયોનુ નિરૂપણ જરૂરી છે, એટલે કે ઉપક્રમમા કઈ કઈ બાબતો જ્ઞાતવ્ય છે, કે જેનુ નિરૂપણ થાય તો ગ્રથનો ઉપક્રમ થયો ગણાય, અને પછી વ્યાખ્યાના બીજા દ્વાર નિક્ષેપની ચર્ચા સરલ થઈ પડે એ દર્શાવ્યુ છે સારાશ કે ઉપક્રમનુ પ્રયોજન છે કે ગ્રથવિષેની પ્રારભિક જ્ઞાતવ્ય બાબતોની ચર્ચા ઉપક્રમમા કરી લેવી, જેથી ગ્રથગત ક્રમિક વિષયોનો નિક્ષેપ કરવાનુ સરલ થઈ પડે અનુયોગમા તેની પદ્ધતિ પ્રમાણે ઘણુ જ વિસ્તૃત વિવરણ છે (સૂ૦ ૯૨–૫૩૩) પરતુ તે આનુપૂર્વીઆદિ ઉપક્રમના ભેદોના વિવરણમા પ્રસ્તુત આવશ્યક સૂત્રનો ઉપક્રમ કેવી રીતે છે અથવા તો પ્રસ્તુત આવશ્યકના અધ્યયનોની બાબતમા આનુપૂર્વી વગેરેનો વિચાર કેવી રીતે કરવો તે બતાવવામા આવ્યુ નથી, પણ સામાન્ય સર્વસગ્રાહી ચર્ચા હાથ ધરવામા આવી છે. ફક્ત ઉપક્રમના અર્થાધિકારસૂત્ર (૫૨૬)મા આવશ્યકના અર્થાધિકારોનુ નિરૂપણ કર્યું છે આથી વસ્તુત આવશ્યકનો ઉપક્રમ કરવો હોય તો કેવી રીતે કરવો એ જાણવુ જરૂરી છતા તે બાબતનુ વિવરણ કરવામા આવ્યુ નથી, તેથી પ્રસ્તુત શુ છે તે ધ્યાનમા આવતુ નથી, પણ સામાન્ય સિદ્ધાતનુ જ્ઞાન માત્ર થાય છે આથી આ બાબતને સ્પષ્ટ કરવા આચાર્ય જિનભદ્રે વિશેષાવશ્યક ભાષ્યમા

ઉપક્રમમા શું શુ જરૂરી છે તેનો સાર એટલે કે અનુયોગદ્વારની પ્રસ્તુત ચર્ચા (સૂ૦ ૯૨-૫૩૩)નો સાર 'ઉપક્રમના સક્ષેપમા અધિકારો'—એવા નિર્દેશ સાથે આપી દીધો છે (ગા૦ ૯૧૨-૯૧૬), તેની પ્રસ્તુતમા યોજના આ પ્રમાણે છે—

ગુરુનો અભિપ્રાય પોતાને અનુકૂળ થાય એવુ આચરણ કરવુ, જેથી તેઓ પ્રસન્નતાથી વાચના માટે ઉદ્યત થાય, આ ભાવોપક્રમ છે (વિશેષા૦ સ્વો૦ ૯૨૪-૯૩૩) ઉપક્રમનો પ્રથમભેદ આનુપૂર્વી છે એટલે સામાયિક અધ્યયનની આનુપૂર્વીનો વિચાર કરવો એટલે કે છ યે અધ્યયનોમા તેનુ સ્થાન (ગા૦ ૯૩૪-૯૩૮) શુ છે, આગળ અને પાછળથી તથા અન્ય અનેકરીતે ગણીએ તો તેનુ સ્થાન કયુ કયુ આવે તે વિચાર—આ આનુપૂર્વીનો સામાન્ય વિચાર—અનુયોગદ્વારમા અનેક સૂત્રોમા છે (સૂ૦ ૯૩-૨૦૭)

ઉપક્રમમા બીજુ દ્વાર છે **નામ** (સૂ૦ ૨૦૮-૩૧૨) તેની ચર્ચાનો સાર, આચાર્ય શ્રી જિનભદ્ર જણાવે છે તે પ્રમાણે, નામના જે દશપ્રકારો છે (સૂ૦ ૨૦૩) તેમાથી ષડ્વિધ નામ અહી વિવક્ષિત છે અને તેમા પ્રસ્તુત અધ્યયન શ્રુતમા સમાવિષ્ટ હોઈ તે ક્ષાયોપશમિક ભાવમા અતર્ગત સમજવુ (ગા૦ ૯૪૦)

ઉપક્રમનુ તીજુ દ્વાર છે **પ્રમાણ** (સૂ૦ ૩૧૩-૫૨૨) તેની પ્રસ્તુતમાં યોજના એ છે કે દ્રવ્યાદિ ચાર ભેદે પ્રમાણ વિચાર છે તેમા પ્રસ્તુત સામાયિક ભાવપ્રમાણમા (સૂ૦ ૪૨૭) સમાવેશ પામે છે અને ભાવપ્રમાણમા પણ જે ગુણપ્રમાણ (સૂ૦ ૪૨૮) છે તેમા સામાયિક જીવનો જ્ઞાનગુણ છે અને તે પ્રત્યક્ષાદિ ચાર (સૂ૦ ૪૩૬) પ્રકારમાથી આગમપ્રમાણ રૂપ (સૂ૦ ૪૬૭) છે અને આગમમા પણ લોકોત્તર આગમમા સમાવિષ્ટ છે આગમના અન્ય પ્રકારે ભેદો સુત્તાગમે ઇત્યાદિ પણ થાય છે (સૂ૦ ૪૭૦), તેનો વિચાર કરીએ તો પ્રસ્તુતમા સામાયિક સૂત્ર, અર્થ અને તદુભય એ ત્રણે પ્રકારના આગમરૂપ છે (ગા૦ ૯૪૨) અને ગણધર ગૌતમનો તે સૂત્રાગમ આત્માગમ છે, કારણ કે તેમણે સૂત્રરચના કરી છે શ્રીજમ્બૂઆદિ તેમના સાક્ષાત્ શિષ્યોને અનતરાગમ અને તે પછીના અન્યને માટે તે પરપરાપ્રાપ્ત છે (ગા૦ ૯૪૩) અર્થાગમનો વિચાર કરીએ તો સામાયિક તીર્થંકરને આત્માગમ છે, ગૌતમાદિ ગણધરને અનતરાગમ અને શેષ શિષ્ય-પ્રશિષ્યોને પરપરા પ્રાપ્ત હોઈ પરપરાગમ છે (ગા૦ ૯૪૪)

પ્રમાણનો બીજો ભેદ નયપ્રમાણ પણ છે (સૂ૦ ૪૨૭, ૪૭૩-૪૭૬) પ્રસ્તુતમા આચાર્ય શ્રી જિનભદ્રે સ્પષ્ટીકરણ કર્યું છે કે સાપ્રતકાલમા નયોમા અવતારણા થતી નથી તેથી એનો વિચાર કરતા નથી વળી, સુજ્ઞ પુરુષ હોય તો નયાવતાર કરી પણ શકાય છે—એવી સૂચના તેમણે આપી છે (ગા૦ ૯૪૫) પ્રમાણનો એક સખ્યાપ્રમાણ નામે પણ ભેદ છે (સૂ૦ ૪૨૭, ૪૭૭-૫૨૦), તે વિષે પ્રસ્તુતમા આચાર્ય શ્રી જિનભદ્રનુ સ્પષ્ટીકરણ છે કે નામ આદિ આઠ પ્રકારની સખ્યામાથી પરિમાણ સખ્યા (સૂ૦ ૪૯૩)માની કાલિક મૂત્ર સખ્યા અહી પ્રસ્તુત છે અને સામાયિકને પરિત્ત એટલે કે પરિમિત પરિમાણવાળુ સમજવાનુ છે (ગા૦ ૯૪૬)

ઉપક્રમનો ચોથો અધિકાર **વક્તવ્ય** વિષે છે (સૂ૦ ૯૨, ૫૨૧-૫૨૫) આનુ તાત્પર્ય એવુ છે કે પ્રસ્તુતમા સામાયિકમા માત્ર સ્વસમય=સ્વસિદ્ધાતની ચર્ચા છે, પરતીર્થિકના કે સ્વ-પર ઉભયના સિદ્ધાન્તની ચર્ચા નથી (ગા૦ ૯૪૭); અને પરસિદ્ધાન્તની ચર્ચા ક્યાઇક જોવામા આવે તોપણ તેને સ્વસિદ્ધાન્તની જ સમજવી જોઈએ, કારણ કે સમ્યગ્દૃષ્ટિ પુરુષ જે કાઈ ગ્રહણ કરે છે તે તેને માટે સ્વસમય જ બની જાય છે કારણ કે સમ્યક્ત્વ તો અનેક મિથ્યાદર્શનોના સમૂહરૂપ છે તેથી સમ્યગ્દૃષ્ટિને તો પરસિદ્ધાત પણ સ્વસમયને ઉપકારક હોઈ સ્વસિદ્ધાન્ત જ બની જાય છે (ગા૦ ૯૪૮-૯૪૯)

ઉપક્રમનો પાચમો અધિકાર છે—**અર્થાધિકાર** (સૂ૦ ૯૨) આપણે પ્રથમ જોયુ છે કે અનુયોગમા ઉપક્રમચર્ચામા માત્ર અર્થાધિકારપ્રસગે જ આવશ્યકસૂત્રના છ યે અધ્યયનોના અર્થાધિકાર જણાવી દીધા છે (સૂ૦ ૫૨૬) આચાર્ય શ્રી જિનભદ્ર જણાવે છે કે પ્રથમ અધ્યયનનો જે અર્થાધિકાર છે તે સમુદાયાર્થની એટલે સમગ્રગ્રથના પ્રતિપાદ્ય વિષયનો એકદેશ છે અને તે સ્વસમય=સ્વસિદ્ધાતનો પણ એકદેશ છે (ગા૦ ૯૫૦)

ઉપક્રમનો છટ્ઠો અધિકાર છે—**સમવતાર** (સૂ૦ ૯૨) તેના નામાદિ અનેક ભેદો છે (સૂ૦ ૫૨૭-૫૩૩) સમવતારનુ તાત્પર્ય એ છે કે આનુપૂર્વી આદિ જે દ્વારો છે તેમા તે તે અધ્યયનો વિષેનો સમવતાર કરવો—એટલે કે સામાયિક આદિ અધ્યયનોની આનુપૂર્વી આદિ પાચ બાબતો વિચારીને યોજના કરવી આપણે પૂર્વમા તે યોજના સક્ષેપમા બતાવી જ છે એટલે સમવતાર વિષે હવે બીજો કોઈ વિચાર કરવાનો રહેતો નથી આ બાબત આચાર્ય શ્રી જિનભદ્રે પણ કહી છે (ગા૦ ૯૫૧)

આ પ્રમાણે આપણે ઉપક્રમ વિષે સક્ષેપમા વિચાર કર્યો, તેનો સાર એ છે કે ઉપક્રમમા પ્રથમ આવશ્યકતા ગુરુને વિનયઆદિ વડે અનુકૂળ બનાવી લેવા, જેથી પઠન-પાઠનની શુભ શરૂઆત થઈ શકે ત્યારપછી ગ્રથના અવયવાર્થનો—અધ્યયનોના અર્થનો—વિચાર થાય તેમા પ્રસ્તુત અધ્યયનનો ક્રમ નિશ્ચિત કરવા માટે **આનુપૂર્વી** વિચાર છે. ક્રમ નિશ્ચિત થયા પછી તેના **નામ**=તેનો ભાવ=તેના તાત્પર્યનુ જ્ઞાન જરૂરી છે. એ જાણ્યા પછી એ બાબતનો વિચાર કરાય કે તે દ્રવ્ય, ગુણ કે કર્મ-ક્રિયા છે તેનો નિશ્ચય થાય એટલે તેનો દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ એ ચાર પ્રકારના **પ્રમાણને** આધારે નિર્ણય કરવો જરૂરી છે તેમા તેનુ પ્રમાણ એટલે કે પરિમાણનો નિશ્ચય મુખ્ય છે, તે પછી તેનુ **વક્તવ્ય** સ્વસમત છે કે તે પરસિદ્ધાતનુ નિરૂપણ કરે છે તેનુ સ્પષ્ટીકરણ થાય છે એ થયા પછી પ્રસ્તુત **અર્થાધિકારો**—પ્રતિપાદ્ય વિષયો—કયા કયા છે તેનુ નિરૂપણ કરવામા સુગમતા રહે છે આનુપૂર્વી આદિના અનેક ભેદોમા પ્રસ્તુત વિષયનુ કયા કેવુ સ્થાન છે તેની યોજના તે **સમવતાર** કહેવાય છે. આનુપૂર્વીઆદિના વિવરણપ્રસગે પ્રસ્તુતની યોજના કરી બતાવી હોય તો પછી સમવતારદ્વારની ચર્ચા જુદી કરવાની રહેતી નથી

અનુયોગદ્વારસૂત્રમા અધિકાશ ઉપક્રમની ચર્ચાએ રોકી રાખ્યો છે (સૂ૦ ૭૬ પૃ૦ ૭૨થી સૂ૦ ૫૩૩ પૃ૦ ૧૯૫), અને છેલ્લા દશ પૃષ્ઠમાં જ (સૂ૦ ૫૩૪-૬૦૬) શેષ ત્રણ નિક્ષેપાદિ અનુયોગદ્વારોની સક્ષેપમા ચર્ચા છે આ ઉપરથી એક વસ્તુ સિદ્ધ થાય છે કે આ ગ્રથની રચના એ પ્રકારની છે કે તેમાં ઉપક્રમની ચર્ચામાં જ જ્ઞાતવ્ય વસ્તુનો સમાવેશ કરી દેવામા આવ્યો છે, જેને આધારે પછીની ચર્ચા અત્યન્ત સરલ થઈ પડે છે આપણે મધ્યકાલીન અનેક દાર્શનિક ટીકાગ્રથો જોઈએ તો જણાઈ આવશે કે પ્રારભમાં જ ટીકાકાર એવી ઘણી બાબતો ચર્ચી લે છે, જે વિષે તેને પછી કશુ જ કહેવાપણુ રહેતુ નથી આથી ટીકાઓનો પ્રારભિક ભાગ જ મહત્ત્વનો બની જાય છે તે જો બરાબર સમજી લેવામાં આવે તો પછીનો ભાગ અત્યત સરળ થઈ પડે છે. કારણ કે તે તે દર્શનના મૌલિક સિદ્ધાન્તોનુ વિવરણ તે પ્રારભિક ભાગમાં જ કરી દેવામા આવ્યુ હોય છે પછી તો માત્ર મૂળ ગ્રથનો શબ્દાર્થ કરવાપણુ જ શેષ રહે છે

**૨ નિક્ષેપદ્વાર** (સૂ૦ ૫૩૪-૬૦૦)—અનુયોગ—વ્યાખ્યાનુ બીજુ દ્વાર છે નિક્ષેપ ઉપક્રમ થયા પછી નિક્ષેપની વિચારણા સરલ થઈ પડે છે, તેથી ઉપક્રમ પછી નિક્ષેપદ્વારને સ્થાન આપવામા આવ્યુ છે નિક્ષેપદ્વારમા જે ત્રણ બાબતને મુખ્ય ગણીને તેના નિક્ષેપો કરવામા આવે છે તે છે—ઓઘ, નામ, સૂત્રાલાપક. શાસ્ત્રના પ્રકરણનુ વિશેષ નામ ગમે તે હોય, પણ તેનુ સામાન્ય

નામ તો હોવાનુ જ અને તેવા સામાન્ય નામોનો વિચાર ઓઘ-સામાન્યમા કરવામાં આવે છે પ્રસ્તુતમા અને સર્વે શાસ્ત્રે ના સામાન્ય નામ ચાર સભવે છે; તે છે—અજ્ઝયણ (અધ્યયન), અજ્ઝીણ (અક્ષીણ), આય (લાભ) અને ઝવણા–(ક્ષપણા=ક્ષય) (સૂ૦ ૫૩૫).

ઉક્ત ચારેનો નામાદિ નિક્ષેપદ્વારા વિચાર કરીને અનુયોગદ્વારમા તેનુ સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે તેમા પત્ર–પુસ્તકના લિખિત તે દ્રવ્ય અધ્યયન છે (સૂ૦ ૫૪૩), તથા અધ્યાત્મનુ આનયન, ઉપચિત કર્મનો અપચય અને નવા કર્મોનો અનુપચય કરે તે ભાવ અધ્યયન છે તેમ જણાવ્યુ છે (સૂ૦ ૫૪૬) અધ્યયનજ્ઞાનનુ ફળ ચારિત્ર છે, તેથી જે અધ્યયન મોક્ષમાર્ગ તરફ લઈ જાય તે જ ખરુ અધ્યયન છે એ વસ્તુ આથી સ્પષ્ટ થાય છે.

અક્ષીણની વ્યાખ્યા કરતા (સૂ૦ ૫૪૭–૫૫૭) દ્રવ્ય અક્ષીણ સર્વાકાશશ્રેણી બતાવી છે (સૂ૦ ૫૫૪) આકાશશ્રેણીમાથી પ્રદેશોને એકેક કરી અપહાર કરીએ પણ તે કદી ક્ષીણ થતી નથી તેથી તે દ્રવ્ય અક્ષીણ છે; અને ભાવ અક્ષીણ આચાર્ય છે એમ જણાવ્યુ છે, કારણ કે આચાર્ય દીપ સમાન છે દીવાથી સો દીવા સળગાવો પણ તે ક્ષીણ થતો નથી; સ્વય પ્રકાશે છે અને બીજાને પણ પ્રકાશિત કરે છે, તેમ આચાર્ય પણ અન્યને શાસ્ત્રો ભણાવે છે તેથી તેમનુ જ્ઞાન ક્ષીણ થતુ નથી સ્વયં પ્રકાશે છે અને બીજાને પણ પ્રકાશિત કરે છે (સૂ૦ ૫૫૭) પ્રસ્તુતમા આચાર્ય અને તેમના શાસ્ત્રજ્ઞાનને અભિન્ન માનીને આચાર્યને અક્ષીણ કહ્યા છે—તેઓ જ્ઞાનમૂર્તિ છે, સાક્ષાત્ શાસ્ત્ર છે માટે જેમ પુસ્તક એ દ્રવ્ય–બાહ્યશાસ્ત્ર છે તેમ આચાર્ય એ ભાવ–આતરિક–યથાર્થ શાસ્ત્ર છે વ્યવહારમા પણ આપણે જોઈએ છીએ કે, જે વ્યક્તિ જે શાસ્ત્રમા નિષ્ણાત હોય તેને તે શાસ્ત્રની સાક્ષાત્ મૂર્તિ તરીકે ઓળખવામા આવે છે તેથી પ્રસ્તુતમા પણ જ્ઞાન છેવટે તો આત્મામા જ છે તો તે આત્માને જ તે શાસ્ત્રરૂપે જાણવો—એ જ યથાર્થરૂપે શાસ્ત્ર છે, બાહ્ય પુસ્તક આદિ તો તેના સાધનો છે એ વાત સ્પષ્ટ થાય છે

**આય** (સૂ૦ ૫૫૮–૫૭૯) એટલે લાભ–પ્રાપ્તિ દ્રવ્ય–બાહ્ય લાભમા લૌકિક વસ્તુઓમા સચિત્તમા પશુ આદિ, અચિત્તમા સુવર્ણ આદિ અને મિશ્રમા અલકૃત દાસ-દાસી અને હાથી-ઘોડા વગેરેનો લાભ થાય તે છે પણ અલૌકિક દ્રવ્યમા સચિત્ત શિષ્ય શિષ્યાઓનો, અચિત્તમા શ્રમણને ખપતા વસ્ત્રપાત્રાદિનો અને મિશ્રમા ભાડોપકરણસહિત શિષ્યાદિનો લાભ ગણાવ્યો છે ભાવ–આતરિક આયમા, અપ્રશસ્ત આય છે ક્રોધ-માન આદિ કષાયોનો, અને પ્રશસ્ત આય છે જ્ઞાન આદિનો પ્રસ્તુતમા શાસ્ત્રના અધ્યયન વડે જ્ઞાનાદિનો લાભ થતો હોવાથી તે ભાવ આય છે

**ક્ષપણા** (૫૮૦–૫૯૨) એટલે નિર્જરા, ક્ષય તેમા ક્રોધાદિનો ક્ષય થાય તે પ્રશસ્ત ક્ષપણા છે, પણ જો જ્ઞાનાદિનો ક્ષય થાય તો તે અપ્રશસ્ત ક્ષપણા કરી કહેવાય અધ્યયનનુ ફળ ક્રોધાદિનો ક્ષય કરવો તે છે, તેથી તે પ્રશસ્ત ભાવક્ષપણા કહેવાય

આ પ્રકારે શાસ્ત્રના સામાન્ય નામો અધ્યયન આદિની ચર્ચા **ઓઘનિક્ષેપ**મા કરવામા આવી છે તે પછી બીજી **નામ**–વિશેષનામના—નિક્ષેપની ચર્ચા છે (સૂ૦ ૫૯૩–૫૯૯). તેમા આવશ્યકના પ્રથમ અધ્યયનનુ નામ સામાયિક છે તેનો જ નિર્દેશ વિશેષનામમા કરવામા આવ્યો છે. અને પછી સામાયિક વિષે નામ-સ્થાપના આદિ નિક્ષેપોની ચર્ચા છે અને ભાવ સામાયિકનુ સ્વરૂપ સમભાવ છે તેનુ સુદર નિરૂપણ કરવામા આવ્યુ છે (સૂ૦ ૫૯૯)

નિક્ષેપમા ત્રીજો મુદ્દો છે **સૂત્રાલાપકોના નિક્ષેપો** કરવા વિષે (સૂ૦ ૬૦૦) પણ આ પ્રસગે સૂત્રોના પદોનો નિક્ષેપ કરવાનુ ઉચિત મનાયુ નથી, કારણ કે અનુયોગના ત્રીજા દ્વાર અનુગમમા (સૂત્રસ્પર્શિક-નિર્યુક્તિ પ્રસગે સૂત્રગત પદોની નિર્યુક્તિ કરતા પહેલા તે તે પદોનો નિક્ષેપ જરૂરી બને છે માટે તે વિષે તે જ પ્રસગે) કહેવામા આવશે, જેથી પુનરુક્તિ પણ કરવી નહિ પડે આવો

ખુલાસો સ્વયં સૂત્રકારે કર્યો છે અને તે જ બાબતનું સમર્થન આચાર્ય શ્રી જિનભદ્રે પણ કર્યું છે (ગા૦ ૯૫૭-૯૬૫)

૩. **અનુગમ :** અનુયોગનુ ત્રીજું દ્વાર છે **અનુગમ** (સૂ૦ ૬૦૧-૬૦૫), તેના બે ભેદ— સૂત્રાનુગમ અને નિર્યુક્ત્યનુગમ એવા કરવામાં આવ્યા છે. તેમાંથી નિર્યુક્તિ-અનુગમના ત્રણ પ્રકાર છે— **નિક્ષેપ, ઉપોદ્ઘાત** અને **સૂત્રસ્પર્શિક** (સૂ૦ ૬૦૨) તેમાંનો **નિક્ષેપ** પ્રકાર તો આ પહેલા ચર્ચાઇ ગયેલ છે એમ જણાવ્યુ છે (સૂ૦ ૬૦૩) આનુ તાત્પર્ય એ છે કે નિક્ષેપ પ્રકારની વ્યાખ્યા તો આ પૂર્વે થઈ ગઈ છે—આવશ્યક આદિ પદોનો અનુગમ નામાદિ નિક્ષેપોદ્વારા આ પૂર્વેના ભાગમા વ્યાપ્ત છે (સૂ૦ ૯, ૩૦, ૫૨ ઇત્યાદિ) તેથી તેનુ નિરૂપણ આવશ્યક નથી.

નિક્ષેપ પછી **ઉપોદ્ઘાત** છે. આ ઉપોદ્ઘાતમા બધી મળી ગ્રન્થવિષેની (પ્રસ્તુતમા સામાયિક વિષેની) ૨૬ બાબતોની ચર્ચા કરવાની હોય છે તે બધી બાબતોને ગણાવી દેવામા આવી છે (સૂ૦ ૬૦૪); જેવી કે ૧–ઉદ્દેશ-સામાન્યાભિધાન, ૨–નિર્દેશ-વિશેષાભિધાન, ૩–નિર્ગમ-પ્રસ્તુત અધ્યયનની મૂળે ક્યાથી કેવી રીતે કોનાથી ઉત્પત્તિ થઈ તે, ૪–ક્ષેત્ર–ક્યા પ્રદેશમા સામાયિકનો ઉપદેશ થયો, ૫–કાલ–ક્યા કાલમા, ૬–પુરુષ–ક્યા પુરુષે સામાયિકનો ઉપદેશ આપ્યો, ૭–કારણ–શા માટે ગૌતમે તે ઉપદેશ ગ્રહણ કર્યો, ૮–પ્રત્યય–ક્યા વિશ્વાસે આ ઉપદેશ છે, ૯–લક્ષણ–પ્રતિપાદ્ય વસ્તુનુ લક્ષણ, ૧૦–નયવિચારણા, ૧૧–સમવતારણા–નયોમાં પ્રતિપાદ્ય વિષયની અવતારણા, ૧૨–અનુમત–ક્યા નયને કયુ સામાયિક અનુમત, ૧૩–કિમ્–સામાયિકનુ લક્ષણ–સ્વરૂપ, ૧૪–તેના પ્રકાર, ૧૫–સામાયિકનો સ્વામી, ૧૬–ક્યા સામાયિક?, ૧૭–ક્યા વિષયમા સામાયિક, ૧૮–તે પ્રાપ્ત કેમ થાય?, ૧૯–કેટલો કાળ સ્થિર રહે?, ૨૦–તેને ધારણ કરનારા કેટલા?, ૨૧–વ્યવધાન કેટલુ?, ૨૨–અવ્યવધાન કેટલુ?, એટલે કે નિરતર તે પ્રાપ્ત કરનારા કેટલા કાલમા હોય?, ૨૩–કેટલા ભવમા તેની પ્રાપ્તિ, ૨૪–આકર્ષ-પુન પુન તેની પ્રાપ્તિ થાય તે કેવી રીતે?, ૨૫–ક્ષેત્રસ્પર્શના, ૨૬–નિરુક્તિ–પર્યાયો. આ ઉપરથી જોઈ શકાય છે કે આધુનિક કાળમા લેખક પ્રસ્તાવનામા જે મુદ્દાઓની ચર્ચા કરે છે તેથી ક્યાંઈ વધારે બાબતોની ચર્ચા પ્રસ્તુત ઉપોદ્ઘાતમા કરવાની હોય છે.

પ્રસ્તુતમા માત્ર આ મુદ્દાઓ જ ગણાવ્યા છે, પણ તેની યોજના સામાયિકમા કરવામા આવી નથી તેથી એ સૂચિત થાય છે કે અનુયોગદ્વારસૂત્રની રચના અનુયોગના દ્વારોના વિવરણ માટે છે, નહિ કે કોઈ ગ્રથની ટીકારૂપે. આથી એ પણ સિદ્ધ થાય છે કે તેમા પ્રારભમા આવશ્યક-સૂત્રની વ્યાખ્યા કરીશ એવો જે ઉલ્લેખ છે તે પણ ઉદાહરણરૂપે છે

ઉપોદ્ઘાત પછી **સૂત્રસ્પર્શિક**નુ વિવરણ (સૂ ૬૦૫) છે તેમા સૂત્રનો શુદ્ધ અને સ્પષ્ટરીતે ઉચ્ચાર કરવાની સૂચના આપવામા આવી છે. તેમ કરવાથી સૂત્રમા શો વિષય છે, તે સ્વસિદ્ધાન્ત છે કે પરસિદ્ધાન્ત, બધ વિષે છે કે મોક્ષ વિષે, સામાયિક સબંધી છે કે તેથી જુદુ ઇત્યાદિ બાબતોની સ્પષ્ટતા કેટલાક શ્રોતાને થાય છે અને કેટલાકને નથી થતી આથી તેમના હિતાર્થે સૂત્રપદોની વ્યાખ્યા જરૂરી છે તે ક્યા ક્રમે કરવી તેનુ નિરૂપણ પ્રસ્તુતમા છે

મૂળમા એ સ્પષ્ટ નથી કે આમા સૂત્રાનુગમ શુ છે? તેને વિષે એમ તો કહ્યુ છે કે તે અનુગમના એક ભેદરૂપ છે (સૂ ૬૦૧) પણ તેનુ વિવરણ મૂળમા નથી. આનુ કારણ એ છે કે સૂત્રસ્પર્શિકનિર્યુક્ત્યનુગમ તો જ થાય જો સૂત્ર હોય; તેથી તો સૂત્રસ્પર્શિકના પ્રારભમા (સૂ ૬૦૫) શુદ્ધસૂત્રના ઉચ્ચારની વાત કહેવામા આવી છે. તેથી તે તેની અતર્ગત જ સમજી લેવો જોઇએ. આથી તેનુ વિવરણ જુદુ નથી કર્યુ આચાર્ય શ્રી જિનભદ્રે સ્પષ્ટીકરણ કર્યું છે કે સૂત્રાનુગમ (જે અનુગમના એક મૂળભેદરૂપ છે), સૂત્રાલાપક (જે અનુયોગના બીજા દ્વાર નિક્ષેપનો

એક ભેદ છે—(સૂ ૫૩૪, ૬૦૦), સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ (જે અનુયોગના ત્રીજા દ્વાર અનુગમનો એક ભેદ છે—સૂ ૬૦૨,૬૦૫) અને અનુયોગના ચોથા દ્વાર ગત નયો—આ ચારે બાબતોનો વિચાર, ક્રમે નહિ પણ એકસાથે, પ્રત્યેક સૂત્રના વિચાર પ્રસગે થાય છે પ્રથમ ત્રણમા તો 'સૂત્ર શબ્દ સામાન્ય છે સૂત્રના વિચારપ્રસગે તેની વ્યાખ્યા એટલે અનુગમ કરવો પ્રાપ્ત હોઈ તેનો નિક્ષેપ દ્વારા નિર્ણય ન થાય ત્યા સુધી વ્યાખ્યા સરલ બને નહિ એથી સૂત્રાનુગમપ્રસગે સૂત્રાલાપક નિક્ષેપ સ્વત પ્રાપ્ત થાય છે અને તે પછી નિક્ષિપ્ત સૂત્રની નિર્યુક્તિ–વિશેષવિવરણ–સરલ થઈ પડે છે, તેથી સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ પણ તેમા અવસરપ્રાપ્ત છે અને વિવરણમા, અભવ પ્રમાણે, નયવિચાર–નયયોજના કરવી તે પણ તેની વ્યાખ્યાનુ અગ છે, તેથી આ પ્રકારે એ ચારે બાબતો એકસાથે પ્રાપ્ત છે તેથી તેમનુ તે તે સ્થાને વિવરણ ન કરતા સૂત્રસ્પર્શિકનિર્યુક્ત્યનુગમ-પ્રસગે જ તેમની યોજના ઉચિત છે (વિશેષા૦ સ્વો૦ ગા૦ ૯૯૭–૯૯૮)

૪. **નય** અનુયોગના ચોથા દ્વાર **નય** વિષે અનુયોગદ્વારસૂત્રમા (સૂ૦ ૬૦૬) માત્ર સાત નયો અને તેની વ્યાખ્યા આપીને સતોષ માન્યો છે તેની યોજના પ્રસ્તુત સૂત્રમા જણાવી નથી, પણ અન્ય અનેક પ્રસગે નયયોજના કરી બતાવી છે—સૂ૦ ૧૫, ૯૭–૧૩૦, ૧૪૧–૧૪૮ ૧૫૩–૧૫૯, ૧૮૨–૨૦૦, ૪૨૭, ૪૭૩–૪૭૬, ૪૮૩, ૪૯૧, ૫૨૫

## વૈદિક અને બૌદ્ધ વ્યાખ્યાપદ્ધતિ સાથે અનુયોગનું સામ્ય

અનુયોગદ્વારમા ક્રમે સમુદાયાર્થ અને અવયવાર્થ નિરૂપણની પદ્ધતિ આપણે જોઈ; તેનુ મૂળ પ્રાચીન વ્યાખ્યાપદ્ધતિમા પણ જોવા મળે છે નિરુક્તમા પ્રથમ આખ્યાત નામ આદિ પદોના સામાન્ય લક્ષણોની ચર્ચા જોઈ શકાય છે અને પછી તે તે ગો આદિ પદોને લઈને તેમનુ નિર્વચન કરવામા આવ્યુ છે આ બાબતનો નિર્દેશ નિરુક્તના ટીકાકાર દુર્ગે સ્પષ્ટરૂપે કર્યો છે—"'समाम्नायः समाम्नात , स व्याख्यातव्य ' इति प्रतिज्ञातम् । सा च पुनरिय व्याख्या सामान्या वैशेषिकी च। तत्र सामान्या सर्वनाम्नामिद सामान्यलक्षणम्, इदमाख्यातानाम्, इदमुपसर्गाणाम्, इदं निपातानामिति . अथेदानीं विशेषव्याख्या, प्रतिपदमय समाम्नायो व्याख्यातव्य '—નિરુક્તટીકા–દ્વિતીયાધ્યાય પચમ ખડ, પૃ૦ ૧૪૩ (આનદાશ્રમ)

વળી, અનુયોગમા ઉપોદ્ઘાતની ચર્ચાપ્રસગે જે ઉદ્દેશાદિ વ્યાખ્યાદ્વારો છે તેમાના કેટલાક તો એવા છે જે જૈનાગમને જ અનુકૂળ છે, પણ વેદ નિત્ય હોવાથી વેદના નિર્ગમ–કાલ–ક્ષેત્રાદિ જેવા વ્યાખ્યાદ્વારોને અવકાશ ન રહે તે સ્વાભાવિક છે. તેને બદલે દ્રષ્ટા ઋષિ, મત્રની મુખ્ય દેવતા આદિની ચર્ચા તેમા આવે છે એટલે તેવા દ્વારોની ચર્ચા વૈદિક વ્યાખ્યાગ્રથોમા ન મળે તો તેમા આશ્ચર્ય નથી પણ એ સિવાયના જે કેટલાક દ્વારોનો વ્યાખ્યા ગ્રથોમા નિર્દેશ મળે છે તે તુલનીય છે ન્યાયસૂત્રના વાત્સ્યાયનભાષ્યમા શાસ્ત્રપ્રવૃત્તિ ત્રણ પ્રકારની બતાવી છે—ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા (ન્યાયભા૦ ૧ ૧ ૨). આ ત્રણ ઉપરાત વિભાગ પણ એક અગ મનાતુ હશે, કારણ કે તેના પાર્થક્યની બાબતમા પૂર્વપક્ષ કરીને ન્યાયવાર્તિકકારે તેનો સમાવેશ ઉદ્દેશમા કરી દીધો છે (ન્યાયવા૦ ૧ ૧ ૩, પ્રમાણમીમાસા ટિપ્પણ (સિઘી સિરીઝ પૃ૦ ૪)

વળી, દુર્ગે વ્યાખ્યાનુ લક્ષણ જે નૈઘટુકમા સ્વીકાર્યું છે તેમા તત્ત્વ, પર્યાય, ભેદ=વ્યુત્પત્તિ, સખ્યા, સન્દિગ્ધોદાહરણ, તેનુ નિર્વચન— આટલા દ્વારોને સ્થાન છે (દુર્ગટીકા પૃ૦ ૧૪૩)–આમા જેને તત્ત્વ કહેવામા આવે છે તેને ઉદ્દેશને સમકક્ષ કહી શકાય વળી, સ્વય દુર્ગે ઉદ્દેશ, નિર્દેશ અને પ્રતિનિર્દેશનો ઉલ્લેખ યાસ્કની વ્યાખ્યાશૈલી માટે કર્યો છે— इह शास्त्रे व्याख्याशैलीय द्रष्टव्या, उद्देशो निर्देश प्रतिनिर्देश

इति। तत्रोद्देशः सूत्रस्थानीयः। तद्यथा षड् भावविकारा इति। निर्देशो वृत्तिस्थानीय। तद्यथा जायतेऽस्ति विपरिणमते इति। प्रतिनिर्देशो वार्तिकस्थानीयः। तद्यथा जायते इति पूर्वभावस्यादिमाचष्ट इति (દુર્ગટીકા પૃ૦ ૩૨) દુર્ગકૃત પ્રસ્તુત સૂત્ર, વૃત્તિ અને વાર્તિક એવા ક્રમની તુલના આચાર્ય જિનભદ્રે અને આચાર્ય સંઘદાસે કરેલ—ભાષા = સૂત્ર, વિભાષા = વૃત્તિ અને વાર્તિકની વ્યાખ્યા સાથે કરવા જેવી છે આ ભાષા આદિનુ વિવરણ આમા આ પહેલા (પૃ૦ ૩૬–૩૮) આવી ગયુ છે. તેથી અહી એનો વિસ્તાર કરવો અનાવશ્યક છે વ્યાકરણ મહાભાષ્યના પ્રારભમા વ્યાખ્યેય શાસ્ત્રનુ નામ શુ છે તે બતાવવામા આવ્યુ છે. તે જ પ્રમાણે અનુયોગમા પણ વ્યાખ્યેય શાસ્ત્રનુ નામ જણાવ્યુ છે વળી, શાસ્ત્રના નામની વ્યાખ્યા મહાભાષ્યના પ્રારભમા જોવા મળે છે એ જ પ્રકારની પરપરાનુ અનુસરણ અનુયોગમા પણ છે (મહાભાષ્ય પૃ૦ ૬, ૧૮) વળી, નિરુક્તના પ્રારંભમા પણ નિરુક્તના પ્રયોજનની ચર્ચા છે એટલે વ્યાખ્યાકારે શાસ્ત્રની રચના શા માટે જરૂરી છે તે પ્રથમ બતાવવુ જરૂરી હોય તેમ જણાય છે. અનુયોગદ્વારમા 'આવશ્યકની વ્યાખ્યા કરીશ' એમ ગ્રથરચનાનુ પ્રયોજન બતાવ્યુ છે, પણ સ્વય શાસ્ત્રનુ શુ પ્રયોજન છે એની ચર્ચા પ્રારભમા નથી. પણ અનુયોગદ્વારે, જે ઉપક્રમાદિ ચાર ગણાવ્યા છે, તેમાં નિક્ષેપદ્વારપ્રસગે, અધ્યયન શબ્દના નિક્ષેપને અવસરે, શાસ્ત્રનુ પ્રયોજન વર્ણિત થઈ જાય છે. એથી પ્રારંભમા શાસ્ત્રપ્રયોજનની ચર્ચા નથી કરવામા આવી તેમ જણાય છે (આ માટે જુઓ પ્રસ્તુતમા **નિક્ષેપદ્વારની ચર્ચા** )

અનુયોગદ્વારમા જે અર્થમા ઉપક્રમ શબ્દનો પ્રયોગ થયો છે એ જ અર્થ ઉપક્રમનો દુર્ગને પણ માન્ય છે (દુર્ગટીકા પૃ૦ ૧૭). વળી, અનુયોગદ્વારમા જે અનુગમદ્વાર છે તેનુ તાત્પર્ય છે કે સૂત્રના અર્થનુ અનુસરણ; એટલે કે તે તે સૂત્રનો શો અર્થ છે તેનો નિર્ણય કરી બતાવવો અનુગમ શબ્દનુ તાત્પર્ય આવુ જ હોઈ શકે છે તે દુર્ગની વ્યાખ્યાથી પણ ફલિત થાય છે, નિરુક્તમા જણાવ્યુ છે કે શાસ્ત્રના શબ્દોના કોઈ ખોટા અર્થ કરે તો તેમા પુરુષદોષ છે, શાસ્ત્રદોષ નથી (૧–૧૪) આની વ્યાખ્યાપ્રસગે દુર્ગે કહ્યુ છે—"एष पुरुषदोषो न शास्त्रदोषो यदनुगमयितु धातुशब्दैरर्थो न शक्यते" (દુર્ગટીકા પૃ૦ ૮૨) અનુયોગમા જેમ વ્યાખ્યેય વિષયોનો સગ્રહરૂપે પ્રથમ નિર્દેશ કરવામાં આવે છે અને પછી તેમાના એક એક લઈ ને ક્રમશ વ્યાખ્યા કરવામા આવે છે, જેને જૈન પરિભાષામા દ્વારો કહેવાય છે, તે જ પ્રકાર વ્યાકરણમહાભાષ્યમા પણ અપનાવવામા આવ્યો છે તેમા પણ પ્રથમ અનેક પ્રયોજનોની વ્યાખ્યા કરવાના પ્રસગે તે સૌનો નિર્દેશ પ્રારભના પ્રતીક રૂપે કરી દીધો છે અને પછી ક્રમશ વ્યાખ્યા કરવામા આવી છે (વ્યા૦ મહા૦ પૃ૦ ૧૯, ૨૫).

મહાભાષ્યમાં વ્યાખ્યાન ક્યારે થયુ કહેવાય તેનુ સ્પષ્ટીકરણ કરતા જણાવ્યુ છે કે માત્ર સૂત્રોના શબ્દોનો વિગ્રહ કરવાથી જ વ્યાખ્યાનની પરિસમાપ્તિ નથી, પણ ઉદાહરણ, પ્રત્યુદાહરણ અને વાક્યાધ્યાહાર આ બધુ તેમા મળે ત્યારે વ્યાખ્યાન થયુ કહેવાય છે (વ્યા૦ મહા૦ પૃ૦ ૬૯) વ્યાખ્યાનની આ પરિભાષા આચાર્ય શ્રી સઘદાસગણિએ અને શ્રી જિનભદ્રે કરેલા વાર્તિકની વ્યાખ્યા જેવી છે

આ પ્રકારે વૈદિકોના વ્યાખ્યાપ્રકાર સાથે અનુયોગદ્વારસૂચિત વ્યાખ્યાપ્રકારની તુલનામા કેટલીક બાબતો સમાન છે; પણ જ્યારે આપણે બૌદ્ધ અટ્ઠકથા–વ્યાખ્યા–ની પદ્ધતિની તુલના કરીએ છીએ ત્યારે તેથી પણ વધારે સામ્ય જણાયા વિના રહેતુ નથી જેમ અનુયોગદ્વારમા ઉદ્દેશાદિ ૨૬ દ્વારો ઉપોદ્‌ઘાતનિર્યુક્ત્યનુગમના છે (સૂ૦ ૬૦૪) તે જ પ્રમાણે અટ્ઠકથામા પ્રારંભમા **માતિકા આ પ્રમાણે છે—**

वुत्तं येन यदा यस्मा धारित येन चाभतं ।
यत्थप्पतिट्ठित चेतमेतं वत्वा विधिं ततो ॥ —સમન્તપાસાદિકા, પૃ૦ ૬

આ માતિકાનુ એક એક પદ લઈને પછી વ્યાખ્યા કરે છે તેને બાહિરનિદાનકથા એવુ નામ આપ્યુ છે આમા ખરી રીતે તે ગ્રથના ઉપોદ્ઘાતની જ ચર્ચા કરવામા આવે છે, એટલે કે શાસ્ત્રના આદિ વાક્યના વિષયમા इदं वचनं केन वुत्त कदा वुत्तं कस्मा वुत्त ઇત્યાદિ બાબતોનુ સ્પષ્ટીકરણ કરે છે અને એ જ પ્રકારના પ્રશ્નોના ઉત્તરો અનુયોગની ઉપોદ્ઘાતનિર્યુક્તિમા પણ આપવામા આવ્યા છે એ પ્રકારના ઉપોદ્ઘાત પછી જ જૈન અને બૌદ્ધ ટીકામા સૂત્રાર્થ વર્ણવવાની પદ્ધતિ અપનાવવામા આવી છે (અનુ૦ સૂ૦ ૬૦૫થી, સમન્ત૦ પૃ૦ ૯૨) વળી, બુદ્ધવચનના વિવિધરીતે વિભાગો કરી બતાવવામા આવ્યા છે (સમન્ત૦ પૃ૦ ૧૬), એ જ રીત અનુયોગના પ્રારભમા સમગ્ર શ્રુતના વિભાગો અને તેમા આવશ્યકનુ સ્થાન બતાવી અપનાવવામા આવી છે; એ થયા પછી સમન્તપાસાદિકા એ વિનયપિટકની અટ્ઠકથા હોઈ તેમા વિનયની નિરુક્તિ કરવામા આવી છે (પૃ૦ ૧૮) અને તેનો પિટક શબ્દ સાથે સમાસ પણ કરી બતાવ્યો છે (પૃ૦ ૨૦) એટલે કે ગ્રથનામની વ્યાખ્યા કરવામા આવી છે આ જ પ્રકાર અનુયોગના પ્રારભમા આવશ્યકશ્રુતસ્કધના નિક્ષેપો કરીને અપનાવવામા આવ્યો છે (અનુ૦ સૂ૦ ૭) વળી, અનુયોગમા આગમના ભેદોમા સૂત્ર, અર્થ અને તદુભય એવા ભેદો જોવામા આવે છે (અનુ૦ સૂ૦ ૪૭૦), તે જ રીતે પાલિ અટ્ઠકથામા પણ ધમ્મ, અત્થ, દેસના અને પટિવેધ એવા ભેદો કરવામા આવ્યા છે—"तत्थ धम्मो ति पालि। अत्थो ति तरसायेव अत्थो। देसना ति तरसा मनसा ववत्थापिताय पालिया देसना। पटिवेधो ति पालिया पालिअत्थस्स य यथाभूतावबोधो" (સમન્ત૦ પૃ૦ ૨૧)

અનુયોગદ્વારમા જે શબ્દની વ્યાખ્યા કરવાની હોય તેના નિક્ષેપો કરીને અનેક અર્થોમાં તે કેવી રીતે વપરાય છે, તેનુ નિદર્શન કરી તે શબ્દનો પ્રસ્તુતમા ક્યો અર્થ લેવો તે દેખાડી આપવાની પદ્ધતિ અપનાવવામા આવી છે તે જ પ્રમાણે પાલિ અટ્ઠકથામા વ્યાખ્યેય શબ્દ, જે અનેક અર્થમા પ્રયુક્ત થતો હોય, તે અનેક અર્થોનુ નિદર્શન કરીને પ્રસ્તુતમા કયો અર્થ અભિપ્રેત છે તે દર્શાવવામા આવે છે ઉદાહરણ તરીકે જુઓ—સમય શબ્દની ચર્ચા, સમન્ત પૃ૦ ૯૩ વળી, અનુયોગની જેમ જ પિંડાર્થ અને અવયવાર્થ કરવાની પદ્ધતિ પણ પાલિ ટીકાઓમા જોવા મળે છે (સમન્ત૦ પૃ૦ ૯૮, ૧૧૮ ઇત્યાદિ) જેમ અનુયોગમા નયવિચારણાનો નિર્દેશ છે તેમ પાલિ અટ્ઠકથાઓમા પણ અનેક નયોથી વિચારણા કરવામા આવી છે (સમન્ત૦ પૃ૦ ૯૯, ૧૦૦, ૧૧૧ ઇત્યાદિ),

## કર્તા અને સમય

**કર્તા**—પ્રસ્તુત પ્રકાશનમા અમે પ્રારભમા 'सिरिअज्जरक्खियथेरविरइयाइ'—એવો ઉલ્લેખ કર્યો છે, તે માત્ર પ્રવાદને આધારે છે અનુયોગદ્વાર સૂત્રના કર્તા કે સકલનકર્તા સ્થવિર આર્યરક્ષિત હોવા જોઈએ એવા પ્રવાદના મૂળમા એ માન્યતા રહેલી છે કે આર્ય વજ્રના સમય પર્યંત કોઈ પણ સૂત્રનો અનુયોગ કરવો હોય તો—વ્યાખ્યા કરવી હોય તો—ચારેય અનુયોગ પ્રમાણે—એટલે કે તે સૂત્ર ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ સબધી છે એમ માનીને—તેની વ્યાખ્યા કરવામા આવતી; અર્થાત્ આર્યવજ્ર સુધી અનુયોગનુ પાર્થક્ય હતુ નહિ પણ તે અપૃથગ્ભાવે હોઈ પ્રતિસૂત્રમા ચારેય અનુયોગને અનુસરી વ્યાખ્યા કરવામા આવતી પણ સમય પારખીને સ્થવિર આર્યરક્ષિતે અનુયોગનુ પાર્થક્ય કર્યુ, ત્યારથી કોઈ પણ એક સૂત્રનો સબધ ચાર અનુયોગમાથી કોઈ પણ એક અનુયોગ સાથે જોડવામા આવે છે (આવશ્યકનિર્યુક્તિ અને તેની ટીકા, વિશેષા૦ હે૦ ગા૦ ૨૨૭૯-૨૨૯૫)

આ હકીકત એ બતાવે છે કે આર્યરક્ષિત અનુયોગના નિષ્ણાત હશે. વળી નંદીસૂત્રની સ્થવિરાવલીમા આવતી ૨૮ મી ગાથા પછીની પ્રક્ષિપ્ત ગાથામા તેમને નમસ્કાર કરતાં કહ્યુ છે—

वंदामि अज्जरक्खियखमणे रक्खियचारित्तसव्वस्से ।
रयणकरंडगभूओ अणुओगो रक्खिओ जेहिं ॥

આથી પણ સ્પષ્ટ છે કે આર્યરક્ષિતે બહુમૂલ્ય અનુયોગની રક્ષા કરી છે. આર્યરક્ષિતની આવી યોગ્યતાને આધારે તેમનુ નામ અનુયોગદ્વારના કર્તા તરીકે પ્રવાદમા આવ્યુ છે અત્રે એ સ્પષ્ટ કરવુ જોઈએ કે આ પ્રવાદમા તથ્ય કેટલુ છે તે જાણવાનુ આપણી પાસે અન્ય કોઈ સાધન નથી કોઈ પ્રાચીન ઉલ્લેખ એવો નથી મળતો કે જેમા તેમને અનુયોગદ્વારના કર્તા કહ્યા હોય. જ્યા પણ તેમને વિષે હકીકત છે ત્યા એ જ કહેવામા આવ્યુ છે કે તેમણે ચારેય અનુયોગનુ પાર્થક્ય કર્યું અનુયોગનુ પાર્થક્ય અને અનુયોગદ્વારની રચના એ તદ્દન ભિન્ન બાબત છે—એ કહેવાની ભાગ્યે જ જરૂર છે જો આર્યરક્ષિતે અનુયોગની રચના ન કરી હોય તો પણ એવી સભાવના તો છે જ કે તેમની પરપરાના કોઈ શિષ્ય-પ્રશિષ્યે તેની રચના કરી હોય કારણ કે એટલુ તો નક્કી જ છે કે અનુયોગ પ્રક્રિયાનુ વિશેષ જ્ઞાન આર્યરક્ષિતને હતુ એટલે તેમણે એ બાબતનુ જ્ઞાન પોતાના શિષ્યોને આપ્યુ હોય

**આર્યરક્ષિતનો સમય**–તેઓ આર્યવજ્રના સમકાલીન હતા તે ધ્યાનમા લઈએ તો વજ્રનુ સ્વર્ગગમન વીરનિ૰ ૫૮૪મા થયુ મનાય છે,[૬] એટલે તેમની પાસે લગભગ દશ વર્ષ સુધી પૂર્વગતનુ અધ્યયન કરનાર આર્યરક્ષિત ૫૭૫ વીરનિ૰મા તો દીક્ષિત અવસ્થામા હતા જ એમ માની શકાય અને જો અનુયોગદ્વારની રચના તેમણે કરી હોય તો એમ માનવામાં વાધો ન આવે કે તેમણે તેની રચના વીરનિ૰[૭] ૫૮૪ પછી ક્યારેક કરી હશે તેઓનો યુગપ્રધાન કાળ ૫૮૪–૫૯૭ વીરનિ૰ સ છે એટલે વીરનિ૰ ૫૮૪–૫૯૭ વચ્ચે ક્યારેક અનુયોગની રચના થઈ હશે, એમ માની શકાય એટલે કે જો અનુયોગદ્વાર આર્યરક્ષિતની રચના હોય તો તે વિ સ ૧૧૪થી ૧૨૭ મા ક્યારેક રચાયુ હશે

આર્ય રક્ષિત પ્રસ્તુત અનુયોગદ્વારના કર્તા હોય કે ન હોય પણ અન્ય આંતરિક તથા બાહ્ય-પ્રમાણોને આધારે અનુયોગદ્વારના સમયની ચર્ચા કરવી જરૂરી છે

ભગવતીસૂત્રમાં 'अणुओगद्दारे'ની ભલામણ કરવામા આવી છે (શ૰ ૫ ઉ૰ ૩, સૂ૰ ૧૯૨) અને તે પણ પ્રત્યક્ષાદિ ચાર પ્રમાણોની બાબતમા (અનુ૰ સૂ૰ ૪૩૬), આથી એક વાત તો નક્કી થાય છે કે આગમની અંતિમ વાચનાને સમયે અનુયોગદ્વારની રચના થઈ ગઈ હતી વલભીમા આર્ય દેવર્દ્ધિએ કેવળ પુસ્તકલેખન કર્યું હતુ પણ અંતિમ વાચના તો તે પૂર્વે મથુરામા આચાર્ય સ્કંદિલના સમયમા થઈ હતી તેમનો સમય વીરનિ૰ સ૰ ૮૨૭–૮૪૦ છે તે જ સમયમા વલભીમા આર્ય નાગાર્જુને પણ વાચના કરી હતી, પણ વિદ્યમાન આગમો માથુરી વાચનાને અનુસરે છે એમ માનવાને કારણ છે એટલે અનુયોગદ્વારની ઉત્તર મર્યાદા વીર૰ નિ૰

---

૬ चउदस सोलस वासा चउदस वीसुत्तरा य दुण्णि सया ।
अट्ठावीसा य दुवे पचेव सया य चोयाला ॥
पच सया चुलसीया छच्चेव सया नवुत्तरा हुति । पत्र १३९
पंचसया चुलसीया तइया सिद्धिं गयस्स वीरस्स ।
अव्वद्धिगाण दिट्ठी दसपुरनयरे समुप्पण्णा ॥ —આવશ્યકનિર્યુક્તિ, પત્ર ૧૪૩

૭ આગમયુગકા જૈનદર્શન–પૃ૰ ૧૭, જૈન પરપરાનો ઇતિહાસ–પૃ૰ ૩૦૭–૩૧૧, તપાગચ્છપટ્ટાવલી પૃ૰ ૪૭

સ૦ ૮૨૭–૮૪૦ પૂર્વે માની શકાય એટલે કે તે વિ૦ સ૦ ૩૫૭ થી પૂર્વે ક્યારેક રચાઈ ગયુ હતુ હવે આપણે એ જોઈએ કે આ સમય મર્યાદાનો સકોચ થઈ શકે છે કે નહિ ? અનુયોગદ્વારમા તરગવતી આદિ જે ગ્રથોનો ઉલ્લેખ છે (સૂ૦ ૩૦૮) તે ઉપરથી એમ કહી શકાય કે તે ગ્રથોની રચના બાદ અનુયોગદ્વારની સકલના થઈ હશે તરગવતી, મલયવતી, આત્માનુશાસ્તિ અને બિદુ—એ ચાર ગ્રથોમાથી બિદુથી શુ અભિપ્રેત હશે તે જાણી શકાતુ નથી ધર્મકીર્તિકૃત ન્યાયબિદુ–હેતુબિદુ તો અભિપ્રેત હોઈ જ ન શકે ચૌદ પૂર્વમા લોકબિદુસાર કે બિદુસાર નામનુ ચૌદમુ પૂર્વ છે, પણ તે પણ અભિપ્રેત ન હોય આત્માનુશાસ્તિ વિષે પણ વિશેષ માહિતી મળતી નથી, અને મલયવતી વિષે પણ કશી જ માહિતી નથી પણ તરગવતીની રચના આચાર્ય પાદલિપ્તે કરી છે તેમનો સમય વિક્રમ પ્રથમ શતાબ્દિ છે

અન્યત્ર પણ લૌકિક શ્રુતના પરિચય પ્રસગે અનુયોગદ્વારમા અનેક ગ્રથોના નામ આપવામા આવ્યા છે (સૂ૦ ૪૯), આ સૂચીમા પણ ઘણા નામો એવા છે જેને વિષે વિશેષ માહિતી મળતી નથી એક વાત એ પણ ધ્યાનમા લેવા જેવી છે કે આ પ્રકારની સૂચીમા ગ્રથની રચના થયા પછી પણ ઉમેરો થવાની પૂરી શક્યતા છે આ સૂચીગત—કોડિલ્લય, કણગસત્તરી[૮], સટ્ઠિતત, માઠર જેવા નામો સુપરિચિત છે તેમાથી માત્ર માઠરનુ નામ એવુ છે, જેના સમય વિષે વિચાર જરૂરી છે અન્ય તો વિક્રમ પૂર્વે હોવાનો વધારે સભવ છે

માઠરવૃત્તિનો અનુવાદ ચીની ભાષામા થયો છે અને ડૉ બેલવલકરને મતે તેની રચના ઈ ૪૫૦ પૂર્વે (વિ૦ ૫૦૭ પૂર્વે) થઈ ગઈ જ હશે (ABORI, vol V, p 155) કેટલી વહેલી થઈ હશે તે કહેવુ કઠણ છે, પણ તેના ચીની અનુવાદના સમય ઉપરથી ઉક્ત સમયની કલ્પના કરવામા આવી છે એમ પણ સભવે છે કે માઠરનુ નામ અનુયોગની સૂચીમા પછી પણ ઉમેરવામા આવ્યુ હોય કારણ, પ્રમાણચર્ચામા, ખાસ કરી અનુમાન વિષેના વિવરણમા, માઠર સાથે કેટલુક સામ્ય છતા તેની છાપ અનુયોગદ્વાર ઉપર હોય તેમ જણાતુ નથી વળી કાપિલ પછી લોકાયતનો નિર્દેશ છે અને ત્યાર પછી સટ્ઠિતત અને માઠરનો ઉલ્લેખ છે તે પણ સૂચિત કરે છે કે માઠરનુ નામ પછીથી ઉમેરાયુ હશે ઉપાયહૃદય અને ચરક જેવા ગ્રથ સાથે અમુક બાબતમા અનુયોગની ચર્ચા સમાન છતા બધી બાબતમા તેનુ અનુકરણ નથી એ પણ સ્પષ્ટ છે એટલે માનવુ પડે છે કે અનુયોગગત પ્રમાણચર્ચાનો આધાર માઠર કે ઉપાયહૃદય નથી, પણ કોઈ પ્રાચીન પરપરા છે (વિવરણ માટે જુઓ આગમયુગકા જૈનદર્શન પૃ૦ ૧૪૮–૧૫૬)

ડૉ વેબરે અનુયોગદ્વારનો સમય ઈ ત્રીજીથી પાચમી સુધીમા માન્યો છે તેનો સકોચ કરી કહી શકાય કે તે ઈસ્વીની દ્વિતીય શતીમા સકલિત થઈ ગયુ હશે કારણ કે તેમા જે ચાર પ્રમાણની ચર્ચા છે તે ન્યાય–વૈશેષિક, માઠર, ચરક અને ઉપાયહૃદય વગેરે બૌદ્ધ–ઇત્યાદિમાથી કોઈનુ અનુકરણ હોય તેમ જણાતુ નથી એવી સ્થિતિમા અને તરગવતી જેવા ગ્રથનો એમા ઉલ્લેખ હોઈ તે વિક્રમની પ્રથમશતીથી પ્રાચીન તો સિદ્ધ થઈ શકતુ નથી એટલે, તેને ઇસિવીસનની દ્વિતીય શતીમા ક્યારેક માનીએ તો, અત્યારે તો બાધક જણાતુ નથી કોઈ પણ હાલતમા તે, પ્રથમ જણાવી ગયા તે પ્રમાણે, વિક્રમ ૩૫૭ પછીની તો રચના કે સકલના નથી જ, તેથી ઈ સ ૩૦૦ પછી તો તેનો સમય કલ્પી શકાય તેમ નથી

*

---

૮ કણગસત્તરીના કર્તા વિન્ધ્યવાસી વસુબધુના સમકાલીન હતા પણ તે ઉપલબ્ધ નથી તેથી તેની અસર અનુયોગમા છે કે નહિ તે જાણી શકાય તેમ નથી

# નંદિસૂત્ર-અનુયોગદ્વારસૂત્રાન્તર્ગત સાંસ્કૃતિક સામગ્રી

## ગુરુબહુમાન-આદિ

નંદિસૂત્રકાર શ્રીદેવવાચકજીએ પોતાના પૂર્વજ શ્રુતસ્થવિરોનો સ્વલ્પ પરિચય આપીને જે રીતે આદરભક્તિપૂર્ણ વંદના કરી છે તે ઉપરથી ગુરુ અને જ્ઞાનીઓ પ્રત્યેનું તેમનું ભક્તિ-બહુમાન તો મૂર્તિમંત થાય છે જ, ઉપરાંત શ્રમણ ભગવાન શ્રીવીર વર્ધમાન સ્વામીથી નંદિસૂત્રકાર પર્યંત થયેલા તપસ્વી શ્રુતધર સ્થવિર ભગવંતોનો ઇતિહાસ પણ પ્રસ્તુત સ્થવિરાવલિમાં સચવાયો છે. (જુઓ પૃ૦ ૬–૮, ગા૦ ૨૩–૪૩) પોતાના પૂર્વજ શ્રુતસ્થવિરો જ પ્રસ્તુતમાં અભિપ્રેત હોવાને કારણે નંદિસૂત્રકારે તેમનાં પહેલાં થયેલા અન્ય શ્રુતસ્થવિરોનો નિર્દેશ અહીં નથી કર્યો એમ સમજવું જોઈએ પ્રસ્તુત વંદના આપણને ગુરુવર્ગ પ્રત્યે ભક્તિ-બહુમાનની પ્રેરણા આપે છે

શ્રી રેવતિનક્ષત્રનામના સ્થવિર રંગે શ્યામ[1] હશે તથા સ્થવિર શ્રી ભૂતદિન્નાચાર્ય રંગે રૂપાળા[2] હશે તે જણાવવા માટે જે રીતે વર્ણન કર્યું છે તે જોતાં નંદિસૂત્રકાર શ્રી દેવવાચકજી શ્રુતસ્થવિર તો છે જ, ઉપરાંત તેઓ તથાપ્રકારના કવિહૃદય પણ છે

## જૈનાગમ આદિ શાસ્ત્ર-ગ્રન્થો

નંદિસૂત્ર સૂત્રાંક ૭૧ [૧] તથા ૮૬ મું સૂત્ર, યોગનંદિસૂત્રનું ૯ મું સૂત્ર અને અનુયોગદ્વારસૂત્રનું ૫૦ મું સૂત્ર, આ સૂત્રોમાં દ્વાદશાંગી ગણિપિટક (આચારાંગ આદિ બાર અંગસૂત્રો)નો માત્ર નામોલ્લેખ મળે છે અને નંદિસૂત્રના ૮૭મા સૂત્રથી ૧૧૪મા સૂત્ર સુધીનાં સૂત્રોમાં બાર અંગ-સૂત્રોનો પૃથક્ પૃથક્ વિસ્તૃત પરિચય મળે છે નંદિસૂત્રના ૮૩મા સૂત્રમાં ઉત્કાલિક શ્રુતના ૨૯ ગ્રંથોનો નામોલ્લેખ મળે છે, જ્યારે યોગનંદિસૂત્રના ૭મા સૂત્રમાં ઉત્કાલિક શ્રુતના ૩૧ ગ્રંથોનો નામોલ્લેખ છે નંદિસૂત્રના ૮૪મા સૂત્રમાં કાલિક શ્રુતના ૩૧ ગ્રંથોનો નામોલ્લેખ મળે છે, જ્યારે યોગનંદિસૂત્રના ૮મા સૂત્રમાં કાલિકશ્રુતના ૩૯ ગ્રંથોનો નામોલ્લેખ છે

દ્વાદશાંગીના નામો સુવિદિત છે, તે અને ઉત્કાલિક શ્રુત તથા કાલિક શ્રુતના નામોના સંબંધમાં પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવનામાં નોંધ લીધી છે.

ઉત્કાલિક શ્રુતના ગ્રંથો તથા દશ સિવાયના કાલિક શ્રુતના ૨૧ ગ્રંથો પૈકી કેટલાકમાં આચાર સંબંધી અને કેટલાકમાં દ્વીપ સાગર વિમાન વગેરેના વર્ણન અને ગણિત આદિ સંબંધી હકીકતો મુખ્યતયા મળે છે

કાલિકશ્રુતના અરુણોપપાત, વરુણોપપાત, ગરુડોપપાત, ધરણોપપાત, વૈશ્રવણોપપાત, દેવેન્દ્રોપપાત, વેલંધરોપપાત, ઉત્થાનશ્રુત, સમુપસ્થાનશ્રુત, અને નાગપરિજ્ઞા—આ દશ ગ્રંથોમાં દૈવી ચમત્કાર સંકળાયેલો છે આ દશ ગ્રંથો પૈકીના ઉત્થાનશ્રુત અને સમુપસ્થાનશ્રુત સિવાયના આઠ ગ્રંથોનું જ્યારે અધ્યયન કરવામાં આવતું ત્યારે તે તે અધ્યયનના અધિષ્ઠાયક દેવતાઓનું આસન ચલાયમાન થતાં તે તે દેવ પાઠ કરનાર શ્રમણ ભગવંત સમક્ષ ઉપસ્થિત થતા

અહીં અરુણોપપાતની વ્યાખ્યામાં ચૂર્ણિકાર શ્રી જિનદાસગણિ મહત્તરજીએ લખ્યું તે જણાવીએ છીએ—

---

૧ જુઓ પૃ૦ ૭, ગાથા ૩૧મી

૨ જુઓ પૃ૦ ૭, ગાથા ૩૭મી

"જે કોઈ અનગાર શ્રમણ એકાગ્રચિત્તે જ્યારે તે (અરુણોપપાત) અધ્યયનનો સ્વાધ્યાય કરે છે ત્યારે પોતાના આચારના નિયમથી આસન ચલાયમાન થવાને કારણે સભ્રાત અને ઉદ્ભ્રાત આખોવાળો તે અરુણદેવ અવધિજ્ઞાનથી આસનકપનુ કારણ જાણી હર્ષ અનુભવતો સુન્દરકુડળવાળો તે અરુણદેવ દિવ્ય દ્યુતિ વિભૂતિ અને ગતિવડે જ્યા નિર્ગ્રન્થ શ્રમણ ભગવત અધ્યયન ભણે છે ત્યા જાય છે ત્યા જઈ ને ભક્તિથી નતમસ્તકવાળો તે અરુણદેવ શ્રેષ્ઠ પુષ્પ તથા અન્ય સુગધી દ્રવ્યોની વર્ષા કરીને ત્યા (મુનિસમક્ષ) આવે છે આવીને શ્રમણની સામે બેસીને હાથ જોડી ઉપયુક્ત થઈ ને સવેગથી વિશુદ્ધપરિણામવાળો તે અરુણદેવ અધ્યયન સાભળે છે અધ્યયન સમાપ્ત થયા પછી અરુણદેવ કહે છે—વિધિપૂર્વક સ્વાધ્યાય કર્યો, વિધિપૂર્વક સ્વાધ્યાય કર્યો, વરદાન માગો ત્યારે આ લોકની જેને પિપાસા નથી તથા તૃણ અને મોતી, માટીનુ ઢેફુ અને સુવર્ણ જેને સરખા છે તેવા કેવળ નિર્વાણની જ અભિલાષાવાળા તે શ્રમણ ઉત્તર આપે છે—મને વરદાનની કોઇ જરૂર નથી આ સાભળીને અધિકતર સવેગનો અનુભવ કરતો અરુણદેવ મુનિને પ્રદક્ષિણા દઈ ને વદન નમસ્કાર કરીને પોતાને સ્થાને જાય છે અરુણોપપાતની પેઠે જ વરુણોપપાતાદિ ગ્રથોના અધ્યયનના સબધમા સમજી લેવુ"

અહી આટલી લાબી નોંધ લખવા પાછળ મુખ્ય હેતુ આ છે જેમની સમક્ષ દેવતાઓ કાર્યસેવા ફરમાવવા માટે વિનીતભાવે વિનતિ કરતા તેવા પ્રાચીન કાળના આપણા શ્રમણ ભગવતોને તે દેવતાઓ પાસે કોઈ પણ પ્રકારની અપેક્ષા નહોતી આપણા ગુરુવર્ગના શ્રામણ્યની આ મૂલપરપરા છે. અર્થાત્ વિશુદ્ધ સાધુજીવનની આ મર્યાદા છે

ઉત્થાનશ્રુત અને સમુપસ્થાનશ્રુતનો પરિચય આ પ્રમાણે છે જ્યારે કોઇક દુર્વિનીતને સમજાવવામા કોઈ પણ ઇલાજ ચાલી શક્યો ન હોય, અને તે દુર્વિનીતદ્વારા સાધિક અનેક અનિષ્ટોની આપત્તિ નિશ્ચિતપણે થવાની હોય તેવા જ કોઈ પ્રસગમા કોઈ તથાપ્રકારના જ્ઞાની શ્રમણ ભગવતને આવેશ આવે ત્યારે તેઓ ઉત્થાનશ્રુતનુ અધ્યયન કરે છે અને તે અધ્યયનના પાઠની અસરથી જે કોઈ કુલ, ગામ, નગર અને રાજધાનીને લક્ષીને શ્રમણને આવેશ આવ્યો હોય તે સર્વ ઉદ્વસિત થઈ જાય એટલે કે ત્રસ્ત થઈ ને સ્થાન છોડીને બીજે જાય આ નોંધના પહેલાની નોધમા જે શ્રમણભાવ જણાવ્યો છે તે જ પરપગના શ્રમણ ભગવતને આવેશ આવી જાય ત્યારે પ્રસગની ગભીરતા કેવી હશે?—તે વસ્તુ વિચારકો સહજ સમજી શકશે

કોઈ પણ કારણે જે કોઈ કુલ, ગામ, નગર કે રાજધાની નિર્જન થઈ ગયા હોય તેના ઉપર પ્રસન્ન થયેલા તથાપ્રકારના જ્ઞાની શ્રમણ ભગવત સમુપસ્થાનશ્રુતનુ અધ્યયન કરે, જેના સ્વાધ્યાયના પ્રભાવથી તે તે કુલ, ગામ, નગર અને રાજધાનીની ઉચાળાભરી ગયેલી વસ્તી પુન પોતાના સ્થાનમા આવીને વસે છે

ઉક્ત દશ ગ્રથો સિવાયના યોગનદિસૂત્રમા જણાવેલા કાલિકશ્રુતના આશીવિષભાવના, દૃષ્ટિવિષભાવના, ચારણભાવના, સ્વપ્નભાવના, મહાસ્વપ્નભાવના અને તેજોગ્નિનિસર્ગભાવના, આ ગ્રથો પણ વિવિધ પ્રકારની સિદ્ધિ અને વિજ્ઞાનના વિષયના હોવાનો સભવ છે

આપણે ત્યા યોગસિદ્ધિજન્ય ચમત્કારિક સાહિત્યનુ અસ્તિત્વ હજારો વર્ષ જેટલુ પ્રાચીન છે અને તેમા વાસ્તવિકતા હતી તે વસ્તુ ઉપર જણાવેલી હકીકતોથી સ્પષ્ટ થાય છે

અનુયોગદ્વારસૂત્રના ૩૦૮મા સૂત્રમાં જણાવેલા તરંગવતી, મલયવતી અને આત્માનુશાસ્તિ, આ ત્રણ ગ્રથો આપણને આજ મળતા નથી તરગવતી કથા અને મલયવતીકથાનો તો અન્ય પ્રાચીન ગ્રયોમા પણ ઉલ્લેખ મળે છે પણ આજે અનુપલભ્ય આત્માનુશાસ્તિ ગ્રથનો ઉલ્લેખ તો પ્રાય પ્રસ્તુત સ્થાનમા જ મળે છે. ઉપરના ત્રણ ગ્રથોના ઉલ્લેખ સાથે 'બિદુકાર' શબ્દ પણ

છે, તેના ઉપરથી ગ્રંથકારને 'બિંદુ' અંત વાળો કોઈ ગ્રંથ અભિપ્રેત છે તેમ સમજવું જોઈએ; અથવા અનુયોગસૂત્રકારના સમયમા 'બિંદુ' અંતવાળા એકથી વધારે ગ્રંથના કોઈ રચયિતા 'બિંદુકાર'ના ટૂંકા નામથી સંબોધાતા હોય તેવો પણ સંભવ છે.

અહી 'બિંદુ' શબ્દાન્તનામથી અંકિત ગ્રંથોની રચના ગ્રંથકારના પહેલા પણ થયેલી છે તે વસ્તુ સહજ સિદ્ધ થઈ જાય છે. સાથે સાથે આવા ઉપનામથી પ્રસિદ્ધ એવા ગ્રંથકારનું નામ પણ આપણી પરંપરામાંથી લુપ્ત બન્યું છે.

જૈનસમ્મત ષડ્દ્રવ્યવિચાર (અનુયોગ૦ સૂ૦ ૨૧૮) પ્રસ્તુતમા અનેક રીતે કરવામા આવ્યો છે અને તેમા જીવ અને અજીવ વિષેની અનેક બાબતોના સંગ્રહ વડે ગ્રંથનો મોટો ભાગ રોકાયેલ છે જીવના ગુણો (અનુ૦ સૂ૦ ૪૩૫), જીવના શરીરો (અનુ૦ સૂ૦ ૪૦૫), શરીરની આકૃતિઓ (અનુ૦ સૂ૦ ૨૦૫), ચાર ગતિના જીવોના આયુ (અનુ૦ સૂ૦ ૩૮૩), જીવોની અવગાહના (અનુ૦ સૂ૦ ૩૪૭), જીવોની સંખ્યા (અનુ૦ સૂ૦ ૪૦૪), જીવની કર્મકૃત નાના અવસ્થાઓ (અનુ૦ સૂ૦ ૨૦૭ તથા સૂ૦ ૨૩૩), જીવના વિવિધ ચારિત્રો (અનુ૦ સૂ૦ ૪૭૨), વિશેષ પ્રકારના જીવ-તીર્થંકરોનો ક્રમ (અનુ૦ સૂ૦ ૨૦૩), ત્રણે લોકમા જીવને રહેવાના સ્થાનો નારક, વિમાનો આદિ (અનુ૦ સૂ૦ ૧૬૨, ૧૬૫, ૧૬૯, ૨૧૬, ૨૭૭, ૨૮૫, ૧૭૩ ઇત્યાદિ) ની માહિતી આપવામા આવી છે. પુદ્ગલ વિષે પણ તેના ગુણો અને પર્યાયો તથા વિવિધ પ્રકારના સ્કંધોની ચર્ચાએ ઠીક ભાગ રોક્યો છે (અનુ૦ સૂ૦ ૬૨, ૨૧૬ [૧૯], ૨૧૭, ૪૨૯) નયનિરૂપણ તો આમા પગ પગ પર છે અને અંતે તો નયોના લક્ષણો પણ આપી દીધાં છે (અનુ૦ સૂ૦ ૬૦૬)

## અજૈન શાસ્ત્ર-ગ્રંથો

નંદિસૂત્રના ૭૨ [૧] સૂત્રમાં તથા અનુયોગદ્વારના ૪૯મા સૂત્રમા કુલ ૧૯ અજૈન શાસ્ત્ર-ગ્રંથોનો નામોલ્લેખ મળે છે

પ્રસ્તુત ૧૯ નામો નંદિસૂત્રમા આ પ્રમાણે છે—૧ भारह–ભારત (મહાભારત), ૨ रामायण –રામાયણ, ૩ हंभीमासुरुक्ख (ત્રણ પ્રત્યંતરોમા हंभीमासुरुक्ख, એક પ્રત્યંતરમાં दंभीमासुरुक्ख, એક પ્રત્યંતરમાં भीमासुरुक्ख), ૪ कोडिल्लय–કૌટિલ્ય–અર્થશાસ્ત્ર, ૫ सगभद्दिया (બે પ્રત્યંતરોમા सयभद्दिया, એક પ્રત્યંતરમા सहभद्दिया), ૬ खोडमुह (માત્ર એક પ્રત્યંતરમા घोडमुह), ૭. कप्पासिय–કાર્પાસિક, ૮ नागसुहुम (માત્ર એક પ્રત્યંતરમા नागसुहुम), ૯ कणगसत्तरी–કનકસપ્તતિ, ૧૦ वइसेसिय–વૈશેષિક [દર્શન], ૧૧ बुद्धवयण–બુદ્ધવચન, ૧૨. वेसित–વૈશિક (ચાર પ્રત્યંતરોમા तेसिय), ૧૩ कविल–કપિલ [દર્શન] (ત્રણ પ્રત્યંતરોમા काविलियं), ૧૪ लोगायत–લોકાયત (એક પ્રત્યંતરમા णागायत), ૧૫ सट्ठितत–ષષ્ટિતંત્ર, ૧૬ माढर–માઢરપ્રણીત શાસ્ત્ર, ૧૭ पुराण–પુરાણ, ૧૮. वागरण–વ્યાકરણ, ૧૯. नाडगादी–નાટકાદિ

આ જ નામો અનુયોગદ્વાર સૂત્રમા આ પ્રમાણે છે—૧ भारह (એક જ પ્રત્યંતરમા भारय), ૨ रामायण, ૩ हंभीमासुरुक्क (એક પ્રત્યંતરમા हंभी। मासुरुक्ख આમ બે શબ્દ અલગ પાડ્યા છે, એક પ્રત્યંતરમા हंभीमासुरुक्ख, એક પ્રત્યંતરમાં भीमासुरुत्त, સંક્ષિપ્ત વાચનાની પ્રતિઓમા भीमासुरुक्ख), ૪ कोडिल्लय (એક સિવાયની બધી પ્રતિઓમા कोडल्लय), ૫ घोडमुह ઘોટમુખ (એક પ્રતિમા घोडगसुह, એક પ્રત્યંતરમા घोडगमुह, સંક્ષિપ્ત વાચનાની પ્રતિઓમા घोडगसुय, બે પ્રત્યંતરોમા घोडयसह), ૬ सगभद्दिया (એક પ્રત્યંતરમા सगभद्दिया, એક પ્રત્યંતરમા सतभद्दिया, એક પ્રત્યંતર તથા સંક્ષિપ્તવાચનાની પ્રતિઓમા सगडभद्दिया), ૭ कप्पासिय (એક પ્રત્યંતરમા कप्पाकप्पिय),

૮ नागसुहुम—(?) નાગસૂક્ષ્મ, ૯ कणगसत्तरी, ૧૦ वइसेसिय, ૧૧ बुद्धवयण (એક પ્રત્યંતર તથા સંક્ષિપ્તવાચનાની પ્રતિઓમા बुद्धसासण), ૧૨ वेसिय, ૧૩ काविल, ૧૪ लोयायय, ૧૫ सट्ठितत (એક પ્રત્યંતરમા सिद्धितत), ૧૬ माढर (એક પ્રત્યંતરમા माठर), ૧૭ पुराण, ૧૮ वागरण, ૧૯ नाडगादी.

નદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રમા આવતા, ઉપર જણાવેલા શાસ્ત્ર-ગ્રથોના નામો પૈકીના કેટલાક નામોમા સહજ ફરક હોવા છતા બન્ને ગ્રથોમાં એક સરખો જ નામોલ્લેખ જોવામા આવે છે હજાર વર્ષથી પણ પહેલાના સમયથી જેનો પરિચય દુર્ગમ બન્યો હશે તે નામોના વિવિધ પાઠભેદ પ્રત્યતરોમાથી મળે છે તે ઉપર આપેલી બન્ને ગ્રથની નામાવલી ઉપરથી સ્પષ્ટ થાય છે

પ્રસ્તુત ૧૯ નામો પૈકી कप्पासिय, बुद्धवयण, वेसित અથવા वेसिय, लोगायत અથવા लोयायय, पुराण, वागरण અને नाटक—આ સાત નામ તે તે વિષયના શાસ્ત્રોને-ગ્રથોને સૂચવનારા નામ છે આમાના कप्पासिय-કાર્પાસિક નામ ઉપરથી અનુમાન થઈ શકે કે કપાસઆદિને લગતા ગ્રથો પ્રાચીન સમયમા હોવા જોઈએ, જેમા કપાસના છોડને ઉછેરવાથી લઈને રૂ, સૂતર, વણાટ, વસ્ત્ર, રગવિધાન વગેરેને લગતા વિધાનો હોવા જોઈએ આગળ જણાવેલી સુતરાઉ અને રેશમી વસ્ત્રના તાર માટેની નોંધ ઉપરથી પણ એક વસ્તુ સ્પષ્ટ છે કે વસ્ત્રો બનાવવા માટેની સામગ્રીના વિષયમાં પ્રાચીન સમયમા અનેક પદ્ધતિઓ હતી અને તે ગ્રથસ્થ ન જ થઈ હોય તે માનવુ વધારે પડતુ કહેવાય बुद्धवयण નામ ગ્રથકારના સમયમાં વિદ્યમાન બૌદ્ધગ્રથોનુ સૂચક સમજવુ જોઈએ તેવી જ રીતે काविल-સાખ્ય દર્શનના ગ્રથોનુ અને लोगायत નામ લોકાયત-ચાર્વાક સપ્રદાયના ગ્રથોનુ સૂચક જણાય છે वेसित-વૈશિકશાસ્ત્ર, જેમા વેશ્યાઓની કળા અને વ્યવસાયને લગતો વિષય ચર્ચ્યો હોય તેવા ગ્રથો; પુરાણ, વ્યાકરણ અને નાટક—આ ત્રણે નામ ગ્રથકારના સમયમા વિદ્યમાન તે તે ગ્રથોનાં સૂચક છે

भारह, रामायण, कोडिल्लय, અને वइसेसिय—કણાદનુ વૈશેષિકદર્શન, આ ચાર ગ્રથો આજે વિદ્યમાન છે

कणगसत्तरी આ ગ્રથ વિન્ધ્યવાસિઆચાર્યકૃત સુવર્ણસપ્તતિકા હશે કે કેમ ? તે વિચારણીય વસ્તુ છે વિન્ધ્યવાસિઆચાર્યકૃત સુવર્ણસપ્તતિકાનો ઉલ્લેખ, પ્રાચીન ચીની ભાષાના ઉડા અભ્યાસી ડૉ ફ્રાઉ વાલ્ડરને પ્રાચીન ચીની ગ્રથોમાથી મળ્યો છે, અને તેમણે વિન્ધ્યવાસી આચાર્યનો સમય ઈસ્વી ૪૨૫ આસપાસ સિદ્ધ કર્યો છે આથી પ્રસ્તુત कणगसत्तरी એ જ વિન્ધ્યવાસિકૃત સુવર્ણસપ્તતિ જ હોય તો કા તો આ નામ અનુયોગદ્વારસૂત્રમા પાછળથી ઉમેરાયુ છે અને કા તો સુવર્ણસપ્તતિનો સમય ઈસ્વી ૪૨૫ પહેલા હોય કારણ કે ઈસ્વી ૩૦૧ પૂર્વે તો અનુયોગદ્વારસૂત્ર રચાઈ ચૂક્યુ હતુ કદાચ એમ પણ બને કે જેમ વિન્ધ્યવાસિકૃત સુવર્ણસપ્તતિ આજે મળતી નથી તેમ તેનાથી પણ પૂર્વનો કોઈ કનકસપ્તતિ ગ્રથ હોય જે આજે મળતો નથી

माढर નામ ઉપરથી માઠરઋષિકૃત રચના સમજવી જોઈએ અનેક પ્રાચીન ગ્રથોમા મળે છે તેમ षष्टितत्र નો ઉલ્લેખ અહી પણ મળે છે આ ખ્યાતનામ પ્રાચીન ગ્રથ હતો જે આજે અનુપલભ્ય છે

નદિસૂત્રમા આવતા खोडमुह અને नामसुहुम ના સ્થાને અનુયોગદ્વારસૂત્રમાં घोडमुह અને नागसुहुम છે બન્ને ગ્રથનો સદર્ભ વાચતા આ પાઠભેદ તે તે એક જ ગ્રથના નામમા થયા છે તે સમજી શકાય છે આ બે નામોનો સાચો પરિચય સમજાય તેવો નિશ્ચિત અર્થ કરી શકાતો નથી તેથી જેમ નદિસૂત્રમા એક સિવાયની બધી પ્રતિઓએ આપેલા પાઠને મૂલવાચનામા મૂક્યો, તે જ રીતે અનુયોગદ્વારસૂત્રમા ઉપયુક્ત બધીય પ્રતિઓએ આપેલો પાઠ મૂળ વાચનામા મૂક્યો છે આમ

ઉપર જણાવેલાં પ્રક્ષિપ્તનામો પૈકીનુ એક પણ નામ અનુયોગદ્વારસૂત્રમા મળતુ નથી આથી ભાગવતના રચનાસમય માટે એટલુ તો ચોક્કસપણે કહી શકાય કે અનુયોગદ્વારસૂત્રની રચના પછી તેની રચના થઈ છે 'પાતજલ સૂત્રની પેઠે ભાગવત પ્રાચીન હોવા છતા તેનો ઉલ્લેખ કર્યો નહી હોય' એમ માનવાને પણ કોઈ કારણ નથી મહાભારત અને રામાયણની પેઠે જ ભાગવતનુ પણ તેની રચના પછી બહુમાન્યગ્રથ તરીકેનુ સ્થાન છે તે એક હકીકત માનવી જોઈએ પરપરાગત પ્રણાલીમુજબ વ્યક્તિગતરીતે ભાગવતનો પાઠ રાત્રે કરવો આવશ્યક મનાયો છે અનુયોગદ્વારસૂત્રના ૨૬મા સૂત્રમા જણાવ્યુ છે કે મહાભારત દિવસના પૂર્વાર્ધમા વાચવુ અને રામાયણ દિવસના ઉત્તરાર્ધમા વાચવુ, આવી લૌકિક પરપરા છે અહી વાચવુ એટલે વ્યક્તિગત વાંચવુ એમ સમજવુ જોઈએ અનુયોગદ્વારસૂત્રમા જણાવેલી આ હકીકતને મોટા ભાગે પુષ્ટિ આપતો અને સાથે સાથે ભાગવતને રાત્રિએ વાચવુ જોઈએ એ હકીકતને જણાવતો એક શ્લોક પ. શ્રી હરિશકરભાઈ પાસેથી જાણવા મળ્યો છે તે આ પ્રમાણે છે

प्रातर्द्यूतप्रसङ्गेन मध्याह्ने स्त्रीप्रसङ्गतः ।
रात्रौ चौर्यप्रसङ्गेन कालो गच्छति धीमताम् ॥

અર્થાત્ સવારમા દ્યૂતપ્રસગ જેમાં આવે છે તે ગ્રથથી એટલે કે મહાભારતથી, મધ્યાહ્નમા સ્ત્રીનો પ્રસગ જેમા આવે છે તે ગ્રથથી એટલે કે રામાયણથી; અને રાત્રિએ ચોરીનો (વસ્ત્રહરણનો) પ્રસગ જેમા છે તે ગ્રથથી એટલે ભાગવતથી બુદ્ધિમાન માણસોનો કાળ જાય છે

જેમ અનુયોગદ્વારસૂત્રના ૨૬મા સૂત્રમા મહાભારત અને રામાયણના વાચનનો સમય બતાવ્યો છે તેમ અજૈન સમાજમા વિશિષ્ટ પ્રાધાન્ય ધરાવનાર ભાગવત જો અનુયોગદ્વારસૂત્રકાર શ્રી આર્યરક્ષિતસૂરિના સામે હોત તો તેઓ જરૂર તેનો ઉલ્લેખ કરત. ટૂકમા, અનુયોગદ્વારસૂત્રની કોઈ પણ પ્રતિમા ભાગવતનો ઉલ્લેખ નથી તથા વાચનસમયનિર્દર્શનવાળા ૨૬મા સૂત્રમા પણ ભાગવતનો ઇશારો નથી, તેથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે—અનુયોગદ્વારસૂત્રની રચના પછી ભાગવતની રચના થઈ છે ભાગવતના રચનાસમયના નિર્ણય માટે રસ ધરાવનાર અભ્યાસીઓને પ્રસ્તુત અવતરણો ઉપયોગી થશે

## સંગીત

અનુયોગદ્વારસૂત્રના ૨૬૦મા સૂત્રમા સ્વરમડલ આવે છે આમા સાત સ્વરોના નામ, સ્વરસ્થાન, જીવનિશ્રિત સાત સ્વરો, અજીવનિશ્રિત સાત સ્વરો, સ્વરને આશ્રયે ગાયકના લક્ષણો, સાત સ્વરના ત્રણ ગ્રામનાં નામ, ત્રણ ગ્રામની સાત સાત મૂર્છનાઓનાં નામ, સાત સ્વરનુ ઉદ્ગમ-સ્થાન, ગીતની યોનિ, ગીતમા થતા ઉચ્છ્વાસનુ માન, ગીતના ત્રણ આકાર, ગીતના છ દોષ, ગીતના આઠ ગુણ તથા બીજા પણ ગીતના ગુણો, વૃત્તના ત્રણ પ્રકાર, બે પ્રકારની ભણિતિનુ સ્વરૂપ, અને નારીના વર્ણ અને ચક્ષુને લક્ષીને તે કેવુ ગાય, તેનુ કથન વગેરે વગેરે બાબતો જણાવી છે સગીતશાસ્ત્રમા રસ ધરાવનાર અભ્યાસીઓને પ્રસ્તુત સ્વરમડલ ઉપયોગી થશે સગીતશાસ્ત્રમા અમારો શ્રમ નથી તેથી આની વિશેષ ચર્ચા અહી કરી નથી પ્રસ્તુત સ્વરમડલનો સમગ્રપાઠ સ્થાનાગસૂત્રમાં પણ મળે છે

## નવ રસો

અનુયોગદ્વારસૂત્રના ૨૬૨ [૧] સૂત્રમા (ગા૦ ૬૩) નવ પ્રકારના રસોના નામ આ પ્રમાણે

છે—વીર, શૃંગાર, અદ્ભુત, રૌદ્ર, વ્રીડનક, બીભત્સ, હાસ્ય, કરુણ અને પ્રશાંત. જે ગ્રંથોમાં આઠ,[૪] નવ[૫] અથવા દશ[૬] રસ જણાવ્યા છે તેમાં પણ વ્રીડનક રસ કોઈએ જણાવ્યો નથી તેથી કહી શકાય કે અહીં જણાવેલો વ્રીડનક રસ પ્રાય અન્ય ગ્રંથોમાં નથી મળતો. અન્ય ગ્રંથોમાં જણાવેલો ભયાનક રસ અહીં (અનુયોગદ્વારસૂત્રમાં) કેમ નથી? તે સંબંધમાં અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિમાં કંઈ પણ ખુલાસો નથી કર્યો, પણ મલધારીયા વૃત્તિમાં આ પ્રમાણે સમાધાન કર્યું છે—"અન્યત્ર વ્રીડનકરસના સ્થાને ભયોત્પાદક સંગ્રામાદિ વસ્તુ જોવાથી ઉત્પન્ન થતો ભયાનક રસ કહેવાય છે, તેની અહીં રૌદ્રરસના અંતર્ગત વિવક્ષા કરી છે તેથી અહીં તેને—ભયાનક રસને—જુદો નથી કહ્યો" આથી એટલું તો સ્પષ્ટ જ છે કે સંખ્યાની દૃષ્ટિએ અનુયોગદ્વારસૂત્રકારને નવ રસ અભિપ્રેત છે

પ્રસ્તુત વ્રીડનકરસનું લક્ષણ અહીં આ પ્રમાણે જણાવ્યું છે—જેમનો વિનય કરવો જોઈએ તેવા પુરુષ પ્રત્યે અવિનય કરનાર સમજદાર માણસને પૂજ્યપૂજાવ્યતિક્રમ કરવા બદલ જે શરમનું વેદન થાય તે, ખાનગી હકીકત બીજાની આગળ કહ્યા પછી આંતરિક લજ્જા થાય તે, તથા ગુરુપત્નીની સાથે અબ્રહ્મસેવનરૂપ મર્યાદાવ્યતિક્રમ કરવા બદલ જે લજ્જા થાય તે વ્રીડનક રસ કહેવાય, આ રસનું મુખ્ય ચિહ્ન લજ્જા અને શંકા છે. જુઓ અનુયોગદ્વારસૂત્ર ૨૬૨ [૬] ગા૦ ૭૨-૭૩ પ્રસ્તુત વ્રીડનકરસના ઉલ્લેખથી એટલું જાણી શકાય છે કે તે સમયમાં કોઈ ને કોઈ સાહિત્ય-ગ્રંથમાં વ્રીડનકરસ નોંધાયો હશે, આજે તેવો કોઈ પણ ગ્રંથ મળતો નથી

## વ્યાકરણ

અનુયોગદ્વારસૂત્રના ૨૨૮થી ૨૩૧ સુધીના ચાર સૂત્રોમાં અનુક્રમે આગમજન્યપ્રયોગ, લોપજન્યપ્રયોગ, પ્રકૃતિભાવજન્યપ્રયોગ અને વિકારજન્યપ્રયોગના ઉદાહરણો આપેલાં છે; ૨૩૨મા

---

૪ शृङ्गारहास्यकरुणा रौद्रवीरभयानकाः । बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥ (ભરતનાટ્યશાસ્ત્ર અ૦ ૬ શ્લો૦ ૧૫) શ્રી અભિનવગુપ્ત પોતાની ભરતનાટ્યશાસ્ત્રની ટીકામાં મતાન્તરે શાન્ત રસને ઉમેરીને નવ રસ જણાવે છે રત્નશ્રીજ્ઞાન નામના બૌદ્ધવિદ્વાને પોતાની દણ્ડિકૃત કાવ્યાદર્શની ટીકામાં ભરતનાટ્યશાસ્ત્રના પ્રસ્તુત શ્લોકનું અવતરણ આપીને આઠ રસ જણાવેલા છે

૫ મમ્મટકૃત કાવ્યપ્રકાશમાં ભરતનાટ્યશાસ્ત્રમાં કહેલા આઠ રસો જણાવીને નવમો શાન્ત રસ પણ જણાવ્યો છે મમ્મટે કાવ્યપ્રકાશના પ્રથમ પદ્યમાં નવરસરુચિરા શબ્દ લખ્યો છે એટલે મમ્મટને નવ રસ અભિપ્રેત છે જ. शृङ्गारहास्यकरुणा रौद्रवीरभयानकाः । बीभत्साद्भुतशान्ताश्च नव नाट्ये रसाः स्मृताः ॥ (ઉદ્ભટાચાર્યકૃત કાવ્યાલંકારસારસંગ્રહ, ચતુર્થ વર્ગ) શ્રીહેમચન્દ્રાચાર્યકૃત કાવ્યાનુશાસનના બીજા અધ્યાયના બીજા સૂત્રમાં પ્રસ્તુત નવ રસ જણાવ્યા છે शृङ्गारवीरकरुणा हास्याद्भुतभयानकाः । रौद्रबीभत्सशान्ताश्च नवैते निश्चिता बुधैः ॥ (વાગ્ભટાલંકાર પરિચ્છેદ ૫ શ્લો૦ ૩) રસગંગાધરમાં પ્રસ્તુત નવ રસ જણાવ્યા છે, ઉપરાંત, ભરતનાટ્યશાસ્ત્રમાં નવમો શાન્ત રસ નથી લીધો તેનું સમાધાન પણ આ પ્રમાણે કર્યું છે—शान्तस्य शमसाध्यत्वान्नटे च तदसम्भवात् । अष्टावेव रसा नाट्ये न शान्तस्तत्र युज्यते ॥

૬ शृङ्गारवीरकरुणा बीभत्सभयानकाद्भुता हास्यः । रौद्रः शान्तः प्रेयानिति मन्तव्या रसाः सर्वे ॥ (રુદ્રટકૃત કાવ્યાલંકાર અ૦ ૧૨ આર્યા ૩) અહીં પ્રસ્તુત દશ રસનું પૃથક્ પૃથક્ વ્યાખ્યાન કરતા દશમા પ્રેયાન્ રસનું વ્યાખ્યાન આ પ્રમાણે કર્યું છે—स्नेहप्रकृतिः प्रेयान् सङ्गतशीलार्यनायको भवति । स्नेहस्तु साहचर्यात् प्रकृतेरुपचारसम्बन्धात् ॥ निर्व्याजमनोवृत्तिः सनर्मसद्भावपेशलालापाः । अन्योन्यं प्रति सुहृदोर्व्यवहारोऽयं मतस्तत्र ॥ प्रस्यन्दिप्रमदाश्रु स्फुरितस्फारलोचनालोकः । आर्द्रान्तःकरणतया स्नेहपदे भवति सर्वत्र ॥ રુદ્રટીય કાવ્યાલંકાર અ૦ ૧૬ આર્યા ૧૭-૧૯

સૂત્રમા નામિક, નૈપાતિક, આખ્યાતિક, ઔપસર્ગિક અને મિશ્ર—આ પાચ પ્રકારના નામ અને તેના ઉદાહરણ છે, ૨૬૧મા સૂત્રમા પ્રથમા વિભક્તિથી આમત્રણી (સબોધન) વિભક્તિ પર્યંત આઠ વિભક્તિઓ ઉદાહરણ સહિત જણાવેલી છે, ૨૯૪મા સૂત્રમા દ્વન્દ્વ, બહુવ્રીહિ, કર્મધારય, દ્વિગુ, તત્પુરુષ, અવ્યયીભાવ અને એકશેષ એમ સાત સમાસ જણાવ્યા છે; ૩૦૨મા સૂત્રમા તદ્ધિતનામના આ પ્રમાણે આઠ પ્રકાર જણાવ્યા છે—कर्मनाम, शिल्पनाम, श्लोकनाम, सयोगनाम, समीपनाम, सयूथनाम, ऐश्वर्यनाम, અને अपत्यनाम તથા ૩૦૩થી ૩૧૧મા સૂત્ર સુધીના સૂત્રોમા આ આઠ નામોનો વિસ્તૃત પરિચય પણ છે વ્યાકરણશાસ્ત્રના સશોધક અભ્યાસીઓને આ હકીકત ઉપયોગી થશે

પ્રાચીન જૈન-અજૈન ગ્રથોમાં અનેક શબ્દોના રસપ્રદ નિરુક્તો મળે છે તેમ અહી પણ महिष, भ्रमर, मुसल, कपित्थ, चिक्खल्ल, उलूक અને मेखला—આ શબ્દોના નિરુક્ત મળે છે, જુઓ અનુયોગદ્વારનુ ૩૧૨ મુ સૂત્ર નિરુક્ત કરવાની શૈલી પ્રાચીનતમ સમયમા વ્યાપકરીતે વિસ્તરી હતી તેનુ એક ઉદાહરણ પ્રસ્તુત ગ્રથમા પણ છે તે જણાવવા પૂરતી આ નોંધ લીધી છે

### સામુદ્રિક

સામુદ્રિક વિષય સાથે સબધિત હકીકત પણ અહી આ પ્રમાણે મળે છે પોતાના ૧૦૮ આગળ પ્રમાણ માપવાળા, શખાદિ ચિહ્નો વાળા તથા મષ, તિલ આદિ વ્યજનવાળા પુરુષો ક્ષમાદિ ગુણો વાળા ઉત્તમ કુળમા જન્મેલા અને ઉત્તમ પુરુષો હોય છે પોતાના ૧૦૪ આગળની ઊંચાઈવાળા મધ્યમ પુરુષો હોય છે અને પોતાના ૯૬ આગળની ઊંચાઈવાળા અધમ પુરુષો હોય છે પોતાના ૧૦૮ આગળના માપથી હીનાધિક માપવાળા તેમ જ સ્વર, સત્ત્વ અને રૂપથી હીન પુરુષો ઉત્તમ પુરુષોના દાસ બને છે આ ઉપરાત માનયુક્ત અને ઉન્માનયુક્ત[7] પુરુષને પણ જણાવ્યો છે જુઓ અનુયોગદ્વારનુ ૩૩૪મુ સૂત્ર

### નિમિત્ત

આકાશદર્શન અને નક્ષત્રાદિના પ્રશસ્ત ઉત્પાતોના આધારે સુવૃષ્ટિ અને અપ્રશસ્ત ઉત્પાતોના આધારે કુવૃષ્ટિનો નિર્ણય થઈ શકતો, તેનો ઉલ્લેખ અનુયોગદ્વારસૂત્રમા પણ મળે છે સુવૃષ્ટિ માટે જુઓ ૪૫૩ મુ સૂત્ર અને કુવૃષ્ટિ માટે જુઓ ૪૫૪ મુ અને ૪૫૭ મુ સૂત્ર તથા પૃ૦ ૧૭૭ ટિ૦ ૨. આ હકીકતને એક પ્રકારના નિમિત્તજ્ઞાનના ઉલ્લેખ રૂપે ગણી શકાય

### સુભાષિત :

'પડતા કે દુખી થતા માણસને હસવો ન જોઈએ'—આ કથનનુ પ્રેરક એક સુભાષિત પદ્ય આજે પણ ગુજરાતમા આ પ્રમાણે પ્રચલિત છે—

"પીપલપાન ખરતા હસતી કુપલિયા। મુઝ વીતી તુઝ વીતશે ધીરી બાપુડિયા ॥"

આ સુભાષિતનુ મૂળ અનુયોગદ્વારના સૂ૦ ૪૯૨ [૪] મા આ પ્રમાણે મળે છે—

परिजूरियपेरत चलतबेंट पडत निच्छीर। पत्त वसणप्पत्त कालप्पत्त भणइ गाह ॥
जह तुब्भे तह अम्हे तुब्भे वि य होहिहा जहा अम्हे। अप्पाहेति पडत पडुयपत्त किसलयाण ॥

અર્થાત્—જેનો પર્યન્તભાગ જીર્ણ થયો છે, જેનુ બીટડુ ચલાયમાન-ક્ષીણપ્રાય થયુ છે, જેનો રસ

૭ માન એટલે શરીરની લબાઈ-પહોળાઈ, ઉન્માન એટલે શરીરનુ વજન

ક્ષીણ થઈ ગયો છે અને તેથી જ જેને વૃક્ષના વિયોગનુ સકટ આવ્યુ છે, એવુ વિનાશ પામતુ અને પડી રહેલુ પાકુ પાન્ડુ ફણા પત્રોના અકુરાને આ પ્રમાણે કહે છે—અત્યારે તમે છો તેવા અમે હતા અને અત્યારે અમે છીએ તેવા તમે થવાનાં છો. અહીં જણાવેલી પ્રસ્તુત બે ગાથાઓ ઉત્તરાધ્યયનસૂત્રની નિર્યુક્તિમા પણ મળે છે (જુઓ ઉ૦ નિ૦ ગા૦ ૩૦૭-૮) ઉત્તરાધ્યયનનિર્યુક્તિમા પ્રસ્તુત પહેલી ગાથામા પાઠભેદ છે, જ્યારે બીજી ગાથા અક્ષરશ મળતી છે. ઉત્તરાધ્યયનનિર્યુક્તિની રચના અનુયોગદ્વારસૂત્રના પહેલા થયેલી છે ઉત્તરોત્તર વિવિધ ભાષાઓમાં સચવાયેલા આપણાં સુભાષિતો ઘણા પ્રાચીન સમયની પરપરાના છે તે પ્રસ્તુત ઉદાહરણ ઉપરથી સમજી શકાશે

## પ્રાકૃત શબ્દો

પ્રસ્તુત ગ્રથમા બે-ત્રણ શબ્દો પણ અલ્પપરિચિત મળ્યા છે, તે આ પ્રમાણે काय (દે૦)–કાવડવહન કરનાર (અનુયોગદ્વાર સૂ૦ ૮૦, પૃ૦ ૭૩) सड्डु (દે૦) સાઢુ, પત્નીનો બનેવી (અનુયોગદ્વાર સૂ૦ ૩૦૬, પૃ૦ ૧૩૧) આ બે શબ્દો પાઇયસદ્દમહણ્ણવોમા લેવાયા નથી તથા નદિસૂત્રમાં એક સ્થળે परिच्चाग – પરિત્યાગના પાઠભેદમા परिभोग શબ્દ મળ્યો છે, પ્રસ્તુત परिभोग શબ્દનુ પણ પરિત્યાગ અર્થમા વ્યાખ્યાન મળે છે જુઓ પૃ૦ ૩૮ ટિ૦ ૧૫ પાઇયસદ્દમહણ્ણવો અને તેને અનુસરીને પ્રકાશિત થયેલા જે કોઈ શબ્દકોશ છે તેમા 'અવલોકિત, નિરીક્ષિત' અર્થમા वहिअ શબ્દ લેવાયો છે અને તેના સ્થલનિર્દેશમા અનુયોગદ્વારસૂત્ર અથવા ઉપાસકદશાગસૂત્રને જણાવવામા આવ્યુ છે આ સબધમા પ્રસ્તુત वहिय શબ્દ લેખકના દોષથી બનેલો હોઈને ખોટો શબ્દ છે. અમારા પ્રસ્તુત સપાદનમા અમે चहिय શબ્દ સ્વીકાર્યો છે. જુઓ અનુયોગદ્વારનુ સૂ૦ ૫૦ (પૃ૦ ૬૮). આ સબધમાં અમે પ્રાચીન પ્રતિનુ પ્રમાણ જણાવીને વિશેષ ચર્ચા પણ કરી છે

## ગ્રંથપ્રમાણગણના

મોટા ભાગના પ્રાચીન ગ્રથોમાં તે તે ગ્રથનુ પ્રમાણ જણાવવા માટે ગ્રથાગ્રમ્ લખીને તે તે ગ્રથનુ કુલ શ્લોકપ્રમાણ જણાવવામા આવ્યુ છે અહી અનુયોગદ્વારસૂત્ર પૂર્ણ થયા પછી જે બે પ્રક્ષિપ્ત ગાથાઓ આવે છે તેમાની પહેલી ગાથામા અનુયોગદ્વારસૂત્રનુ પ્રમાણ કુલ ૧૬૦૪ ગાથાઓ છે એમ જણાવ્યુ છે. આથી જાણી શકાય છે કે गाहग्ग – गाथाग्रम् લખીને ગ્રંથનુ કુલ ગાથાપ્રમાણ જણાવવાની પદ્ધતિ પણ પ્રાચીન સમયમા હતી આમ છતા એટલુ તો ચોક્કસ છે કે ग्रन्थाग्रम् લખીને જેનુ કુલ શ્લોકપ્રમાણ જણાવવામા આવ્યુ હોય તેવા ગ્રથો વિપુલ પ્રમાણમા મળે છે, જ્યારે गाहग्गं લખીને ગ્રથપ્રમાણ જણાવેલુ હોય તેવા ગ્રથો ક્વચિત્ જ મળે છે અને જે મળે છે તે પ્રાય કેવળ આર્યાછદમા રચાયેલા છે અનુયોગદ્વારસૂત્ર જેવા ગદ્ય-પદ્યાત્મક ગ્રથોનુ પ્રમાણ ગાથાગ્રથી જણાવાયુ હોય તેવો ગ્રથ પ્રસ્તુત અનુયોગદ્વારસૂત્ર સિવાય જવલ્લે જ હશે જે જે ગ્રથોના અંતમા ગ્રન્થાગ્ર કે ગાથાગ્ર લખીને ગ્રથપ્રમાણ જણાવવામા આવેલુ છે તે કોઈ વાર તે તે ગ્રથના કર્તાએ લખેલુ હોય છે, જ્યારે મોટાભાગના ગ્રથોમા તે તે ગ્રથની નકલ કરનાર લેખકોએ અથવા અન્ય વાચક વિદ્વાનોએ લખેલુ હોય છે અહી ઉપયુક્ત પ્રતિઓ પૈકીની वा० સજ્ઞક પ્રતિમા કુલ ૧૬૦૪ ગાથા ની સખ્યા અકમા જણાવ્યા પછી ग्रथाग्र श्लोक २००० લખેલુ (જુઓ પૃ૦ ૨૦૫ ટિ૦ ૮મા वा० પ્રતિનો પાઠ) હોવાથી તેના લેખકને એક ગાથાના સવાશ્લોકની ગણત્રી અભિપ્રેત છે એમ જાણી શકાય છે આ બે પ્રકાર અને તે સિવાય પણ ઘણી રીતે ગ્રથને લગતી વિવિધ સખ્યાઓનાં નામ અહી આ પ્રમાણે મળે છે—પર્યવસખ્યા, અક્ષરસખ્યા, સઘાતસખ્યા, પદસખ્યા, પાદસખ્યા,

ગાથાસખ્યા, શ્લોકસખ્યા, વેઢસખ્યા, નિર્યુક્તિસખ્યા, અનુયોગદ્વારસખ્યા, ઉદ્દેશકસખ્યા, અધ્યયનસખ્યા, શ્રુતસ્કધસખ્યા અને અગસખ્યા જુઓ અનુયોગદ્વારનુ ૪૯૪મુ સૂત્ર નદિસૂત્રના ૮૭મા સૂત્રથી ૯૭મા સૂત્રસુધીના ૧૧ સૂત્રોમા તથા ૧૧૪મા સૂત્રમા ઉક્ત સખ્યાઓનો ઉલ્લેખ મળે છે

**જૈન ધર્મગુરુઓ :**

શ્રમણ-નિર્ગ્રન્થોમા પદસ્થોના—વિશિષ્ટપદવીધારકોના નામ આ પ્રમાણે મળે છે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, પ્રવર્તક, ગણી, ગણધર અને ગણાવચ્છેદક આ પદસ્થ શ્રમણ ભગવંતો જ્યારે તથાપ્રકારના સુયોગ્ય શિષ્ય કે શિષ્યા ઉપર પ્રસન્ન થતા ત્યારે તેમને શિષ્ય કે શિષ્યા, વસ્ત્ર, પાત્ર, પ્રતિગ્રહ—પાત્રવિશેષ, કબલ, પાદપ્રુછનક—પાદપ્રોંછનક વગેરે આપતા અથવા પાત્ર તથા અન્ય ઉપકરણસહિત શિષ્ય કે શિષ્યા આપતા જુઓ લઘુનદિસૂત્ર ૨૦ થી ૨૨ (પૃ૦ ૫૨)

**અજૈન ધર્મગુરુઓ .**

સમૃદ્ધ મહાધિપતિ અજૈન આચાર્ય કે ઉપાધ્યાય કોઈ કારણસર કોઈના ઉપર પ્રસન્ન થતા ત્યારે અશ્વ, હાથી, ઊંટ, બળદ, ગર્દભ, ઘોડો—? ટટ્ટુ, ઘેટું, બકરુ, દાસ, દાસી, આસન, શયન, છત્ર, ચામર, ધ્વજા, મુકુટ, ચાદી, સોનુ, કાસુ, વસ્ત્ર, મણિ, મોતી, શખ, શિલા, પરવાળા, વિવિધ રત્નો, મુખાભરણથી શોભિત હાથી, દર્પણ અને ચામરથી શોભિત અશ્વ, કડાથી (આભૂષણવિશેષ) યુક્ત દાસ અને સર્વાલકારથી વિભૂષિત દાસી વગેરે બક્ષીસમા આપતા હતા જુઓ લઘુનદીસૂત્ર ૧૬થી ૧૮ (પૃ૦ ૫૧)

અનુયોગદ્વારસૂત્રમા ૧ અજૈન ધર્મગુરુઓના વિવિધ પ્રકારોના નામ, ૨ તેમના પૂજ્ય દેવતાઓના નામ, ૩ તેમની પૂજા વિધિની સામાન્ય રૂપરેખા અને ૪ તેમના નિત્યકર્મની સક્ષિપ્ત હકીકત આ પ્રમાણે મળે છે

૧ **અજૈન ધર્મગુરુઓના વિવિધ પ્રકારોનાં નામ—ચરક**—ધાડપાડુ, ભિક્ષાચર અથવા ખાતા ખાતા ચાલવાના આચારવાળા હોય તે **ચીરિક**—માર્ગમા પડેલાં ચીથરાથી દેહ ઢાકીને રહેનારા અથવા જેમનુ બધુ ઉપકરણ ચીથરામય હોય તે **ચર્મખંડિક**—ચામડાથી દેહ ઢાકીને રહેનારા અથવા જેમનુ બધુ ઉપકરણ ચર્મમય હોય તે **ભિક્ષોડ**—કેવળ ભિક્ષાભોજી ગોદુગ્ધાદિના પણ ત્યાગી અથવા બૌદ્ધભિક્ષુ **પાંડુરંગ**—શરીરે ભસ્મ ચોળીને રહેનારા **ગૌતમ**—વિચિત્રરીતે પગ પટકીને ચાલવાની કળાવાળા તથા કોડીઓની માળાથી શોભાયમાન વૃષભ ઉપર બેસનારા તેમ જ કણભિક્ષા લેનારા **ગોવ્રતિક**—ગાયના જેવી જીવનચર્યાવાળા—ગાયો ચાલે ત્યારે ચાલનારા, બેસે ત્યારે બેસનારા, અને ઊભી રહે ત્યારે ઊભા રહેનારા, તેમ જ ખાય ત્યારે તેની પેઠે જ તૃણ-પત્ર-પુષ્પ-ફળ ખાનારા **ગૃહિધર્મ**—ગૃહસ્થ ધર્મને જ શ્રેષ્ઠ માનીને તે મુજબ વર્તનારા **ધર્મચિંતક**—યાજ્ઞવલ્ક્ય ઋષિ આદિએ કરેલી ધર્મસહિતાઓનુ ચિંતન કરનારા અને તે મુજબ વર્તનારા **અવિરુદ્ધ**—દેવ, રાજા, માતા, પિતા આદિનો વિરોધ ન હોય તેવી રીતે વિનયશીલ આચારવાળા **વિરુદ્ધ**—પુણ્ય-પાપ, પરલોકાદિમા નહી માનનારા અક્રિયાવાદી **વૃદ્ધ**[૮]—તાપસ અને **શ્રાવક**—બ્રાહ્મણ (જુઓ

૮ શ્રીવરાહમિહિરાચાર્યપ્રણીત બૃહજ્જાતકના ૧૫મા અધ્યાયના પ્રથમ પદ્યમા આવતા વૃદ્ધ શબ્દની શ્રીઉત્પલભટ્ટે (વિક્રમનો ૧૧ મો શતક) આ પ્રમાણે વ્યાખ્યા કરી છે—"वृद्धश्रावक —कापालिक, वृत्तभङ्गभयात् श्रावकशब्दोऽत्र लुप्तो द्रष्टव्य । अत्र वृद्धश्रावकग्रहण महेश्वराश्रितानाम् ।" બૃહજ્જાતકના પ્રસ્તુત પદ્યમા આવતા आजीवक શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે છે—"आजीवकश्च-एकदण्डी भिक्षु यतिर्भवति । ...आजीवकग्रहण च नारायणाश्रितानाम् ।" બૃહજ્જાતકના પ્રસ્તુત પદ્યમા આવતા નિર્ગ્રન્થ શબ્દની વ્યાખ્યા ઉપરથી સમજાય છે કે તેઓ શ્વેતાબર નિર્ગ્રન્થપરપરાથી અપરિચિત હશે

અનુયોગદ્વાર સૂત્ર ૨૧ મુ, પૃ૦ ૬૩). આ ઉપરથી પ્રાચીન સમયના ધર્મગુરુઓના અનેક ભેદો અને આચારોનો સંક્ષિપ્ત પરિચય મળે છે. પ્રસ્તુત ધર્મગુરુઓની ઓળખ અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ તથા બે વૃત્તિઓમાથી નોંધી છે.

૨ ઉપર જણાવેલા ચરકાદિ ધર્મગુરુઓના પૂજ્ય દેવોના નામ આ પ્રમાણે છે—ઇન્દ્ર, સ્કન્દ–કાર્તિકેય, રુદ્ર–હર, શિવ–હરનો આકારવિશેષ, વૈશ્રવણ–યક્ષનાયક, દેવ–સામાન્યદેવ, નાગ–ભુવનપતિદેવવિશેષ(નાગદેવતા), યક્ષ, ભૂત, મુકુન્દ–બલદેવ, આર્યા–પ્રશાન્તરૂપવાળી દુર્ગાદેવી, અને કોટ્ટકિયા–મહિષવાહિની તથા મહિષમર્દિની દુર્ગાદેવી (જુઓ અનુયોગદ્વાર સૂત્ર ૨૧, પૃ૦ ૬૩) આ ઉપરથી જાણી શકાય છે કે રુદ્રાદિ અન્ય દેવોની જેમ ઇન્દ્રપૂજા, સ્કન્દપૂજા, બલદેવપૂજા, વૈશ્રવણપૂજા વગેરે દેવપૂજાઓ પ્રાચીન સમયમાં સુપ્રચલિત હતી. સૂચિત દેવોની ઓળખ અનુયોગદ્વારની મલધારીયા વૃત્તિમાંથી નોંધી છે

૩ ઉક્ત ચરકાદિ ધર્મગુરુઓની પૂજાવિધિની સામાન્ય રૂપરેખા આ પ્રમાણે મળે છે—છાણ આદિથી ઉપલેપન કરતા એટલે ભૂમિશુદ્ધિ કરતા, પીછી વગેરેથી કચરો સાફ કરતા, ગંધોદકાદિની વૃષ્ટિ કરતા, ધૂપપૂજા, પુષ્પપૂજા, સુગન્ધદ્રવ્યપૂજા કરતા તેમ જ ફૂલમાળાથી પૂજા કરતા (જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૧ મુ, પૃ૦ ૬૩–૬૪)

૪ ઉક્ત ચરકાદિ ધર્મગુરુઓના નિત્યકર્મની સંક્ષિપ્ત હકીકત આ પ્રમાણે મળે છે યજ્ઞ-દેવતાની પૂજાના સમયે યજ્ઞાંજલિ, હોમ, જપ-મન્ત્રાદિપાઠ અને વૃષભગર્જિતના જેવો અવાજ કરતા, તથા તે તે અભીષ્ટ દેવને નમસ્કાર કરતા (જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૭મુ, પૃ૦ ૬૪) ઉક્ત પૂજાવિધિ અને નિત્ય કર્મની હકીકત તે તે ધર્મગુરુઓની આચારસંહિતાનો આછો પાતળો ખ્યાલ આપે છે

અહી વિવિધ ધર્મગુરુઓના મુખ્ય ૭ પ્રકાર આ પ્રમાણે મળે છે શ્રમણ, પડરગ, ભિક્ષુ, કાપાલિક તાપસ અને પરિવ્રાજક જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૮૮ મુ (પૃ૦ ૧૨૮)

## જનનિવાસસ્થાન :

જનનિવાસસ્થાનના નામ આ પ્રમાણે મળે છે—**ગ્રામ**–ગામ, **આકર**–જે ભૂમિમા લોખડ વગેરે ઉત્પન્ન થતુ હોય તે **નગર**–નગર **ખેટ**–જેની ચારે બાજુ ધૂળનો કોટ હોય તે. **કર્બટ**–કુનગર **મડંબ**–જેની નજીકમા ગામ-નગરાદિ ન હોય તેવુ સ્થાન **દ્રોણમુખ**–જલમાર્ગ અને સ્થલમાર્ગથી જોડાયેલુ **પત્તન**–જ્યાં વિવિધ દેશોની વસ્તુનો વહેપાર હોય તે **આશ્રમ**–તાપસ વગેરેના આશ્રમ. **સંબાહ**–પુષ્કળ વસતીથી સકીર્ણ હોય તે **સન્નિવેશ**–પશુપાલન કરનારા ભરવાડ વગેરે રહેતા હોય તે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૬૭મુ (પૃ૦ ૧૨૫) ગ્રામ આદિનો પરિચય અનુયોગદ્વાર સૂત્રની મલધારીયા વૃત્તિમાથી નોંધ્યો છે

## સામાજિક

સામાન્ય જનસમૂહની અપેક્ષાએ ઉપરના વર્ગની મુખ્ય વ્યક્તિઓના નામ આ પ્રમાણે મળે છે—**રાજા**–ચક્રવર્તી વાસુદેવ બલદેવ મહામાડલિક **ઈશ્વર**–સામાન્ય માંડલિક, અમાત્ય અથવા અણિમાદિ સિદ્ધિવાળો **તલવર**–પ્રસન્ન થયેલા રાજાએ જેને માથાના પેચ ઉપર બાધવામા આવતો સુવર્ણપટ્ટ આપ્યો હોય તે **માડંબિક**–જેની આજુબાજુ એટલે નજીકમા કોઈ પણ ગામ કે નગર ન હોય તેવુ જનનિવાસસ્થાન **મડંબ** નામથી ઓળખાતુ; મડબનો અધિપતિ માડબિક

**કૌટુમ્બિક**—એકથી વધારે કુટુમ્બોનો મુખ્ય પુરુષ- **ઇભ્ય**—હાથીના કદ જેવડા દ્રવ્યરાશિનો સ્વામી **શ્રેષ્ઠી**—ગામ કે નગરનો શ્રેષ્ઠ પુરુષ **સેનાપતિ**—ચતુરંગ સેનાનો અધિપતિ **સાર્થવાહ**—ગણ્ય, ધાર્ય, મેય અને પરિચ્છેદ્ય દ્રવ્યોને લઈને લાભ મેળવવા માટે જે પરદેશ જાય તે—જુઓ લઘુનન્દિસૂત્ર ૧૨મુ (પૃ૦ ૫૦) અને અનુયોગદ્વારનુ ૨૦મુ સૂત્ર (પૃ૦ ૬૩) સાર્થવાહો પ્રાચીન સમયમા રાજમાન્ય, ખ્યાતનામ, દીન-અનાથજનવત્સલ તરીકે ઓળખાતા હતા લઘુનન્દિસૂત્રના ૧૨મા સૂત્રમા ઉપર જણાવેલા નામો ઉપરાંત યુવરાજ શબ્દ પણ વધારે છે પ્રસન્ન થયેલો રાજા પારિતોષિક આપે તેવી ચીજોમા અહી જણાવ્યો તે સુવર્ણપટ્ટ પણ આપવામા આવતો અહી જણાવેલા પ્રાચીનસમયની અગ્રગણ્ય વ્યક્તિઓના રાજા ઈશ્વર આદિ નામો જૈનાગમ સાહિત્યના અનેક ગ્રથોમા મળી આવે છે અહી રાજા આદિનો પરિચય અનુયોગદ્વારની ચૂર્ણિ અને બે વૃત્તિઓમાથી નોંધ્યો છે

ઉપર જણાવેલા મુખ્ય પુરુષો કોઈના ઉપર પ્રસન્ન થતા ત્યારે પોતાની કક્ષા મુજબ ઇનામ-બક્ષીસમા પહેલા જણાવેલી અશ્વાદિ વસ્તુઓ આપતા જુઓ લઘુનદિ સૂત્ર ૧૨ થી ૧૪

ઉક્ત મુખ્ય પુરુષો મુખધાવન અને દતપ્રક્ષાલન કરીને, માથાના કેશના આગળના ભાગમા કાસકો રાખીને, દૂર્વા અને સર્ષપ માથા ઉપર નાખીને, દર્પણમા મુખ જોઈને, ધૂપથી વસ્ત્રોને વાસિત કરીને, છૂટા ફૂલ અને ફૂલમાળા મસ્તકાદિમા ધારણ કરીને, તાબૂલભક્ષણ કરીને, વસ્ત્રાદિ પહેરીને રાજકુલ, દેવકુલ, આરામ, ઉદ્યાન, સભા અને પ્રપા વગેરે સ્થાનોમા જતા એટલે કે સવારે ઊઠ્યા પછી રાજકુલાદિ સ્થાનોમાં જતી વખતે મુખ્યતયા અહી જણાવેલી વિધિ જરૂરી મનાતી હતી તે હકીકત સ્પષ્ટ થાય છે. ઉપરાત, માથામા કાસકો રાખીને ફરનાર દેહાતી જન આજે પણ જોવા મળે છે, તેની આ પદ્ધતિ હજારો વર્ષ પહેલા આપણા સભ્ય વર્ગમા અવશ્ય કરણીય રૂપે પ્રચલિત હતી તે પણ સ્પષ્ટ થાય છે જુઓ અનુયોગદ્વાર સૂ ૨૦મુ (પૃ૦ ૬૩)

આજે આપણને વિચિત્ર લાગે તેવો રિવાજ પ્રાચીન સમયમા ભારતના કોઈપણ પ્રદેશમા પ્રચલિત હશે, તેને દર્શાવતુ વ્રીડનક રસનુ ઉદાહરણ અનુયોગદ્વારના ૨૬૨મા સૂત્રમા (ગા ૭૩, પૃ ૧૨૩) આવેલુ છે આની વિગત આપવી અમને ઉચિત નથી લાગી તેથી અભ્યાસીઓએ પ્રસ્તુત સ્થાન જોઈ લેવુ

અહી હાસ્યરસના ઉદાહરણ ઉપરથી જાણી શકાય છે કે—ભાભીઓ ઊંઘતા દિયરના મોંઢે મેશ પણ ચોપડતી અને જાગ્યા પછી આજુબાજુના તેવા પ્રકારના સ્વજનોને બોલાવીને મશીમડિત મુખવાળા દિયરને બતાવીને ઉપહાસ કરતી જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૬૨, ગા૦ ૭૭ (પૃ૦ ૧૨૩) આથી દિયર ભોજાઈના અનેક ઉપહાસોમા આ પ્રકાર પણ પ્રાચીન સમયમા પ્રચલિત હતો તે વસ્તુ સ્પષ્ટ થાય છે

જેને બાળકો જીવતા ન હોય તેવા મા-બાપ પોતાનુ બાળક દીર્ઘજીવી થાય તેવા આશયથી તેનુ કચરો, મકત, અમથો આદિ નામ રાખતા હતા આ રૂઢી આજે પણ વિદ્યમાન છે આવા પ્રકારના નામને પ્રાચીન સમયમા જીવિકાહેતુનામ કહેવામા આવતુ આની નોંધ અહી અનુયોગદ્વાર સૂત્રના ૨૯૦મા સૂત્રમા મળે છે, સાથે સાથે જીવિકાહેતુનામના ચાર ઉદાહરણો પણ આપ્યા છે તે આ પ્રમાણે—अवकरए = अवकरक , उक्कुरुए = उत्करक', कज्जवए = कच्चवरक', અને सुप्पए = सूर्पक

કૃત્તિકા, રોહિણી આદિ ૨૭ નક્ષત્રો અને અગ્નિ, પ્રજાપતિ આદિ ૨૮ દેવોના નામની પાછળ દત્ત, ધર્મ, શર્મ, દેવ, દાસ, સેન અને રક્ષિત જોડીને પણ માણસોના નામ પાડવામા આવતા; જેમ કે રોહિણિદત્ત, રોહિણિધર્મ, રોહિણિશર્મ, રોહિણિદેવ, રોહિણિદાસ, રોહિણિસેન, રોહિણિરક્ષિત,

અગ્નિદત્ત, અગ્નિધર્મ, વગેરે વગેરે જુઓ અનુયોગદ્વાર સૂ. ૨૮૫-૮૬ (પૃ. ૧૨૭-૨૮) આવી જ રીતે ગણવાચક 'મલ્લ' શબ્દની પાછળ દત્ત, ધર્મ આદિ જોડીને મલ્લદત્ત, મલ્લધર્મ વગેરે નામોનો વ્યવહાર પ્રાચીન સમયમા હતો જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૮૯મુ (પૃ૦ ૧૨૮) અહી એક વસ્તુ જાણી શકાય છે કે—જેમ વર્તમાનમા પ્રચલિત નામોના અતમા ચદ-ચદ, દાસ, લાલ વગેરે શબ્દ મૂકવામા આવે છે જેમકે કેસરીચદ, નરોત્તમદાસ, અમૃતલાલ, તેમ પ્રાચીન સમયમા દત્ત, ધર્મ, શર્મ, દેવ, દાસ, સેન અને રક્ષિત અતવાળા વ્યક્તિનામ ઠીક ઠીક પ્રમાણમા પ્રચલિત હતા, આમાના દેવ અને શર્મઅતવાળા નામો વર્તમાનમા પણ ક્વચિત હોય છે સાધારણ રીતે નક્ષત્રોની નામાવલીનો પ્રારભ અશ્વિની, ભરણી, કૃત્તિકા આદિથી થાય છે પણ અહી (અનુ૦ સૂ૦ ૧૮૫ ગા૦ ૮૬ થી ૮૮, પૃ૦ ૧૨૭) કૃત્તિકાથી પ્રારભ કરીને અતમા અશ્વિની ભરણી જણાવ્યા છે

કર્મ વ્યવસાયને અનુસરીને વ્યવહૃત વિવિધ અટકોના નામ અહી આ પ્રમાણે મળે છે **દૌષિક**—દોશી (કાપડિયા), **સૌત્રિક**—સૂતરિયા **કાર્પાસિક**—કપાસનો ધધો કરનાર (કપાસી) **સૂત્રવૈચારિક**[૯] **ભાંડવૈચારિક**—વિવિધ ભાડોની લે વેચ કરનાર **કૌલાલિક**—માટીના વાસણ વેચનાર જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૦૩ (પૃ૦ ૧૩૧) આવી જ રીતે શિલ્પ-કળાના વ્યવસાયિવર્ગની વિવિધ અટકો આ પ્રમાણે મળે છે—**વાસ્ત્રિક**—વસ્ત્રસબધિત કળાવાળો **તાંત્રિક**—તત્રીવાદક **તુન્નવાય**—તૂણવાનુ કામ કરનાર **તંતુવાય**—વસ્ત્ર વણવાનુ કામ કરનાર (વણકર) **પટ્ટકાર**—વિશિષ્ટ વસ્ત્ર બનાવવાની કળાવાળો **દેઅડ**[૧૦] **વરુડ**—ટોપલા-ટોપલી ગૂથનાર તથા નેતર વગેરેની ગુથણી કરનાર **મુંજકાર**—મુજના દોરડા બનાવનાર **કાષ્ઠકાર**—કાષ્ઠસબધિત કળાવાળો **છત્રકાર**—છત્ર બનાવનાર **વર્ધકાર**—ચામડાની વિવિધ ચીજો બનાવનાર **પુસ્તકાર**—કાગળ બનાવનાર અથવા પુસ્તક લખનાર (લહિયો). **ચિત્રકાર**—ચિતારો **દંતકાર**—હાથી વગેરે પ્રાણીઓના દાતની વિવિધ ચીજો બનાવનાર **લેપ્યકાર**—લેપ કરનાર **કોટ્ટિમકાર**—કડિયો છીવારો વગેરે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૦૪ (પૃ૦ ૧૩૧) અહી જણાવેલી અટકો તે તે કર્મ અને કળાવાળા વર્ગની ઓળખ રૂપે છે આ પૈકીની દોસી, સૂતરિયા, ચિતારા, કપાસી વગેરે અટકોનો વ્યવહાર તો મૂળશબ્દના પર્યાયરૂપે જ આજે પણ થાય છે, જ્યારે 'ચૂડગર', 'દાતી' જેવી કોઈક અટકો અહી જણાવેલી 'દતકાર' જેવી અટકની સાથે ઓછુ વધતુ સામ્ય ધરાવતી પણ વ્યવહારમા છે કોઈ કોઈ અટક જાણી શકાતી નથી અને કેટલી'કનો વ્યવહાર આજે અનુભવાતો નથી. આજની જેમ પ્રાચીન સમયમા પણ વિવિધ કલાવિદોના અને વિવિધ વ્યવસાયીઓના વિવિધ વર્ગો હતા પછી તે તે કલાવિદ્ અને વ્યવસાયી ભલેને ગમે તે જ્ઞાતિનો હોય આ વસ્તુ પ્રસ્તુત નોંધ ઉપરથી સમજી શકાશે.

પ્રાચીન સમયમા લોકવ્યવહારમાં શ્લાઘ્ય-પ્રશસાપાત્ર નામો પૈકીના ત્રણ નામનો અહી ઉલ્લેખ આ પ્રમાણે મળે છે શ્રમણ, બ્રાહ્મણ અને સત્રાતિથિ કે સત્યતિથિ અથવા સર્વાતિથિ કે સર્વતિથિ આ ત્રણ નામ કોઈ એક વ્યક્તિના નથી પણ તથાપ્રકારના પ્રશસ્ત વર્ગના નામ છે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૦૫ (પૃ૦ ૧૩૧)

સચેતન કે અચેતન વિવિધ કલાવિદોના વર્ગોના નામ પણ અહી ઠીક ઠીક પ્રમાણમા આ પ્રમાણે મળે છે **નટ**—નાટક કરનાર **નર્તક**—નૃત્ય કરનાર **જલ્લ**—દોરડા ઉપર પ્રયોગો

---

૯ સૂત્ર વૈચારિકનો અર્થ સમજી શકાતો નથી

૧૦ —'દેઅડ'નો અર્થ સમજી શકાતો નથી પ્રજ્ઞાપનાસૂત્રમા આ શબ્દના બદલે 'દેઅડ' શબ્દ આવે છે પ્રજ્ઞાપનાસૂત્રના કોઈપણ પ્રત્યતરમા 'દેઅડ' શબ્દ નથી જુઓ શ્રીમહાવીર જૈન વિદ્યાલય તરફથી ટૂક સમયમા પ્રસિદ્ધ થનાર પણ્ણવણાસુત્ત મા સૂ૦ ૧૦૬ (પૃ૦ ૩૮)

કરનાર નટ **મલ્લ**—કુસ્તીબાજ **મૌષ્ટિક**—મુક્કાબાજીથી સ્પર્ધા કરનાર મલ્લ **વિડંબક**—વિવિધ વેષ કરનાર વિદૂષક (બહુરૂપી) **કથક**—કથાવાર્તા કરનાર **પ્લવક**—લાબા ખાડા કૂદનાર અથવા નદી-તળાવ તરનાર **લાસક**—રાસગાનાર અથવા 'જય' શબ્દ બોલનાર ભાડ **આખ્યાયક**—ભાવિ શુભાશુભ કહેનાર **લંખ**—મોટા વાસ ઉપર ચઢીને વિવિધ પ્રયોગો કરનાર નટ **મંખ**—તે તે પ્રકારના ચિત્રપટો લઈ ને લોકોને દર્શન કરાવી આજીવિકા મેળવનાર **તૂણાવાન્**—તૂણા નામનુ વાદ્ય વગાડનાર **તુંબવીણિક**—વીણાવાદક **કાચ**—કાવડ વહન કરનાર **માગધ**—મગલપાઠક જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૮૦ મુ (પૃ૦ ૭૩) આ ઉપરથી આપણી નાટ્યકલા, નર્તનકલા, દોરડા ઉપર વિવિધ પ્રયોગો કરવાની કળા, કુસ્તીની કળા, મુક્કાબાજીથી સ્પર્ધા કરવાની કળા, વિદૂષક-બહુરૂપીની કળા, લાબુ કૂદવાની કળા, તરવાની કળા, મોટા વાસ ઉપર ચઢીને વિવિધ પ્રયોગો કરવાની કળા, અને વીણાદિવાદ્યવાદન કળા આદિ કળાઓ અનુયોગદ્વારસૂત્રકારના પહેલા પણ ઘણા પ્રાચીન સમયથી વિકસેલી હતી તે જાણી શકાય છે ઉપરાત, આજે જે ચોક-ચોપટમા ભારતાદિ કથાઓના આખ્યાન થાય છે અને ગેય કથાઓ દ્વારા પણ ઉપદેશ અપાય છે તે પ્રથા પણ ઉપર જણાવેલા કલાવિદો પૈકીના **કથક** અને **લાસક** શબ્દથી સમજી શકાય છે કે બહુપ્રાચીન સમયની પરપરા રૂપ છે પ્રસ્તુત સન્દર્ભમા આવેલા નટ આદિ નામોનો પરિચય અનુયોગદ્વારસૂત્રની મલધારીયા વૃત્તિમાથી નોંધ્યો છે

## વિવિધ કળાઓ

તાલ અને તાલીના પાદડા તથા વસ્ત્ર ઉપર ગ્રથો લખાતા હતા તેનો ઉલ્લેખ અનુયોગદ્વારના ૩૯મા સૂત્ર (પૃ૦ ૬૭)મા મળે છે અહી મૂલ શબ્દ पत्तय-पोत्थयलिहिय છે તેનો ચૂર્ણિ અને ટીકામા એ પ્રકારે અર્થ છે ૧ પત્ર એટલે તાલ-તાલીના પાદડા ઉપર લખેલુ, આવા પત્રોના સમૂહને પુસ્તક કહેવામા આવે છે, તેના ઉપર લખેલુ ૨ તાલ-તાલીના પાદડા ઉપર લખેલુ અને વસ્ત્ર ઉપર લખેલુ આ નોંધ ઉપરથી સ્પષ્ટ થાય છે કે તાડપત્ર અને વસ્ત્ર ઉપર લખવાની આપણી લેખન કળા જુગજૂની છે

તરેહ તરેહના સૂત્ર-સૂતર એટલે વસ્ત્ર વણવાના ઉપયોગમા આવતા તાણા વાણાના તતુ અને તદનુસારે તરેહ તરેહના વસ્ત્રોની માહિતી પણ અહી ઠીક ઠીક પ્રમાણમા આ પ્રમાણે મળે છે—સૂત્ર-સૂતરના (તદનુસારે વસ્ત્રના પણ) પાચ પ્રકાર છે ૧ અડજ, ૨ બોંડજ, ૩ કીટજ, ૪ વાલજ, અને ૫ વલ્કજ

૧ **અંડજ**—હસગર્ભાદિને અડજ કહે છે હસ એ ચતુરિન્દ્રિય જીવવિશેષ છે તેનો ગર્ભ તે કોસિકાર-કોસીટો તેમાથી ઉત્પન્ન થયેલા તતુને હસગર્ભ કહે છે 'પચેન્દ્રિય હંસપક્ષીના ગર્ભમાથી લીધેલા તતુને હસગર્ભ કહે છે' તેવો પણ કેટલાકનો મત છે.

૨ **બોંડજ**—કપાસમાથી બનાવેલો તતુ-રૂનુ સૂતર

૩ **કીટજ**—આના પાચ પ્રકાર છે ૧ પટ્ટ, ૨ મલય, ૩ અશુક, ૪ ચીનાશુક અને ૫ કૃમિરાગ જે જગલમા અમુક પ્રકારના પતગ કીટની ઉત્પત્તિ થતી હોય, તે જગલમા માસાદિના ઢગલા વ્યવસ્થિત રીતે પાથરીને કરવામા આવતા અને તે ઢગલામા ચારે બાજુ અતરે અતરે નીચાઊંચા ખીલા ઊભા કરવામા આવતા ત્યારબાદ વનાતરમા ફરતા ફરતા પતગ કીટો-ઊડી શકે તેવા કીડા-માસાદિના ભક્ષણ માટે આવતા અને તે ઢગલામા ચારે તરફ લાળ મુકતા મુકતા ફરતા જેથી તેમની લાળ ઊભા કરેલા ખીલાઓમા ગોઠવાઈ જતી આ લાળના તતુઓ વસ્ત્ર બનાવવા માટે

કાળજીપૂર્વક ભેગા કરી લેવામા આવતા, પ્રસ્તુત લાળતતુઓને પટ્ટસૂત્ર કહેવામા આવતુ અને તેમાથી બનેલુ વસ્ત્ર **પટ્ટ** કહેવાતુ ઉક્ત ક્રમ પ્રમાણે મલય દેશમાથી મેળવાતા લાળતતુઓને મલયસૂત્ર કહેવાતુ અને તેમાથી બનેલુ વસ્ત્ર **મલય** કહેવાતુ ચીન દેશ સિવાયના અમુક દેશોમાંથી ઉક્ત વિધિ મુજબ મેળવાતા લાળતતુઓને અશુકસૂત્ર કહેવાતુ અને તેમાથી બનેલુ વસ્ત્ર **અંશુક** કહેવાતુ. ઉક્ત ક્રમ પ્રમાણે જ ચીન દેશમાથી મેળવાતા લાળતતુઓને ચીનાશુકસૂત્ર કહેતા અને તેમાથી બનેલુ વસ્ત્ર **ચીનાંશુક** કહેવાતુ પટ્ટસૂત્ર, મલયસૂત્ર, અશુકસૂત્ર અને ચીનાશુકસૂત્રને એકત્રિત કરવાની વિધિ તો એક જ પ્રકારની છે, છતા દેશવિશેષના પતગકીટોના વૈવિધ્યથી તેમની લાળમા વૈવિધ્ય હોય, જેના આધારે તે તે લાળતતુઓથી બનેલા વસ્ત્રનુ આગવુ પ્રાધાન્ય હશે કોઇક પદાર્થનુ મિશ્રણ કરીને મનુષ્યાદિનુ રુધિર છિદ્રવાળા ભાજન સપુટમા રાખવામા આવતુ, તેમા ઘણા કૃમિઓ ઉત્પન્ન થતા, આ કૃમિઓ હવા મેળવવા માટે ભાજનસપુટના છિદ્રોદ્વારા બહાર નીકળીને આજુબાજુ ફરતા ફરતા જે લાળ મુકતા તે લાળતતુને કૃમિરાગસૂત્ર કહેવાતુ આ કૃમિઓ રુધિરમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી તેમનો રગ પણ રુધિર જેવો જ હોય તે સ્વાભાવિક છે, અને તેથી જ તેમના લાળતતુઓનો વર્ણ પણ રુધિર જેવો હોય જ. આ કૃમિરાગસૂત્રમાંથી બનેલુ વસ્ત્ર **કૃમિરાગ** કહેવાતુ આ બાબતમા કેટલાકનો મત આ પ્રમાણે છે—ઉપર જણાવેલા ક્રમપ્રમાણે ભાજનસપુટમા જ્યારે કૃમિઓ ઉત્પન્ન થતા ત્યારે કૃમિસહિત રુધિરને મસળીને કેવળ રસ લેવામા આવતો અને તે રસમા જે પટ્ટસૂત્ર રગવામા આવતુ તેને કૃમિરાગસૂત્ર કહેવામા આવતુ

**૪. વાલજ**—પ્રાણીઓના વાળમાથી બનાવવામા આવતા સૂતરને **વાલજસૂત્ર** કહેવામા આવતુ તેના પાચ પ્રકાર છે ૧ ઔર્ણિક સૂત્ર, ૨ ઔષ્ટ્રિક સૂત્ર, ૩ મૃગલોમિક સૂત્ર, ૪ કૌતવ સૂત્ર, અને ૫ કિટ્ટિસ સૂત્ર ઘેટાના ઊનમાથી બનાવેલુ **ઔર્ણિક સૂત્ર.** ઊટના વાળમાથી બનાવેલુ **ઔષ્ટ્રિકસૂત્ર.** કદમા મૃગથી નાના અને મોટા પૂછડાવાળા અરણ્યપ્રાણીઓના વાળમાથી બનાવેલુ **મૃગલોમિકસૂત્ર.** ઉદરના વાળમાંથી બનાવેલુ **કૌતવસૂત્ર.** ૫ અને આ ચાર પ્રકારના સૂતર બનાવતાં પ્રત્યેક પ્રકારના સૂતરના જે જે અવશિષ્ટ વાળ (ફૂટા જેવુ) રહ્યા હોય તેમાથી બનાવેલુ **કિટ્ટિસસૂત્ર** કહેવાતુ, અથવા શ્વાન આદિના વાળમાથી બનાવેલુ હોય તેને પણ **કિટ્ટિસસૂત્ર** કહેવામા આવતુ

**૫. વલ્કજ**—વનસ્પતિની છાલમાથી બનાવેલુ હોય તે **વલ્કજસૂત્ર** કહેવાતુ શણ વગેરેના તતુઓને વલ્કજસૂત્ર કહી શકાય

ઉપર જણાવેલા સૂતરના ભેદ અને પ્રભેદો ઉપરથી પ્રાચીન સમયના વિધવિધ વસ્ત્રનિર્માણનો ઠીક ઠીક પરિચય મળે છે આ હકીકત અનુયોગદ્વારના ૪૦થી ૪૫ સુધીના સૂત્રોમા (પૃ૦ ૬૭) વર્ણવાયેલી છે ઉક્ત સૂતરના પ્રકારોનો પરિચય અનુયોગદ્વાર સૂત્રની ચૂર્ણિ અને બે વૃત્તિઓમાથી લીધો છે

અશ્વ, હસ્તિ, આદિ ચતુષ્પદ પ્રાણીઓને કેળવવાની કળાનો માત્ર ઉલ્લેખ અહીં મળે છે. જુઓ અનુયોગદ્વાર સૂત્ર ૮૧મુ તથા ૭૩મા પૃષ્ઠની પહેલી ટિપ્પણી

આમ્રવૃક્ષ, આમલકવૃક્ષ, આદિ વૃક્ષોને ઉછેરવાની પ્રક્રિયાનો માત્ર ઉલ્લેખ અનુયોગદ્વારના ૮૨ મા સૂત્રમા મળે છે તથા આમ્રાદિ વૃક્ષોનો ઉછેર અને તેનુ વર્ધન કરવાની તેમ જ આમ્રાદિના ફળોને કોદરા અને ઘાસ વગેરેમા પકવવાની પ્રક્રિયાની નોંધ પણ મળે છે જુઓ પૃ૦ ૭૩ ટિ૦ ૧.

ખાડ, ગોળ અને સાકરને વધુ મિષ્ટ બનાવવાની પ્રક્રિયાનો માત્ર ઉલ્લેખ અનુયોગદ્વારના ૮૩ મા સૂત્રમા મળે છે તથા ગોળ વગેરે દ્રવ્યોને અગ્નિતાપથી વધુ મિષ્ટ બનાવવાની અને ક્ષારાદિના સયોગે ગુડાદિનો નાશ થવાની હકીકત પણ મળે છે. જુઓ પૃ૦ ૭૩ ટિ૦ ૧

નટ, નર્તક, મલ્લ આદિને આહારમા ઘી વગેરે સ્નિગ્ધદ્રવ્યો આપીને વિશેષ સુરૂપ બનાવવામા આવતા તેની, તથા તેમના કાન, સ્કંધ વગેરેને વધારવાની પ્રક્રિયાના ઉલ્લેખની હકીકત પણ મળે છે જુઓ પૃ૦ ૭૩ ટિ૦ ૧

હલ, કુલિક વગેરેથી ક્ષેત્ર–ખેતરને ખેડીને કેળવવાની તથા ખેતરમા હાથીનાં મળ-મૂત્ર પડવાથી તે ભૂમિમા પાક બગડે છે તેની નોંધ મળે છે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૮૫ મુ તથા પૃ૦ ૭૩ ટિ૦ ૧

ઘડી વગેરેથી સમયનુ માન લેવાની પ્રક્રિયાની નોંધ પણ અહી મળે છે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૮૬ મુ

## દ્રવ્યમાન—ધાન્ય-રસ આદિનાં વિવિધ માન વગેરે

ધાન્ય ભરવાના સાધનો તથા ધાન્ય માપવાના માન–માપના નામ પણ અહી ઠીક ઠીક પ્રમાણમાં મળે છે ધાન્ય ભરવાના સાધનોનાં પાંચ નામ આ પ્રમાણે છે ૧ मुत्तोली (प्रा०)–मुक्तोली (स०) આ શબ્દની વ્યાખ્યામાં મલધારીયા ટીકામા માત્ર ‘मोट्टा’ શબ્દ લખ્યો છે આથી એમ સમજવુ રહ્યુ કે વિક્રમના બારમા શતકમા ‘मोट्टा’ નામનુ સાધન ધાન્ય ભરવાના ઉપયોગમા આવતુ હશે મોટલી (ગુ૦) અને મોટરી (હિં૦) આ બે શબ્દોનુ પ્રાચીન રૂપ પ્રસ્તુત ‘मोट्टा’ થી જાણી શકાય છે ૨ मुरव–નીચે અને ઉપર સાકડી અને મધ્યમા જરા પહોળી કોઠી ૩ इडुर–ગાડા ઉપર અનાજ ભરવા માટે આજે ગુજરાતીમા જેને ‘જાકડો’ કે ‘પાજરી’ કહે છે તેવા જ પ્રકારનુ પ્રાચીન સમયનુ સાધન, ગાડાના છિદ્રોમા ઊભી લાકડીઓ રાખીને તેની ચારે બાજુ સાંઠીઓ કે શણની દોરી વગેરેને અનાજના કણ નીકળી ન જાય તેમ ગૂથીને કાળજીપૂર્વક બાધવામા આવતી આ સાધનને ઇડ્ડર કહેવામા આવતુ, મલધારીયા ટીકામા આને ढक्कनक પણ કહ્યુ છે એટલે વિક્રમના બારમા શતકમા જાકડાના અર્થમા ढक्कनक શબ્દ સુપરિચિત હશે ૪ अलिन्दक–મોટુ કુડુ ૫ अपचारि–વધારે લાબો કોઠો જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૧૯ મુ (પૃ૦ ૧૩૩) मुत्तोली આદિ શબ્દોનો પરિચય અનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ અને બે વૃત્તિઓમાથી નોંધ્યો છે

ધાન્યનુ પ્રમાણ નિશ્ચિત કરવા માટેના માન–માપના ૧૧ નામ આ પ્રમાણે મળે છે ૧ असति–હથેળીના તળિયામા સમાય તેટલુ પ્રમાણ ૨ प्रसृति–બે અસતિ ની એક પ્રસૃતિ થાય છે ૩ सेतिका–બે પ્રસૃતિની એક સેતિકા થાય છે, આ સેતિકા નામનુ ધાન્યમાન મગધ પ્રદેશમાં પ્રચલિત હતુ તેમ અનુયોગદ્વારની હરિભદ્રીયા તથા મલધારીયા વૃત્તિમા જણાવ્યુ છે ૪ कुडव–ચાર સેતિકાનો એક કુડવ થાય છે ૫ प्रस्थ–ચાર કુડવનો એક પ્રસ્થ થાય છે ૬ आढक–ચાર પ્રસ્થનો એક આઢક થાય છે ૭ द्रोण–ચાર આઢકનો એક દ્રોણ થાય છે ૮ जघन्यकुम्भ–૬૦ આઢકનો એક જઘન્ય કુભ થાય છે ૯ मध्यमकुम्भ–૮૦ આઢકનો એક મધ્યમ કુભ થાય છે ૧૦ उत्कृष्टकुम्भ–૧૦૦ આઢકનો એક ઉત્કૃષ્ટકુભ થાય છે ૧૧ वाह–૮૦૦ આઢકનો એક વાહ થાય છે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૧૮ મુ (પૃ૦ ૧૩૩) असति આદિ શબ્દોનો પરિચય અનુયોગદ્વારની મલધારીયા વૃત્તિમાથી નોંધ્યો છે, ચૂર્ણિ અને હરિભદ્રીયા વૃત્તિમા પણ સક્ષિપ્ત વ્યાખ્યા છે.

રસદ્રવ્ય–પ્રવાહીપદાર્થ–ભરવા માટેના સાધનોના નામ આ પ્રમાણે છે वारक–નાનો ઘડો કે નાનો કળશ घटक–ઘડો करक–કરવો गर्गरी–ગાગર दतिक–કુંપો, કુપ્પી વગેરે ચામડાની વસ્તુ करोडि–ખૂબ જ વિશાલ મુખવાળી કુડી कुण्डिका–કુડી, કુડુ, કમડલ વગેરે જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૨૧ મુ (પૃ૦ ૧૩૩) वारक આદિ શબ્દોનો પરિચય અનુયોગદ્વારસૂત્રની મલધારીયા વૃત્તિમાથી નોંધ્યો છે

આ અને આ પ્રકારના અન્ય પાત્રોમા ભરવામા આવતા રસદ્રવ્યોનુ પ્રમાણ નક્કી કરવા માટેનાં માન-માપના નામ આ પ્રમાણે છે ચાર પળીની એક चतुःषष्टिका આઠ પળીની એક द्वात्रिंशिका. સોળ પળીની એક षोडशिका. બત્રીસ પળીની એક अष्टभागिका ચોસઠ પળીની એક चतुर्भागिका એકસો અઠ્ઠાવીસ પળીની એક अर्धमाणी બસો છપ્પન પળીની એક माणी. જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૨૦ મુ (પૃ૦ ૧૩૩)

## ઉન્માનપ્રમાણ

પત્ર, અગર, તગર, ફળ, કકુ, ખાડ, ગોળ, સાકર વગેરે વસ્તુઓનુ પ્રમાણ નિશ્ચિત કરવા માટેના માનવિશેષને ઉન્માનપ્રમાણ કહેવામાં આવે છે. ઉન્માન પ્રમાણનાં માન-માપના સાત નામ આ પ્રમાણે મળે છે (૧) પલનો આઠમો ભાગ अर्धकर्ष. (૨) પલનો ચોથો ભાગ कर्ष. (૩) પલનો અર્ધભાગ अर्धपल (૪) पल (૫) એકસો પાંચ પલની એક तुला. (૬) ૧૦ તુલાનો એક अर्धभार, (૭) અને ૨૦ તુલાનો એક भार જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૨૨-૨૩ (પૃ૦ ૧૩૪)

અહી જણાવેલા ઉન્માનપ્રમાણોમાં **એક સો પાંચ પલની તુલા** જણાવેલી હોવા છતાં ઘણા પ્રાચીન સમયથી લોકવ્યવહારમા **એક સો પલની તુલા** ઠીક ઠીક રીતે પ્રચલિત હતી આ વસ્તુ નીચેના અવતરણોથી સમજાશે—

"पलशतिका तुला, विंशतिस्तुला भारः। [ ]" इति परिमापितत्वात्।

શ્રી આત્માનદ જૈન સભા (ભાવનગર) દ્વારા પ્રકાશિત શ્રીસિહસૂરિગણિવાદિક્ષમાશ્રમણવિરચિત દ્વાદશારનયચક્રવૃત્તિ પૃ૦ ૩૦૩ પક્તિ ૯

तुला स्त्रियां पलशतं, भारः स्याद्विंशतिस्तुलाः।
અમરકોશ-વૈશ્યવર્ગ શ્લો ૮૭

तुला पलशतं, तासां विंशत्या भार आचितः।
આ શ્રી હેમચન્દ્રસૂરિકૃત અભિધાનચિતામણિ કાંડ ૩ શ્લો૦ ૫૪૯

**એક સો પાંચ પલની એક તુલા** આ માન પણ અનુયોગદ્વારસૂત્રકારના સમયમા કોઈ ને કોઈ પ્રદેશમા પ્રચલિત હતુ એમ જાણી શકાય છે.

## અવમાનપ્રમાણ:

કૂપ, પ્રાસાદપીઠ, કાષ્ઠાદિ, કટ, પટ, ભીત અને ભીત વગેરેના પરિધિનું પ્રમાણ નિશ્ચિત કરવા માટેના માનવિશેષને અવમાન પ્રમાણ કહેવામા આવે છે. અવમાન પ્રમાણના માન-માપના આઠ નામ આ પ્રમાણે મળે છે

૧ हस्त-૨૪ અગુલ પ્રમાણ, ૨ दड, ૩ धनुष, ૪ युग, ૫ नालिका, ૬. अक्ष, ૭. मुसल આ દંડ આદિ ૭ યે માનવિશેષ ચાર હાથ પ્રમાણના હોય છે ફક્ત કૂવાનુ માપ લેવાના ઉપયોગમા આવતી ચાર હાથ પ્રમાણ લાબી લાકડી नालिका કહેવાતી, તથા માર્ગ વગેરે માપવા માટે ચાર હાથ પ્રમાણના માપને धनुष् કહેવાતુ વગેરે વગેરે ૮. रज्जु-દશ નાલિકા પ્રમાણ એટલે કે ૪૦ હાથ પ્રમાણ જુઓ અનુયોગદ્વાર સૂત્ર ૩૨૪-૨૫ (પૃ૦ ૧૩૪).

## અતિમાનપ્રમાણ:

સોનુ, રૂપુ, મણિ, મોતી, શખ, શિલા-રાજપટ્ટક અથવા ગધપટ્ટક અને પરવાળા વગેરેનું

પ્રમાણ નિશ્ચિત કરવા માટેના માનવિશેષને 'પ્રતિમાનપ્રમાણ' કહેવામા આવે છે પ્રતિમાન-પ્રમાણના માન–માપના ૭ નામ આ પ્રમાણે મળે છે ૧ गुञ्जा–ચણોઠી, ૨ काकणी–સવા ગુંજા, ૩ निष्पाव–૧⅙ કાકિણી, ૪ कर्ममापक–૩ નિષ્પાવ અથવા ૪ કાકિણી, ૫ मण्डलक–૧૨ કર્મ-માપક અથવા ૪૮ કાકિણી, અને सुवर्ण–૧૬ કર્મમાપક અથવા ૬૪ કાકિણી, જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૨૮–૨૯ (પૃ૦ ૧૩૫)

### ક્ષેત્રમાનપ્રમાણ

નાના–મોટા જલાશયો, નાના-મોટા ઉદ્યાન-વનો, પ્રાસાદો, બજારો, રસ્તાઓ, વાહનો, આસન-શયનાદિ તેમ જ અન્ય ઉપસ્કરનુ પ્રમાણ નિશ્ચિત કરવા માટેના માનવિશેષને 'ક્ષેત્રમાન-પ્રમાણ' કહેવામા આવે છે ક્ષેત્રમાનપ્રમાણના માન–માપના ૧૩ નામ આ પ્રમાણે મળે છે· ૧ आत्माङ्गुल–પોતાનુ અગુલ પ્રમાણ, ૨ पाद–૭ અગુલ પ્રમાણ, ૩ मुख–બાર અંગુલ પ્રમાણ, ૪ वितस्ति–૨ પાદ અથવા ૧૨ આંગળ, ૫ रत्नि–૨ વિતસ્તિ અથવા એક હાથ અથવા તો ૨૪ આગળ, ૬ कुक्षि–બે રત્નિ અથવા બે હાથ અથવા તો ૪૮ આગળ, ૭ દંડ, ૮ धनुष्, ૯ युग, ૧૦ अक्ष અને ૧૧ मुशल–૨ કુક્ષિ અથવા ચાર હાથ અથવા તો ૯૬ આગળ, ૧૨ गव्यूत–ગાઉ–બેહજાર ધનુષ, ૧૩ योजन–ચાર ગાઉ જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૩૪–૩૫, ૩૪૫, ૩૪૯ (પૃ૦ ૧૩૬, ૧૩૯ અને ૧૪૬ મુ)

ઉપર જણાવેલા જ માન–માપથી નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવના શરીરનુ માન જૈન ગ્રથોમા જણાવેલુ છે ફક્ત અહી ઉપર જણાવેલા માન પૈકીનુ પહેલુ आत्माङ्गुल છે તેના બદલે उत्सेधाङ्गुल સમજવુ આ ઉત્સેધાગુલનુ પ્રમાણ આ પ્રમાણે છે અનત પરમાણુની એક उच्छ्लक्ष्ण-श्लक्ष्णिका, ૮ ઉચ્છ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાની એક श्लक्ष्णश्लक्ष्णिका; ૮ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાનો એક ऊर्ध्वरेणु, ૮ ઊર્ધ્વરેણુની એક त्रसरेणु; ૮ ત્રસરેણુનો એક रथरेणु; ૮ રથરેણુનો એક देवकुरूत्तरकुरुमनुष्य-वालाग्रभाग, દેવકુરૂત્તરકુરુમનુષ્યવાળના આઠ અગ્રભાગનો એક हरिवर्ष-रम्यकवर्षमनुष्यवालाग्रभाग, હરિ-વર્ષ-રમ્યકવર્ષક્ષેત્રના માણસના વાળના આઠ અગ્રભાગનો એક हैमवत-हैरण्यवतमनुष्यवालाग्रभाग; હૈમવત-હૈરણ્યવત ક્ષેત્રના મનુષ્યના આઠ વાલાગ્રભાગનો એક पूर्वविदेहापरविदेहमनुष्यवालाग्रभाग; પૂર્વવિદેહ-અપરવિદેહ ક્ષેત્રના માણસના આઠ વાલાગ્રભાગનો એક भरतैरवतक्षेत्रमनुष्यवालाग्रभाग; ભરત-ઐરવત ક્ષેત્રના આઠ વાલાગ્રભાગની એક लिक्षा, આઠ લિક્ષાની એક यूका; આઠ યૂકાનુ એક यवमध्य; અને આઠ યવમધ્યનુ એક उत्सेधागुल જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૪૪–૪૫ (પૃ૦ ૧૩૮–૩૯)

ઉપર જણાવેલા જ માન–માપથી રત્નકાડાદિ કાડ, પાતાલ, દેવભવન, ભવનપ્રસ્તટ, નરક, નરકાવલિકા, નરકપ્રસ્તટ, કલ્પ–દેવલોક, દેવવિમાન, વિમાનાવલિકા, ટક, કૂટ, શૈલ, શિખરી, પ્રાગ્ભાર, વિજય, વક્ષસ્કાર, વર્ષ–ક્ષેત્ર, વર્ષધરપર્વત, વેલા, વેદિકા, દ્વાર, તોરણ, દ્વીપ, સમુદ્ર વગેરેની લબાઈ, પહોળાઈ, ઊંચાઈ અને પરિધિનુ માન જૈન ગ્રથોમાં જણાવેલુ છે ફક્ત અહી ઉપર જણાવેલા માન પૈકીના આત્માગુલ કે ઉત્સેધાગુલના બદલે प्रमाणाङ्गुल સમજવુ એક હજાર ઉત્સેધાગુલનુ એક પ્રમાણાગુલ થાય છે પ્રસ્તુત માનનો પ્રયોગ આપણા માટે અશક્ય છે તેથી તે એક સમજવાની હકીકત છે તેટલુ જ જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૫૮–૫૯ (પૃ૦ ૧૪૬)

### કાલ–સમયમાન પ્રમાણ

કાલની મર્યાદા સમજવા માટેનાં માનની સખ્યા અહી ઠીક ઠીક પ્રમાણમા મળે છે. તે આ

પ્રમાણે; समय—અતિસૂક્ષ્મકાલમાન (નિમેષનો પણ અસંખ્યાતમો ભાગ) आवलिका—અસંખ્ય સમય, उच्छ्वास અને निःश्वास—અસંખ્ય આવલિકા, प्राण—એક ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ જેટલો કાલ, स्तोक—૭ પ્રાણ, लव—૭ સ્તોક અથવા ૪૯ ઉચ્છ્વાસ નિઃશ્વાસ, मुहूर्त—૭૭ લવ અથવા ૩૭૭૩ ઉચ્છ્વાસ-નિઃશ્વાસ, अहोरात्र ૩૦ મુહૂર્ત, पक्ष—૧૫ અહોરાત્ર, मास—૨ પક્ષ, ऋतु—૨ માસ, अयन—૩ ઋતુ, संवत्सर—૨ અયન, युग—પાંચ સંવત્સર (વર્ષ), वर्षशत—૨૦ યુગ, वर्षसहस्र—૧૦ વર્ષશત, वर्षशतसहस्र—૧૦૦ વર્ષસહસ્ર (એક લાખ વર્ષ), पूर्वाङ्ग—૮૪ લાખ વર્ષ, पूर्व—૮૪ લાખ પૂર્વાંગ, त्रुटिताङ्ग—૮૪ લાખ પૂર્વ, त्रुटित—૮૪ લાખ ત્રુટિતાંગ, अटटाङ्ग—૮૪ લાખ ત્રુટિત, अटट—૮૪ લાખ અટટાંગ, अववाङ्ग—૮૪ લાખ અટટ, अवव—૮૪ લાખ અવવાંગ, हूहुकाङ्ग—૮૪ લાખ અવવ, हूहुक—૮૪ લાખ હૂહુકાંગ, उत्पलाङ्ग—૮૪ લાખ હૂહુક, उत्पल—૮૪ લાખ ઉત્પલાંગ, पद्माङ्ग—૮૪ લાખ ઉત્પલ, पद्म—૮૪ લાખ પદ્માંગ, नलिनाङ्ग—૮૪ લાખ પદ્મ, नलिन—૮૪ લાખ નલિનાંગ, अर्थनिपूराङ्ग—૮૪ લાખ નલિન, अर्थनिपूर—૮૪ લાખ અર્થનિપૂરાંગ, अयुताङ्ग—૮૪ લાખ અર્થનિપૂર, अयुत—૮૪ લાખ અયુતાંગ, नयुताङ्ग—૮૪ લાખ અયુત, नयुत—૮૪ લાખ નયુતાંગ, प्रयुताङ्ग—૮૪ લાખ નયુત, प्रयुत—૮૪ લાખ પ્રયુતાંગ, चूलिकाङ्ग—૮૪ લાખ પ્રયુત, चूलिका—૮૪ લાખ ચૂલિકાંગ, शीर्षप्रहेलिकाङ्ग—૮૪ લાખ ચૂલિકા, शीर्षप्रहेलिका—૮૪ લાખ શીર્ષપ્રહેલિકાંગ જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૩૬૭મું

શીર્ષપ્રહેલિકાથી આગળ પણ ઉપમાના આધારે નિશ્ચિત કરેલી સંખ્યાના पल्योपम અને सागरोपम એમ સંખ્યાવાચક બે મુખ્ય શબ્દો તેમ જ સંખ્યેય, અસંખ્યેય, અને અનન્ત એમ ગણના-સંખ્યાના ત્રણ પ્રકારોનું વર્ણન જૈનાગમ સાહિત્યમાં મળે છે. પ્રસ્તુત પલ્યોપમ, સાગરોપમ, સંખ્યેય, અસંખ્યેય અને અનન્તની ભેદકથનપૂર્વક સવિસ્તર વિગત અહીં પણ મળે છે. જુઓ પલ્યોપમ-સાગરોપમ માટે અનુયોગદ્વાર સૂ૦ ૩૬૮થી ૩૮૬ તથા સૂ૦ ૩૯૨થી ૩૯૭; અને સંખ્યેય આદિ માટે અનુયોગદ્વાર સૂ૦ ૪૯૭થી ૫૧૯.

## અકીર્ણક

જે વનમાં જે જાતનાં વૃક્ષોનું પ્રાચુર્ય હોય તે વનોને તે તે વૃક્ષોના નામથી જ ઓળખવામાં આવતાં હતાં. આ પ્રકારનાં કેટલાંક નામો અહીં આ પ્રમાણે મળે છે. અશોકવન, સપ્તપર્ણવન, ચંપકવન, આમ્રવણ, નાગવન, પુન્નાગવન, ઇક્ષુવન, દ્રાક્ષાવન અને શાલવન. જુઓ અનુયોગદ્વાર સૂ૦ ૨૬૮ મું

લુણસાવાડ, મોટીપોળ સામે
જૈન ઉપાશ્રય, અમદાવાદ
તા. ૩૦-૧૨-૧૯૬૭

મુનિ પુણ્યવિજય
દલસુખ માલવણિયા
અમૃતલાલ મો. ભોજક

# INTRODUCTION

## Importance of the Jaina Āgamas and their Publication

There are good many forces that sustain religion and culture Among them scriptures are to be treated as an immensely vital one The founders or propounders of a religion leave this mortal world after having preached the religion But if their preachings that form an invaluable heritage were collected in the form of scriptures and if these scriptures were preserved well, they serve as true representatives of those religious leaders for ages to come In our times, the sustaining vital force of Hindu religion are the *Vedas*, of Buddhist religion the *Tripitakas*, of Christian religion the Bible and of Islam the Koran Similarly, the sustaining vital force, *élan vital*, of the Jaina religion are the *Āgamas*—also known as *Ganipitakas*

The *Vedas*, well preserved by the Brahmins, are regarded as one of the wonders of the world They constitute the oldest literature of mankind The *Upanisads* too, which appear in the same Vedic tradition, are proved, when considered from the point of view of time and preservation, to be very old in comparison with other literary works of mankind After these *Upanisads* we have in the chronological order the Buddhist *Tripitakas* and the Jaina *Āgamas*

But there obtains an important and noteworthy difference between the *Vedas* on the one hand and the Buddhist *Tripitakas* and the Jaina *Āgamas* on the other The Brahmins have preserved in the form of four *Samhitās* the literature composed in Sanskrit by the *Rsis*—the Vedic poets They have made herculean efforts to preserve the correct wording—even the original pronunciation of the words concerned, but they have made no such efforts to preserve the meaning of the words concerned This is a fact none can deny The Buddhists and the Jainas have done just the opposite They have tried to preserve the meaning of the words concerned and not the words themselves The result is that though a Vedic reciter of our times recites the *Vedas* precisely as did one in the Vedic age he is generally innocent of the meaning of what he recites Modern scholars upto this day are trying to interpret the *Vedas* and making painstaking efforts to seek out their meaning with the help of Linguistics Even then none can say that a major part of the *Vedas* has been understood definitively In contrast to this, the Buddhist *Pitakas* and the Jaina *Āgamas* have been written in the language of the people of those times And about their meaning there is no doubt whatsoever Of course, there are stray words the meanings of which have not come down to us, but well-nigh ninetynine per cent words are such as would occasion no dispute as to their meanings

Again, to the words of the *Vedas* they attributed magical or mystical power. Hence the meaning of these words faded away But no such magical or mystical power was attributed to the words of the Buddhist and Jaina scriptures As a result, the meaning of these words came down to us

There is also another important point that differentiates the *Vedas* from the Jaina *Āgamas* and the Buddhist *Tripitakas* The Vedic hymns represent the thoughts not of one single person but of a number of them Hence it is futile to hunt for consistency of thoughts therein On the other hand, the Buddhist and Jaina scriptures are characterized by no inconsistency This is so because they embody the thoughts or views of one single person—be he Buddha or Mahāvīra[1]

Moreover, the words of the *Vedas* are the words of the original poets themselves, while the words of the Jaina *Āgamas* are the words not of the original Propounder (*Tīrthankara*), Mahāvīra, but those of his direct disciples (*ganadharas*) The *Āgamas* written by the *ganadharas* no doubt closely follow the preachings of Lord Mahāvīra, but they do not contain the very words spoken by him Thus here the importance is attached not to the words but to the spirit lying behind From all this it follows that the two traditions differ on the fundamental question as to whether the word or its meaning is more important This is why within the fold of Hindu religion there have cropped up numerous religious sects all basing themselves on the *Vedas* and different philosophers have conceived the nature of soul, world and God in their own ways even though they equally venerate the *Vedas* as the original scripture The words of the *Vedas* are the same but they have been interpreted by them to suit their own views and temperaments Thus the philosophers have super-imposed their own cherished views on the *Vedas*

Quite contrary to this, the Jainas attach value to the meaning—not to the word So, here there has remained no scope whatsoever for many sects to crop up all claiming the Jaina *Āgamas* to be their basis Whatever sects there are in the Jaina tradition are the result not of the divergent meanings ascribed to the Āgamic texts but of the two different view points adopted as regards *ācāra* (Conduct) No one has tried to interpret the Jaina *Āgamas* reading into them the meaning that suits one's own peculiar views The extant works that go by the name *Āgamas* are not recognized by the Digambara tradition as the original *Āgamas* Yet it is noteworthy that the very original form in which the Jaina philosophy and religion are presented in these *Āgamas* is to be found in the Digambara works as well All

1 "अत्थ भासइ अरहा सुत्त गथति गणहरा निउण ।" *Āvasyakaniryukti*, gā 192

this is the result of the preservation of the spirit of the original teachings And the spirit of whatever Mahāvīra originally preached is equally preserved by both the traditions though the words these two traditions employ to transmit that spirit may differ

One more point worthy of note with regard to the Jaina *Āgamas* is that they are based on the words of a *Vītarāga* (i e one free from attachment) So, the teachings embodied in them urge man to renounce the world and at the same time to take to the path of Liberation (*moksa*) Nothing of the sort can be said with regard to the *Vedas* Therein the *Ṛsis*—the Vedic poets—offer their prayers to the deities in order that they may enjoy this worldly life Hence there is no scope in the *Vedas* for the teaching on *moksa* (Liberation from this worldly life) The reason for the obliteration of the meanings of the *Vedas* as also for the *Upanisads* gradually gaining ever more prominence is that the doctrine of *moksa* (Liberation) had already found its legitimate place within the four corners of Indian culture Thus when the doctrine of *moksa* became, so to say, the cornerstone of Indian culture, the teachings of the *Vedas* that favoured the sensuous enjoyment of worldly life were disregarded and pushed back into oblivion

Though the Jaina *Āgamas* are recognized as religious works, they contain not only particular religious teachings but also accounts of the various branches of empirical knowledge The study of atom is one of the most fruitful endeavour of modern natural science But the only source from which we know what the Indian scientists, twentyfive centuries ago, thought of the nature of atoms are the Jaina *Āgamas* In saying this we are disclosing a brute fact and not merely betraying our devotion and loyalty to the *Āgamas* Certainly if one wishes to acquaint oneself with the progress the Indians had made, upto the time of the Jaina *Āgamas*, in various branches of empirical knowledge one should turn to the only source of relevant information, that is, to these very *Āgamas*

It is needless to say that the *Vedas*, the *Tripitakas* and the *Āgamas* are invaluable as religious scriptures But, in addition, they are of very great use to those who want to reconstruct a picture of the social, economic, political, religious and cultural life of India of those times Thus even though the *Āgamas* are valued as scriptures by the Jainas only, as a record of human history and culture their value is universal Again, it is admitted on all hands that for the purpose of tracing out the origin of the various vernacular languages of India the study of Prakrit language is indispensable Thus the Jaina *Āgamas* are a proved source of linguistic materials and hence they enormously help those who want to study linguistics or Indian languages scientifically These are the reosons why various scholars

